# સંવાદ સંગ્રહ.

## ભાગ ૧ લો.

સંયોજક અને પ્રકાશકો,
હરિલાલ ચંદુલાલ ઠાકોર,
હેડમાસ્તર, સ્કોટ કૉલેજ, સાદરા–મહીકાંઠા.
અને
ભાઇચંદ પૂંજાદાસ શાહ,
હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા–મહીકાંઠા.

પ્રથમાવૃત્તિ પ્રત–૨૦૦૦.
સંવત ૧૯૭૭ સને ૧૯[illegible]૧.



અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ
પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. [illegible]–૦–૦; કાચું પુઠું રૂ. ૧–૧૨–૦.

# સંવાદ સંગ્રહ.

## ભાગ ૧ લો.

સંયોજક અને પ્રકાશકો,

**હરિલાલ ચંદુલાલ ઠાકોર,**

હેડમાસ્તર, સ્કોટ કૉલેજ, સાદરા–મહીકાંઠા.

અને

**ભાઇચંદ પૂજાદાસ શાહ,**

હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા–મહીકાંઠા.

પ્રથમાવૃત્તિ પ્રત–૨૦૦૦.

સંવત ૧૯૭૭ સને ૧૯૨૧.



અમદાવાદ ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કિંમત રૂ. ૨–૦–૦; કાચું પુઠું. રૂ. ૧–૧૨–૦.

# જાહેર ખબર.

૧. ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ.
૨. મહીકાંઠા એજન્સિની સરળ ભૂગોળ 
૩. મહીકાંઠા એજન્સિની સામાન્ય ભૂગોળ ( ત્રી. આ. ) ૦–૪–૦
૪. મહીકાંઠા એજન્સિનો રંગીન નકશો. ૦–૨–૦; કપડાનો ૦–૩–૬
૫. ઈડર સંસ્થાનની સામાન્ય ભૂગોળ ( ત્રી. આ. ) ૦–૩–૦
૬. બાળગીત સંગ્રહ ( પુષ્કળ વધારા સુધારાવાળી બી. આ. ) ૦–૮–૦

ઉપરનાં પુસ્તકો મહીકાંઠા અને ઈડર સ્ટેટમાં ઇનામ લાયબ્રેરી સારૂ; નં. ૩. ૫ નાં ડિરેક્ટર સા. બહાદુરે તથા કાઠિઆવાડ એજન્સિમાં લાયબ્રેરી માટે; અને નં. ૬ કાઠિઆવાડ એજન્સિ, રાજકોટ, રાધનપુર, ગોંડળ અને જામનગર સ્ટેટમાં ઇનામ માટે મંજુર થયાં છે.

૭. પાલણપુર એજન્સિની સામાન્ય ભૂગોળ. ૦–૪–૬
૮. પાલણપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ (બી. આ.) ૦–૩–૬
૯. રાધનપુર સંસ્થાનની સામાન્ય ભૂગોળ. ૦–૧–૬

નં. ૭, ૮, ૯, કાઠિઆવાડ અને પાલણપુર એજન્સિ; પાલણપુર અને રાધનપુર સંસ્થાનમાં ઇનામ લાયબ્રેરી માટે; અને ઉત્તર પ્રાંતના મે. એ. ઇ. સાહેબે ઇલાકામાં લાયબ્રેરી માટે અને પાલણપુર એજન્સિમાં લાયબ્રેરી અને ઇનામ માટે મંજુર કર્યાં છે.

૧૦. **બાળ આંકપોથી:**—બાળવર્ગ માટે સપ્રાયોગિક સચિત્ર સંખ્યા અને આંકના પાડા, બાળકો સ્વાશ્રયથી જાતે બનાવે, અને શીખે, તેમને આનંદ અને ગમ્મત પડે, માટે પુષ્કળ વ્યાવહારિક અને આનુભવિક મનોયત્નો સાથે ઉત્તમ રચના. કાઠિઆવાડ એજન્સિમાં ટેકસ્ટ, ઇનામ અને લાયબ્રેરી: પાલણપુર, રાજકોટ, અને જામનગર સ્ટેટોમાં ઇનામ લાયબ્રેરી માટે મંજુર. ૦–૨–૦

૧૧ **સંવાદ સંગ્રહ**—ભાગ ૨ જો મોટું પુસ્તક તૈયાર થાય છે. થોડા વખતમાં છપાઈ બહાર પડશે. અગાઉથી ગ્રાહક થઈ નામ નોંધાવો

મળવાનું ઠેકાણું:-ડભોડા, અમદાવાદ. **ભાઈચંદ પૂજાદાસ શાહ,**

**હેડમાસ્તર, તાલુકા સ્કૂલ, ડભોડા.**

# પ્રસ્તાવના.

શાળાઓ અને કૉલેજોમાં થતા ઇનામ કે અન્ય સમારંભ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા સંભાવિત સભ્યજનોને નિમંત્રણ કરવામાં આવે છે, અને તે પ્રસંગ અતિ-આનંદદાયક નીવડે તેનો કાર્યક્રમ ગોઠવાય છે. આવો પ્રથા કેટલાંક વર્ષથી આધુનિક કેળવણીના વૃદ્ધિંગત પામતા જમાનામાં પ્રચલિત થતો જાય છે, અને સારી ગણાતી શિક્ષણ સંસ્થાઓમાં આ પ્રથા દિન પ્રતિદિન પૂર ભભકા સહિત ઉજવાય છે, અને આવી આવશ્યકતાને પ્રાધાન્ય અપાય છે. સુધરેલા દેશોમાં આવા પ્રસંગાનુસાર સમારંભો આનંદ-પ્રમોદ આપવા અને રસ લાવવા માટે ન્યાય, સત્ય, પરોપકાર, દયા, ટેક, દેશપ્રેમ, વગેરે ઉત્તમ નીતિમય સત્ત્વોનું તારતમ્ય ઉત્તમ બોધ સાથે હાર્દિક આનંદ-ગમ્મત આપી, સચોટ અસર કરે-ઉંડી છાપ છાપ પાડે-હસાવે, તેવા હેતુ પુરઃસર ખાસ ચૂંટી કાઢેલા સંવાદો વિદ્યાર્થીઓ ભજવી બતાવી સભાજનોનાં મન રંજન કરે છે, આવા સંવાદોથી બાળકો અને શ્રોતાજનો ઉપર ઘણી સારી અસર થાય છે, તેથી જનસમાજમાં તેની ઉપયોગીતા માટે બે મત નથી.

આવા ભિન્ન ભિન્ન નીતિમય કૉમિક અને હાર્દિક સંવાદો નાના નાટકના પ્લૉટ સમાન છે, અને તે ભાવપૂર્વક ભજવાતા જોવાથી ઓર આનંદ આપે છે, અને વાંચવાથી નિવૃત્તિમાં વિનોદ સાથે બોધ બક્ષે છે.

સાદરા રેકોટ કૉલેજ અને સાદરાની લોકલ સ્કૂલો, અન્ય સ્કૂલો, કૉલેજો અને અન્ય સ્થળે આવા સંવાદો ભજવાતા હોવાથી, તેમજ અમારા શિક્ષક તરીકેના લાંબા અનુભવથી અમને સમજાયું છે કે—આવા સંવાદો બાળ કેળવણીમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. બાળકો સંવાદો સહેલાઈથી સમજી, મુખપાઠ કરી શકે છે, અને ભજવી શકે છે, અને તે ભજવાતા જોવા માટે અતિ-ઉત્સુક હોય છે એવું અનુભવથી જણાયું છે. સંવાદોદ્વારા તેમનાં કુમળાં મન ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે નીતિની ઉંડી-સજ્જડ-વજ્રલેપ છાપ પડે છે, અને સાથે સાથે ઉત્તમ નીતિશિક્ષણ પણ

મળે છે; તેથી આવા બોધદાયક સંવાદો કૉલેજો-શાળાઓ-વિદ્યાર્થીઓ અને જનસમાજમાં છૂટથી વંચાતા અને ભજવાતા થાય એ ઇચ્છવા જેવું છે; આ ઉદ્દેશથી આકર્ષક, બોધદાયક, નીતિ અને આદર્શ સદ્‌ગુણોનો પ્રતિઘોષ પાડે તેવા "કૉમિક—" હાસ્યરસપૂર્ણ અને રસમય સંવાદો ચૂંટી કાઢી, નવા ઉપજાવી કાઢી તે પ્રથમ વાનગી તરીકે જનસમાજ આગળ મૂકવાની અમારી ઉત્કટ ઇચ્છા હતી. અમારો લાંબા વખતનો અનુભવ આ કામ માટે પ્રેરવાથી આ સંગ્રહ શાળોપયોગી-લોકોપયોગી નીવડે એ ઉદ્દેશથી, ખાસ કાળજીપૂર્વક તેની સંકળના કરી છે, અને આ યત્કિંચિત પ્રયાસ જનસેવામાં સમર્પણ કરવાનું ઇચ્છયું છે.

આ સંગ્રહમાં સંવાદો દાખલ કરવા માટે, સ્વતંત્ર સંવાદો લખી મોકલી, તેમજ પોતાનાં રચેલાં પુસ્તકોમાંથી તેવા ફકરા ચૂંટી દાખલ કરવા, તેમજ તે સંબંધી સોનેરી સૂચનાઓ આપવા માટે અમે આ વિદ્યાવિભૂષિત વિદ્વાન ગુર્જરરત્નોના અંતઃકરણપૂર્વક આભારી છીએ. તેમનાં મુબારક નામો મળેલા સંવાદો નીચે દર્શાવ્યાં છે, તેથી પુનઃ નહિ ઉલ્લેખતાં માત્ર આ સ્થળે આભાર માનવામાં સંતોષ માની વિરમીએ છીએ.

ભયંકર વિગ્રહને લઈને પુસ્તક પ્રસિદ્ધિ અને તે માટેની આવશ્યક વસ્તુઓ માટે વિલક્ષણ પરિસ્થિતિ ઝઝુમી રહેલી છે, આ પુસ્તક પણ તે પરિસ્થિતિમાં પ્રેસમાં મૂકાયું છે, તેથી અનિચ્છાએ સંજોગોને લઈને આ શાળોપયોગી પુસ્તકની કિમ્મત ઠરાવવી પડી છે, તો તે માટે ગ્રાહકો દરગુજર કરશે.

સંવાદ સંગ્રહનો દ્વિતીય ભાગ પણ હવે પછી થોડા વખતમાં બહાર પડશે, તેને પણ ઉત્તેજન મળશે એવી ઉમેદ રાખીએ છીએ.

અમને શ્રદ્ધા છે કે—અમારો આ પ્રયાસ જનમંડળને ઉપયોગી નીવડશે, અને અમારો શ્રમ સાર્થક થશે-એંજ અસ્તુ !

સાદરા અને ડભોડા.
સંવત્ ૧૯૭૭ ધૂળેટી પર્વ.

લી૦ સેવકો,
હરિલાલ ચંદુલાલ ઠાકોર.
ભાઈચંદ પૂજાદાસ શાહ.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્ર.

સૂચના—નીચે દર્શાવેલી અને તેવીજ મળતી અન્ય સ્થળની ભૂલો પુનઃ નહિ દર્શાવતાં માત્ર અગત્યનીજ સુધારેલી છે.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૧;૩૭ | ૧૩;૧૪ | લક્ષમણુ, વહો | લક્ષ્મણ; વળી |
| ૧૮;૨૬;૩૧;૪૦, | ૧૭;૧૯;૧૧;૧૪ | ાન; મક્વા; મકં; બચથી | ાનિ; મૂકવા;મૂર્ક; બચથી |
| ૩૦;૩૨;૫૭;૨૩૬; ૧૩૦;૨૭૨ | ૨;૯;૧૫;૧૫થી૧૮ ૪;૨૪ | માટે;૬; મેં; વાંચી. ધરાવેછે ધરાકને...આપે તે; આજે | છેકી નાંખો. |
| ૩૫ | ૧૧;૨૧ | बिभषणम्; निर्मिति. | बिभूषणम्; निर्मित- |
| ૪૭ | ૬ | कर्तारमार्य; धर्मं | कतरिमार्य; धर्म |
| ૫૦;૫૨;૧૨૭ | ૪;૬;૬ | તનખ્ખા; કીધ; મોટી | તનખા; કી; મોટું |
| ૬૮;૮૦,૮૦;૨૪૧ | ૭;૧૦;૧૧;૧૧ | એટલે; છે; તે | એટલે; તે; એ |
| ૬૯;૨૪૫ | ૧;૧૦ | ઓળખાવવામાં; એણે | ઓળખાવામાં; આણે |
| ૭૭,૭૮;૭૯ | ૧૮;૭;૬ | ભ—લે. પશ્ચાતાપ, | લ–; તે; પશ્ચાત્તાપ, |
| ૮૫;૯૭ | ૧૫;૩ | ક્ષત્રાનલથી; નિર્ભયતાનો | ક્ષાત્રાનલથી; નિર્ભયતાને |
| ૯૯;૧૧૫ | ૧૯;૨૪ | સમજું છે; પામ્યા છે. | સમજુંછું; પામ્યા છો. |
| ૧૦૭,૧૧૨ | ૧૩;૮;૧૯ | ઇશ્વર; શ્રંગાર, આપતી | ઈશ્વર; શૃંગાર; આવતી |
| ૧૩૪;૨૮૦ | ૨૬;૧૮ | ઉચ્ચ; શ્રવા; તયાર | ઉચ્ચૈઃ શ્રવા; તૈયાર |

| | | | |
|---|---|---|---|
| ૧૫૯;૧૬૨ | ૬;૨૩ | અહલેકારે; બેરિસ્ટકી | અહલેકારો; બેરિસ્ટરીકી |
| ૧૬૪;૧૭૦;૨૪૧ | ૨;૬;૨૧ | અઢ્ઢાઇ; શું નહિ; કૈં | અઢ્ઢાઈ સો; સું નહિ; કંઈ |
| ૧૬૭;૧૯૬;૨૫૧ | ૧૮;૫;૧૯ | ઇંગ્લાડ; જિદગી; પકિત | ઇંગ્લાંડ; જિંદગી; પંક્તિ |
| ૧૮૧;૧૮૬;૨૦૨;૨૧૦ | ૧૨;૧૭;૮;૨૩ | મૂતિ; ધમ;–ને; કમ | મૂર્તિ, ધર્મ;–ને; કર્મ |
| ૧૮૬;૧૮૫;૨૧૨ | ૯;૧૨;૨૨ | જેથ; ૈવત; ૈકાર | જેથી; દૈવત: ટૌકાર |
| ૧૯૮;૨૧૩ | ૨૪;૫ | નથી; કંથા | થતું નથી; કંથા દીપતી |
| ૨૦૩;૨૨૧ | ૧૧ | ભીમાર્જુનાના | ભીમાર્જુનના |
| ૨૨૬;૨૪૪ | ૧૮;૧૧ | એકદરબારી; ભગવતી | એક દરબારી; ભવતી |
| ૨૨૮;૨૩૦;૨૩૨;૨૩૫ | ૧૪;૨૩;૧૦;૨૦;૨૨ | બ્રટ–સ;–નું;–ને;–સે | બ્રૂટ–સ;–નૂં;–ને;–સે |
| ૨૩૦;૨૭૧;૨ | ૩;૭ | નમી ને, મહાકથા વટે | નમીને; મહાકથાવટે |
| ૨૩૪;૨૫૧;૨૮૩ | ૧૦; પૃષ્ઠાંક; ૧; | માણુસ; ૩૫૧; દ્રષ્ટ્વા, | માણુસ; ૨૫૧; દ્રષ્ટ્વા; |
| ૨૪૨;૨૪૩ | ૯;૧૬ | ઉપજાતિ; કૂદયો એ | ઉપજાતિ; ફુટયો એ |
| ૨૪૨ | નવી ફુટનોટ છેવટે | ત્રણ લીટી. | વંશસ્થની, છેલ્લી ઇંદ્રવંશાની |
| ૨૪૬;૨૪૯ | ૩;૪ | ાજા; દુષ્યત; મહષિ | રાજા; દુષ્યન્ત; મહર્ષિ |
| ૨૬૨;૨૬૩; | ૯;૮;૧૪ | દર્શન; વ્યાઘ્રે; | દર્શન; વ્યાઘ્ર; |
| ૨૭૧ | ૧૫ | આંખોં મીંચી ગયા | આંખો મીંચી સૂઈ ગયા |

# સંવાદ સંગ્રહ.

## (૧) અંગદ વિષ્ટિ.

પાત્રોઃ—રાવણ—લંકાનો રાજા.

અંગદ—કિષ્કિન્ધા નગરીના રાજા વાલીનો પુત્ર અને રામના લશ્કરનો સેનાનાયક.

દ્વારપાળ—રાવણના દરબારનો.

દ્વારપાળ—( ગભરાટમાં પ્રવેશ કરીને ):—મહારાજાધિરાજ! ત્રિલોકના દેવેન્દ્ર દેવ! આપણા નગરમાં હાલ એક મહા બળવાન વાંદરો કુમાર પ્રહસ્તનો ઘાતક, મુખમાંથી રામ! રામ! કરતો અશોક-ભંજનના અને લંકાદહનના, રામનું સ્મરણ કરાવતો, પોતાને રામના દૂત તરીકે ઓળખાવતો, એક પ્રચંડ વીર ઘૂમતો ઘૂમતો આપણી દેવડી ઉપર આવી, મહારાજાધિરાજને મળવાની ઇચ્છા બતાવે છે.

રાવણ—આવવા દો! એ જંગલના નરપશુને આવવા દો!

અંગદ—( નીડરપણે સભામાં આવીને, સ્વગત ) જગન્નિયંતા શ્રી રામચંદ્રનો પ્રતાપ સર્વ સભામાં હોવાથી ( પ્રત્યક્ષ ) હું તેને નમસ્કાર કરૂં છું ( નમસ્કારની પેઠે બે હાથ જોડી માથા પાસે લઈ જઈ નમન કર્યું. )

રાવણ—અરે! વાનર, તું કોણ છે? કયાંથી અને અહીં કેમ આવ્યો છે?

અંગદ—રે ! રાક્ષસેશ્વર, હું વાલીનો પુત્ર અંગદ, સર્વના શરણ રૂપ ભગવાનશ્રી રામચંદ્રજીની આજ્ઞાથી તારા કલ્યાણને માટે અહીં આવ્યો છું. તું મારા પિતાનો મિત્ર છે, મુનિકુમાર છે, શિવ અને બ્રહ્માનો ખરો ભક્ત છે, નિર્જન સ્થાનમાંથી જગદંબા સીતાને હરી લાવી તારી ઉત્તમ કીર્તિને તેં કલંકિત કીધી છે. હું તારૂં શ્રેય ઇચ્છું છું અને બતાવવા પણ આવ્યો છું.

રાવણ—અરે વાનર! વાલી જેવા બળવાનનો પુત્ર, એક સાધારણ અનાથ નરતું દૂતપણું કરે છે ? ? માટે તું ધિક્કારને પાત્ર છું. જા ! ! ! વાલી કયાં છે ? મને જણાવ કે તારૂં આ નિંદ્યકર્મ તેને હું જણાવું.

અંગદ—રાજા ! સાંભળ ! ! ! તું તારા રાજ્યનું અને તારા કુટુંબનું જો ભલું ઇચ્છતો હો, તો દાંતમાં ઘાસ ( નું તરણું ) લઈ હાથ બાંધી સર્વ પરિજનોને સાથે લઈ, “ હે કરૂણાનિધિ મારૂં રક્ષણ કરો. ” એવા પોકાર સહિત શ્રી રઘુપતિને શરણે જા, તો સારૂં થશે નહિતર તારા મિત્ર વાલીને થોડા વખત પછી મળી તેનાથી જ્ઞાત થઈ મારી યોગ્યતાનો સંદેશો તેને કહીશ.

રાવણ—ઓ મૂંઢ ? તારા પિતાનો ઘાત કરનારનું તેં શરણ લીધું છે માટે તને હજારો વાર ધિક્કાર હો. તું તારા કુલનો દાવાનલ છે.

અંગદ—હું મારા કુલનો અંગાર છું કે તું તારા કુલનો અંગાર છું. એ વિશ્વથી અજ્ઞાત નહિજ રહે, તારે વીસ નેત્ર છે છતાં તું દેખતો નથી, અને ૨૦ કાન છે છતાં તું સાંભળતો નથી માટે ધિક્કાર તો તનેજ છે.

રાવણ—હે કુલઘાતી ! ! લવારો ન કર, મારા બાહુનું પરાક્રમ તું દૂત છે માટે બતાવતો નથી. હું લોકપાળોનો ગળનાર છું. કૈલાસને

હાથમાં રમાડનાર છું. સર્વ દેવો મારાથી ડરે છે. તું કોણ માત્ર છે અને તારો રામ પણ કોણ છે. જેને પિતાએ અયોગ્ય ઠરાવ્યો, જે સ્રીને સાચવી શક્યો નહિ! એવા ક્ષુદ્ર રામનો દૂત, તું મારી પાસે શી ગણતીમાં છે?

અંગદ—હે શઠ! દૂત પ્રત્યેની તારી નીતિ મેં જાણી છે. તારા શૌર્યનું તને અભિમાન છે. તને મચ્છર પેઠે ચોળી નાખવા હું સમર્થ છું પણ મારા સ્વામીની મને આજ્ઞા નથી. માટેજ તું શ્વાસ લઈ શકે છે, તારી બેનને તેં નાક કાન વગરની જોઈ, તારા ભાઈઓ અને તેના સાથીઓ મરાયા. તારે જો જીવવુંજ હોય, તો શ્રી રામને શરણ થા.

રાવણ—ઓ નાદાન! તારા રામમાં શી સત્તા છે? પિતાથી તિરસ્કાર પામેલો, વાનરના સમાગમવાળો, સ્રી વિયોગથી દુઃખી અને રાજ્યભ્રષ્ટ રામ, મને શું કરનાર છે. તે ભીરૂ અને કાયર છે, તારા જેવા અધમ પશુને મોકલી પોતાની દીનતા બતાવે છે. તેના કરતાં તે પોતેજ આવી મને નમી જઈ ક્ષમા માગે તેમ તું જઈ કહે.

અંગદ—અરે પામર! જતો દીપ ગંધાય છે. ગતાયુ પોતાનું હિત વિચારી શકતો નથી. મારો સ્વામી, મારોજ સ્વામી નથી; પરંતુ તે સમગ્ર બ્રહ્માંડનો સ્વામી છે. તારા જેવા દેડકાને મારવામાં સિંહનું પરાક્રમ ન હોય. વળી તું બ્રાહ્મણ છે માટે તને ન મારવો એમ તેઓ સમજે છે. પણ તું સમજ, કે ક્ષત્રિય જાતનો રોષજ અતિ કઠિણ છે. શિવના અને વિષ્ણુના ધનુષ્ય ઉપર જેમણે વિજય મેળવ્યો છે, એવા ભગવાન રામચંદ્રની સાથે તું કોઈ રીતે યોગ્ય નથી. વાનરસેના બળવાન છે. એક આવેલા હનુમાન

વાનરથીજ તારી નગરી વિરૂપ બની છે તો ભવિષ્યનો વિચાર કરી જગદાધારને શરણે જા.

રાવણ—અરે, નીચ અધમ દૂર થા અહીંથી. તારા ધણીમાં બુદ્ધિ, બળ, તેજ, કે પ્રતાપ કાંઈજ નથી. તે તો મારા રાક્ષસોનો ભક્ષ્ય છે. બડબડાટ કર્યા સિવાય અહીંથી ચાલ્યો જા. નાના મોંઢાથી મોટી વાતો કર નહિ. તારો અને તારા સ્વામીનો નાશ થયો સમજ. અરે, કોઈ છે ? આને પકડો અને બાંધી મારો.

અંગદ—અરે પાપી! પરદારા લંપટ! કુલાંગાર! કોણ છે મને પકડનાર અને બાંધનાર! રામના આ દૂતનો પગ પણ કોણ ખસેડવા સમર્થ છે. ( એમ કહી પગ આગળ કરે છે. ) સભા અને તારા કોઈમાં બળ હોય તો આવો!

( ઘણા રાક્ષસો તેના પગને ઉથાપવા ગયા પણ તે ઉથાપાયો નહિ, તેથી પોતે રાવણ ગયો. ત્યાં મહા મહેનત કરતાં તેના માથાનો મુગટ હેઠે પડયો. તેને લાત મારીને ઉડાડી મૂકીને રાવણને કહે છે. )

અરે, પ્રાપ્ત મૃત્યુ ! મારા આ ચરણના શરણમાં તું આવે છે તો જગદુદ્ધારક શ્રી રામચંદ્રના ચરણમાં આવી મળી સુખી થા એમ મારી તને સલાહ છે. (આમ કહી અંગદ ઉઠી ચાલતો થયો. )



# (૨) પાંડવોનું ઔદાર્ય.

---

પાત્રોઃ-શ્રીકૃષ્ણ અને પાંચ પાંડવો-યુધિષ્ઠિર, ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ.

શ્રીકૃષ્ણઃ—(હસ્તિનાપુર તરફ દૂત મોકલી વિરામ્યા પછી) રાજા યુધિષ્ઠિર! ધૃતરાષ્ટ્ર પાસે આપણે દૂત તરીકે સંજયને મોકલ્યો છે તે આવ્યા પછીજ આપણે યુદ્ધ કરવું કે ન કરવું તેનો નિશ્ચય થશે. માટે હાલમાં તો તમારે મને જે કાંઈ કહેવું કે બતાવવું હોય તે કહો, અને બતાવો હું તે તમારૂં સાંભળીશ અને બતાવીશ.

યુધિષ્ઠિરઃ—હે કૃષ્ણ! સંજય ધૃતરાષ્ટ્રનો આત્મા છે એટલે તેણે કરેલું આપણું દૂતત્વ સાર્થક થવાનો સંભવ છે; પરંતુ આપ જાણો છો કેઃ-ધૃતરાષ્ટ્ર અતિલોભી છે, દુરાત્મા દુર્યોધનના વિચારથી દોરવાય છે, જેથી અમારા તરફ અયોગ્ય વર્તન ચલાવે છે. એમની આજ્ઞા પ્રમાણે અમે બાર વર્ષ વનમાં ફરી તેરમું વર્ષ ગુપ્તપણે ગુજાર્યું. આ ચૌદમા વર્ષમાં અમને અમારૂં અર્ધું રાજ તેમના વચનથી પાછું મળવું જોઈએ, પણ દુર્યોધન, શકુનિ, કર્ણ વગેરે એ વચન તોડાવશે. અમને રાજ્યભાગ આપ્યા વિનાજ આપણી સાથે સંધિ કરવાનો તેમનો વિચાર મેં સાંભળ્યો છે. સંજયની સાથે તો આપણે કહેવરાવ્યું છે કે અમારૂં અર્ધ રાજ અમને પાછું આપો. અથવા તો અવિસ્થળ, વૃકસ્થળ, માકંદી, વારણાવત અને પાંચમું હરકોઈ રહેવા યોગ્ય હોય તેવું એમ મળી અમને પાંચ ગામ આપો કે જ્યાં રહી અમે અમારાં માતુઃશ્રીની અને બ્રાહ્મણોની યોગ્ય સેવા કરી અમારો નિર્વાહ ચલાવી

શકીએ. આટલાથી પણ અમે સંતોષ માનીશું કેમકે તેમ થતાં યુદ્ધ રૂપ ભયંકર કર્મ અટકી કૌરવોનો અને સગાંસબંધીઓનો સંહાર થતો અટકે છે. હે જનાર્દન! અમોએ અને કૌરવોએ પરસ્પર સલાહ કરી રાજલક્ષ્મીને ભોગવવી; અગર તો કૌરવોનો અને તેના પક્ષનો સંહાર કરી અમારે અમારૂં રાજ્ય સંપાદન કરવું એ બે માર્ગમાંના પહેલા માર્ગને હું ઇચ્છું છું; પરંતુ નિર્વિઘ્ન હોઈ રાજ્યભ્રષ્ટપણે જિંદગી ગાળવા કરતાં મરી જવું વધારે સારૂં ગણું છું. ધર્મના અને નીતિના અમે દાસ છીએ માટે સલાહ માગીએ છીએ; પણ આથી અમે પ્રણિપત કરનારા છીએ એમ જોઈ સામો પક્ષ અમને દુર્બળ ન ગણે એ વાત કૌરવોને સમજાવી અમારૂં શ્રેય થાય તેમ કરો એ આપને કહેવાનું છે.

**શ્રીકૃષ્ણઃ**—હે ભારત! હું તમારા બન્ને વચ્ચે સલાહ કરાવવા કૌરવોની સભામાં જઈશ. ત્યાં તમારા લાભને લક્ષમાં રાખી યોગ્ય કહીશ. જો તમારામાં સલાહ કરાવી શકીશ તો મારી જિંદગીમાં મહાપુણ્યકર્મ કર્યું માનીશ.

**યુધિષ્ઠિર**—હે કૃષ્ણ! આપ સલાહને માટે કૌરવો પાસે જાઓ એ મારો મત નથી. કેમકે દુષ્ટ દુર્યોધન તમારાં સંધિ વાક્ય સાંભળે એવો નથી એટલુંજ નહિ પણ આપ પ્રત્યે પણ તે અસભ્ય વર્તે એવો છે. આપનું અપમાન થાય કે આપને કાંઈ દુઃખ થાય પછી અમે ધન, રાજ્ય કે વૈભવ મેળવીએ એ અમારે જોઈતું નથી. આમ થયે સ્વર્ગ પણ અમને આનંદદાયક નથી.

**શ્રીકૃષ્ણ**—હે મહારાજ! દુર્યોધનની દુષ્ટતા હું જાણું છું. તેનાથી થયેલું મારૂં અપમાન હું સાંખીશ નહિ. ત્યાં જઈ તમારી ધર્મપ્રવૃત્તિ સમગ્ર રાજાઓની પાસે જાહેર કરવાથી આપણો પક્ષ

નિર્દોષ ઠરશે માટે મારે કૌરવો પાસે જવું જરૂરનું છે.

યુધિષ્ઠિરઃ—હે અચ્યુત! આપને જે ગમે તે કરો. આપ અમારૂં સર્વસ્વ છો. આપ અમને ઉભયને જાણો છો. સર્વ બીના તમને જ્ઞાત છે. જો કે અમે અર્ધ રાજ્યના ધણી છીએ તોપણ અમોને જો પાંચજ ગામ આપી સલાહ કરે તો તે અમને કબુલ છે અગર તો ફરી જુગાર રમીએ તેમાં અમે જીતીએ તો અમને અમારૂં રાજ્ય પાછું આપે એ પણ અમારે કબુલ છે. અમારા હિતનું આપને જે યોગ્ય લાગે તે કરશો.

શ્રીકૃષ્ણઃ—રાજા યુધિષ્ઠિર! તમારાં અને સંજયનાં વાક્યો મેં સાંભળ્યાં છે. તમારી બુદ્ધિ ધર્મનો આશ્રય કરે છે, અને કૌરવોની બુદ્ધિ વૈરનો આશ્રય કરે છે. તમે વગર યુદ્ધે અલ્પ લેઈને પણ સંતોષાઓ છો. પણ હે રાજા!!! ક્ષત્રિયોએ નૈષ્ટિક રહેવું, અને ભિક્ષાન્નથી નિર્વાહ કરવો એ ખરો ક્ષાત્રધર્મ નથી. તમો પરાક્રમ કરી શત્રુને સંહારો. તેર વર્ષ લગી નિષ્કંટકપણે રાજ્ય ભોગવ્યું છે, અને તેટલા સમયમાં સર્વ રાજાઓને પોતાના કરી લીધા છે. તેઓ બળવાન થઈ પડયા છે. તેઓ દયાથી કૃપણતાથી કે ધર્મથી તમને તમારૂં રાજ્ય પાછું આપે એમ મને લાગતું નથી. તમારૂં તેમણે સર્વસ્વ લઈ લીધું છે. તમારા તરફ તેઓ પુરૂં વૈર રાખે છે. તેઓ તો તમારા વધ્યજ છે. ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર તરફ તમારી ભક્તિ છે તે યથાર્થ છે. હું તેમની પાસે જઈશ, અને દુર્યોધનની દુષ્ટતા અને તમારી ધર્મ–પરાયણતા સભામાં સ્પષ્ટપણે જાહેર કરીશ–લોકોમાં પણ કહીશઃ કૌરવો યુદ્ધની કેવી તૈયારીઓ કરી રહ્યા છે તે પણ જાણી લઈશ. તમારા ભલા માટે મારો બનતો પ્રયત્ન કરીશ. મારે કહેવું જોઈએ કે હું ભવિષ્યની સલાહ વિચારી શકતો નથી. માટે તમારે તો યુદ્ધ

સામગ્રી તૈયારજ રાખવી. હું તમારા ભાઈઓના પણ અભિપ્રાય આ બાબતમાં જાણવા માગું છું. કેમ, ભડવીર ભીમસેન, તમારૂં શું કહેવું છે?

**ભીમ૦:**—હે મધુસૂદન! દુર્યોધન ક્રોધી, દ્વેષી, અભિમાની અને અમારો ઉત્કર્ષ નહિ સાંખી શકે એવો છે, માટે તમો તેને ઉગ્ર વચનો નહિ કહેશો. તેને યુદ્ધનું નામ લઈ ડરાવશો નહિ. તે ઉગ્ર અને અસત્યપ્રિય છે, તેની પાસે અર્થવાળું, ધર્મવાળું, અને કોમળ બોલશો. જો આપણી ઈષ્ટ સલાહ થશે તો અમે તેના હાથ નીચે અને પાછળ પણ ચાલીશું કે જેથી ભરત વંશના રાજાઓનો યુદ્ધ થઈ નાશ ન થાય અમારા વચ્ચે સલાહ સંપ થઈ દુર્યોધન શાન્ત થાય તેમ કરશો. રાજા યુધિષ્ઠિર! શાન્તિને ચહાય છે. હું તેઓને મળતો છું. લઘુબંધુ અર્જુન પણ દયાને લઈને યુદ્ધ કરવા રાજી નથી. આમ હોતાં આપ શાન્ત રહી શાન્તિજ પ્રસરાવશો.

**શ્રીકૃષ્ણ:**—( હાસ્યપૂર્વક ) હે વાયવ! તેં તારા ભાઈઓની વચ્ચે ગદા ઉપાડી "અધર્મી દુર્યોધનનો ભેટો થતાં મારી આ ગદાથી હું તેને મારી નાંખીશ એ સત્ય કહું છું." આવી પ્રતિજ્ઞા કરી હતી. તેને બદલે અત્યારે તું શાન્તિપ્રિય દેખાય છે એટલે મને લાગે છે કે:-તેર વર્ષ વનમાં રહી તું હીચકારો બની ગયો છે. તારૂં મન વિકારી થઈ ગયું લાગે છે. તે શું માત્ર ધર્મને તિલાંજલી આપી છે?! હું તમારે માટે વિષ્ટિ કરવા જવા તૈયાર છું, પણ અધર્મી દુર્યોધન સાધ્ય થવો કઠિણ છે. માટે હું તને કહું છું કે તારે તારૂં ક્ષત્રિયત્વ ભૂલવાનું નથી.

**ભીમ૦:**—( જરા તપી જઈને ) હે કૃષ્ણ! શું તમે મને વિહારોચની અથવા તો કાયર માનો છો?! હું રણપ્રેમી અને પરાક્રમી છું. હું ભીમને તમારા વિના બીજો કોણ અયોગ્ય વચન સંભળાવી

શકે! ઘણાં વર્ષો સુધી હું તમારા સહવાસમાં આવ્યો છતાં મને આપ ઓળખતા નથી એ અમારી લાંબી વનયાત્રાનું દુર્દૈવજ છે. તમે મને બોલાવવાજ ઇચ્છો છો તો મારે આત્મશ્લાઘા પણ કરવી. હું સ્વર્ગને મારા શ્વાસબળથી ઉડાડી દેવા અને પાતાળને મારા પદપ્રહારથી ચુરેચુરા કરી નાખવાને શક્તિમાન છું. મારી બળવાન ભુજાઓવડે હું સમગ્ર તારામંડળને વીખેરી નાખું એવો છું. પાક પર આવતા ગુમડાની પેઠે તમે પણ મને શબ્દથી સંતાપો છો. મારો યુદ્ધનો સમય આવે હું પાપી દુર્યોધનની જંઘાઓ મારી ગદાથી તોડી પાડીશ, અને અધર્મી દુઃશાશનનું હૃદય તોડી તેના રક્તથી દ્રૌપદીના કેશ-કલાપને રંગીશ. હે યદુપતિ! ભરતવંશી રાજાઓનો સંહાર ન થાય એમ ઇચ્છીનેજ દયાને લીધે હું દુઃખ સહન કરૂં છું એમ આપ માનજો.

**શ્રીકૃષ્ણઃ**—( પ્રોત્સાહન આપતા હોય તેમ ) શાબાસ, ભીમસેન શાબાસ. તારો તિરસ્કાર કરવાના હેતુથી કે ક્રોધથી મેં તને કહ્યું નથી. તારા સ્વરૂપનો અભિપ્રાય જાણવા માટેજ કહ્યું છે. તારા મહાત્મ્ય, બળ, અને કર્મને હું જાણું છું. તું કુલીન છું. એટલુંજ નહિ પણ તારા ભાઈઓથી તું શોભે એવોજ યોગ્ય થયો છે; મનુષ્ય તો કર્મ કરવાને બંધાયેલો છે. કર્મનું પરિણામ તો ભવિષ્યના મુખમાં છે. હું સંધિ કરવાની આશાએ કૌરવોમાં જઇશ, પણ તમારે સંધિ-નેજ અવલંબીને રહેવું નહિ. બધા કૌરવો મારૂં માનશે નહિતો યુદ્ધજ થશે. યુદ્ધમાં તને સેનાપતિ બનાવવાનો છે. બીજાઓ તો તારી પાછળ ચાલશે. પરાક્રમ બતાવવાનું તો તારેજ. અર્જુનને પણ યુદ્ધમાં ઘણો ભાર ઉપાડવાનો છે. હું તેનો સારથિ થઇશ હું પણ યુદ્ધ ઇચ્છું છું.

**અર્જુનઃ**—હે અચ્યુત! દુરાત્મા દુર્યોધન અસાધ્ય છે. એમ

આપ કહો છો તે સત્ય છે. સલાહ કરવી કે યુદ્ધ કરવું, એમાંનું જે યોગ્ય લાગે તે અમને આપ જણાવશો. કુટુમ્બવધ થતો અટકાવવાને માટેજ સલાહની અમે યાચના કરીએ છીએ. નહિ તો રથની ગતિજ જયાં અચ્યુતના હાથમાં છે ત્યાં બીજી વાત શી હોય? અમે તો સંગ્રામ ખેડવા પણ ખુશીજ છીએ. અમારા આતતાયી* કૌરવોનો સંહાર કરવો એ તો અમને ઇષ્ટજ છે. આપ વહેલા હસ્તિનાપુર પધારો, 'અને સંધિ કે યુદ્ધ બેમાંનો નિશ્ચય જણાવો. આપની આજ્ઞા એજ અમારો ધર્મ છે:

**નકુળઃ**—હે મહાભાગ! અમોએ બહુ જુદી જુદી સ્થિતિ ભોગવી છે, અને તે સ્થિતિમાં અમે અનુકૂળપણે વીરતામાંજ વર્ત્યા છીએ. આપ કૌરવોની સભામાં દુર્યોધનને ઉદ્દેશી સલાહ શાન્તિવાળાં અને ભય ઉપજાવે તેવાં વાકયો કહેશો કે તે ખિન્ન થઈ જાય. મહાવીર યુધિષ્ઠિર, પરાક્રમી ભીમ, અજીત અર્જુન, હું, સહદેવ, આપ, બળદેવ, સાત્યકિ, રાજા વિરાટ, અને તેનો પુત્ર મંત્રી સહિત, દ્રુપદ, ધૃષ્ટદ્યુમ્ન, કાશીરાજા, ધૃષ્ટકેતુ અને ચેદિરાજા, એ સર્વ બળવાન સામે કૌરવો શું કરી શકવાના છે? આપ પધારો, અને કૌરવોનો નાશ અટકાવવાના હેતુરૂપ સંધિ થાય તો કરો, નહિ તો યુદ્ધને માટે અમો તૈયારજ છીએ.

**સહદેવઃ**—ભગવાન શ્રીકૃષ્ણ! મહારાજા ધર્મરાજાએ જે કહ્યું છે તે સનાતન ધર્મરૂપ છે. કૌરવો અમારા કટ્ટા શત્રુ છે. તેઓ કદાચ ભયને લઈને પણ અમારી સાથે બનાવટી સંધિ કરે તોપણ

---

* આતતાયી—આગ લગાડનાર, ઝેર આપનાર, હાથમાં હથિયાર લઈ સામો થનાર, ધન ચોરનાર, ક્ષેત્ર તથા સ્ત્રીનું હરણ કરનાર આ છ આતતાયી ગણાય છે.

આપે તો યુદ્ધ થાય તેમજ કરવું. હે કૃષ્ણ! સભાની વચ્ચે દ્રૌપદીની તે પાપીઓએ દુર્દશા કરી છે, તેથી તે તેઓનો નાશ કર્યા વગર કાંઈ પણ રીતે શાન્ત થાય તેમ નથી માટે આપ વહેલા પધારો અને યોગ્ય કરો.

શ્રીકૃષ્ણઃ—હે મહાબાહુ પાંડવો! તમારા સૌના અભિપ્રાયોથી મને સંતોષ થયો છે. હું હસ્તિનાપુર જઈશ, અને તમારૂં ઉભયનું કલ્યાણ થવા રૂપ સંધિ થાય તેમ ઇચ્છીશ. તમારી પાંચ ગામ લઈને પણ સલાહ કરવાની ઇચ્છા છે તે હું દુર્યોધનને કહીશ નહિ; પરંતુ સમયને અનુકૂળ વાકય બોલીશ. દુર્યોધન મહાઅભિમાની છે એટલે તે સલાહ કરશે નહિ એમ હું માનું છું, તોપણ રાજધર્મની આજ્ઞા પ્રમાણે કરવું, અને પાપી દુર્યોધનનાં કર્મ મારે ફરીને પણ તપાસવાં. તમો સૌ તમારા કર્તવ્યમાં સજ્જ રહેશો. ( એમ કહી જાય છે. )

( મળેલું. )

# (૩) રામ લક્ષમણ અને પરશુરામનો સંવાદ.

પરશુરામ—( ક્રોધાયમાન થએલા )–અરે, જમદગ્નિનો પ્રતાપી પુત્ર પરશુરામ પૃથ્વી ઉપર વિચરે છે. એવામાં આ ક્ષત્રિયોનો વિજય રંગ શો? આ મંડપ શો? ક્ષત્રિય વેષમાં બેઠેલા પુરુષ કોણ છે? આ શિવના ધનુષ્યના કટકા કોણે કર્યા છે? ઓ મૂઢ જનક! સમજાવ, અને નહિ તો હમણાં જ બધું ઉથલપાથલ થયું સમજજે.

રામ—( ઘણીજ નમ્રતાપૂર્વક )–હે નાથ! આ સદાશિવના ધનુષ્યના કટકા કરનાર આપનો કોઈ દાસજ છે. જે આજ્ઞા હોય તે ફરમાવશો.

પરશુરામ—દાસ હોય તે સેવા કરે, પણ શત્રુનું કામ ન કરે.

જેણે આ સદાશિવનું ધનુષ્ય ભાંગ્યું છે તે મારો શત્રુજ છે. માટે તેણે આ રાજસભા છોડી ચાલ્યા જવું નહિતર હું તેનો શિરચ્છેદ કરીશ.

લક્ષ્મણ—હે સ્વામી, આવાં ધનુષ્યો અમે બાલ્યાવસ્થામાં ઘણાંએ તોડી નાખ્યાં છે, પણ કોઇએ અમારી ઉપર ક્રોધ કર્યો નથી. આ ધનુષ્યને માટે આપને આટલી મમતા રાખવાનો શો હેતુ છે.

પરશુરામ—અરે, બાલ રાજપુત્ર ! તને બોલવાનું ભાન નથી. સદાશિવનું ધનુષ્ય બીજાં ધનુષ્યો જેવું ગણાય કે ?

લક્ષ્મણ—( જરા હસીને ) હે મહારાજ ! અમારા જાણવામાં તો સઘળા દેવોનાં ધનુષ્યો સરખાંજ છે. આ ધનુષ્યને નવું જાણી મારા મોટા ભાઈ રામ, ચડાવી જોતા હતા તેવામાંજ તે તૂટી ગયું છે. એમાં વ્યર્થ ક્રોધ શેનો કરો છો ?

પરશુરામ—( ફરશી+ તરફ જોઇને ) અરે, મૂર્ખ મારો સ્વભાવ તું જાણતો નથી. હું એકલો મુનિ નથી, હું બાળ બ્રહ્મચારી છું, અતિક્રોધી છું, ક્ષત્રિયોનો કટ્ટો વૈરી છું, મારી ભુજાઓના બળ વડે મેં હજારો ક્ષત્રિયોને મારી નાખ્યા છે. પણ તને બાળક જાણી જવા દઉં છું.

લક્ષ્મણ—( હસીને ) અહો, આપ મુનીશ્વર થઈને વળી લડવૈયાનું અભિમાન ધરાવો છો, મને ફરશી દેખાડી ડરાવો છો પણ હું કાંઈ ડરૂં તેવો નથી. આપની ફરશી અને ધનુષ્યની સામે અમો તૈયાર થઈ શકીએ તેમ છીએ, પરંતુ આપનું જનોઈ જોઈ હું આપને નમસ્કાર કરૂં છું. દેવ, બ્રાહ્મણ, હરિજન, અને ગાય તેઓના ઉપર

---

+ પરશુ—ફરશી—કુહાડીને મળતા ઘાટનું પાતળા ફળવાળું હથિયાર.

શૌર્ય વાપરવાની અમારા કુળની રીત નથી. તેમને મારવાથી પાપ લાગે માટેજ આપને નમસ્કાર હો ?!

**પરશુરામ**—( સભા તરફ જોઈને ) અરે સાંભળો, આ બાળક મંદ બુદ્ધિવાળો, કુટીલ નફ્ટ અને નિરંકુશ છે. એને કોઈ મારો પ્રતાપ સમજાવો અને વારો. નહિતર એક ક્ષણમાં હું આ મારી ફરશી વડે એનું માથું ઉડાવી દઈશ.

**લક્ષ્મણ**—હે મહામુનિ! આપની સુકીર્તિનું તો આપજ વર્ણન કરો છો. તે શૂરાનું લક્ષણ નથી. આપ બ્રાહ્મણ છો. બ્રાહ્મણ ધીર અને અક્ષોભ્ય હોય છે. માટે હું આપને નમસ્કાર કરૂં છું.

**પરશુરામ**—( સભા તરફ જોઈને ) ઓ વિશ્વામિત્ર, અને રાજાઓ, હવે મને કોઈ દોષ દેશોમાં. આ કહવું બોલનારો બાળક મારવાને યોગ્ય છે. એને બાળક જાણી, અત્યાર સુધી મેં બચાવ્યો છે. મારી ફરશી તૈયાર છે. હું વિના અપરાધે પણ ક્રોધ કરૂં એવો છું માટે આને બડબડતો અટકાવો.

**લક્ષ્મણ**—( નીડરપણે ) હે મુનિરાજ, આપનું શીળ આખા જગતમાં પ્રખ્યાત છે. આપ માતા પિતાના ઋણથી સારી રીતે મુક્ત થયા છો, કોઈ ગુરુનું ઋણ બાકી હોય, તો ચુકવી આવો, હું આ-પની સામે તૈયાર છું.

**સભામાંનો કોઈ૦**—આ અયોગ્ય થાય છે! આ અયોગ્ય થાય છે!!!

**રામ**—મુનિવર! બાળક પર કૃપા કરો. હજુ એના મોંઢામાં દુધીઆ દાંત છે. તે આપના પ્રભાવને જાણી શકતો નથી. બાળક અનુચિત બોલે, તોપણ માતા, પિતા, કે ગુરુ ક્ષમાજ કરે છે. આપ શાંતિશીલ, ધીર, અને જ્ઞાની છો, માટે બાળકને સેવક જાણી ક્ષમા કરો.

**પરશુરામ**—હે રામ! તારો નાનો ભાઈ, મહા પાપી છે. તે શરીરે ગોરો છતાં મનમાં કાળો છે. એના મોંઢામાં દૂધ નથી પણ ઝેર છે. તે તમને અનુસરતો નથી. હું, મૃત્યુને તે ઓળખતો નથી.

**લક્ષ્મણ**—હે મુનિ મહારાજ, ક્રોધ સઘળા પાપનું મૂળ છે. ક્રોધને વશ થએલો માણસ અયોગ્ય કૃત્ય કરે છે, અને જગતથી ઉલટો ચાલે છે. હું આપનો બાળક છું માટે ક્રોધ છોડી ( ક્ષમા કરો ) દયા કરો.

**રામ**—( બન્ને હાથ જોડી નમ્રતાથી ) હે નાથ! સાંભળો. આપ સ્વભાવથીજ ચતુર છો. બાળકનાં વચન લેખવાં ન જોઈએ. વૃદ્ધનો અને બાળકનો સ્વભાવ એક સરખો હોય છે. તેઓમાં સત્પુરુષો દુષણ દેખતા નથી. આપનો અપરાધી તો હું છું. મને દાસ જાણી કૃપા કરો, ક્રોધ કરો, બાંધો કે મારો, જે કરવું હોય તે કરો, અને આપનો ક્રોધ શમાવો.

**પરશુરામ**—હે રામ! મારો ક્રોધ કેમ શમે? તારો ઉંધો ચાલનારો નાનો ભાઈ, જ્યાં સુધી જીવતો છે ત્યાં સુધી મારો ક્રોધ શમે તેમ નથી. ( ફરશી તરફ જોઈને ) અરે! શું મારી ફરશી બુઠી થઈ ગઈ, શું વિધાતા વિપરીત થયો, મારા હૃદયમાં દયા ક્યાંથી! જે ફરશીનું નામ સાંભળતાં ક્ષત્રિયાણીઓના ગર્ભ સ્ત્રવીજતા, તેની સામે પણ આ કુટીલ બાળક જીવે છે! આ શું!!!

**લક્ષ્મણ**—( હાથ જોડી માથું નમાવી ) હે બ્રાહ્મણવર, દયા એ તો આપનો કુળધર્મ છે. છતાં પણ દયાને લઈને આપનાં ગાત્રો બળે છે ત્યારે ક્રોધથી તો શું ન થાય?

**પરશુરામ**—( સભા તરફ જોઈને ) ઓ જનક! આ મૂર્ખ,

દેખાવમાં છોટા છે પણ મનમાં ખોટા છે. આને અહીંથી જલદી દૂર લઈ જાઓ. નહિ તો તે યમરાજાનો અતિથિ થશે.

**રામ**--ઋષિવર ! ક્ષમા કરો. હુંજ લક્ષ્મણને દૂર લઈ જાઉં છું. ( લક્ષ્મણને દૂર ખસેડે છે. )

**પરશુરામ**—ઓ રામ ! તું પણ તારા ભાઈના જેવોજ છે. તે કડવું બોલી મને કોપાવે છે તો તું હાથ જોડી કોપાવે છે. તને શિવનું ધનુષ્ય તોડવાનું અભિમાન થયું છે. ચાલ આવી જા. યુદ્ધ કર.

**રામ**--મહારાજ, સ્વામી અને સેવક વચ્ચે યુદ્ધ હોયજ નહિ. આપ બ્રાહ્મણોમાં ઉત્તમ છો માટે રોષ છોડી દયા કરો. અમો રાજપુતો આપના બાલક છીએ. આપનો બ્રાહ્મણ વેષ જોઈ, બાળકે કાંઈ કીધું તેમાં તેનો દોષ કંઈ નથી.

**પરશુરામ**--( ક્રોધથી ) અરે ! હું સમજ્યો. લક્ષ્મણનો બડબડાટ તે તારા મત પ્રમાણેજ હતો. તું મને બ્રાહ્મણ કહી બોલાવે છે, પણ હું કેવો બ્રાહ્મણ છું તે સાંભળ. મેં અનેક યુદ્ધયજ્ઞો કર્યાં છે. તેમાં ક્ષત્રિય મહાવીરોને સમિધને ઠેકાણે હોમ્યા છે, તેથી તારે પણ કાંઈ બોલવાનું નથી.

**રામ**—ભૃગુપતિ દેવ ! દેવતાઓ, દૈત્યો કે ક્ષત્રિયો અમારા જેવા બળવાન હોય, કે અમારાથી અધિક બળવાન હોય તોપણ એવાઓમાંના કોઈ અમને રણમાં ઉતારે તો અમો ખુશીથી ઉતરીએ, અને યુદ્ધ કરીએ. વળી તે સાક્ષાત્ યમ હોય તોપણ શું થયું ? આપ બ્રાહ્મણ છો માટેજ હું આપને નમસ્કાર કરૂં છું.

**પરશુરામ**—હે રામ! હું તને જાણું છું. લે, આ મારૂં વિષ્ણુનું ધનુષ્ય, તેને ખેંચ અને ચઢાવ. એટલે તમે વધ્ય છો કે અવધ્ય તે સમજાઈ આવશે.

રામ—( હાથમાં ધનુષ્ય લઈ ચઢાવે છે એટલે પરશુરામ તેને નમે છે અને કહે છે. ) અહો! શું શ્રી રામચંદ્રજી ભગવાનનો પ્રાદુર્ભાવ થયો!!!

જનકસુતાકૃત ભૂષણુ, જીતદુષણુ એ, જીતદુષણુ એ, સમરશમિત દશકંધ, જય જય રામ હરે!

શ્રીરામચંદ્રકી જય.

પોરબંદર
તા. ૧-૧૦-૧૦ } વે. વી. પાઠક.



# (૪) બાપુને ગાદી મળી.

## પ્રવેશ ૧ લો.

વિજયસિંહ—ઉદ્ધતસિંહ! ઉદ્ધતસિંહ! આમ બ્હાવરા ગાભરા કયાં દોડો છો? ઉભા રહો. ઉભા રહો.

ઉદ્ધતસિંહ—( અત્યંત આનંદના આવેશમાં જણાતો ) અરે ના, ના, મ્હને જવાદો—જવાદો—બસ જવાદો.

વિજયસિંહ—પણુ આટલું બધું છે શું? તમે આટલા આનંદમાં ને આટલા ઉમળકામાં કદી પણુ જણાયા નથી—ભાઈ શું છે તે મને કહેશો ?

ઉદ્ધતસિંહ—લાવો, ત્યારે તાલી.

વિજયસિંહ—પણુ કહ્યા પહેલાં ?

**ઉદ્ધતસિંહ**—હા બસ હા. નહિ તો જાઉં છું. મને દોડવા દો. મ્હારે બહુ જરૂરનું કામ છે. ( બાપુ આવીને સાંભળે છે. )

**વિજયસિંહ**—લો, ભલે તાળી, હવે કહો શું છે તે આટલા શ્વાસ ભર્યા દોડો છો ?

**ઉદ્ધતસિંહ**—( બહુજ આનંદને ઉમળકાથી ) શું કહું યાર, **બાપુને આજે ગાદી મળી ! !** ( હર્ષ ન સમાયાથી હસે છે. )

**વિજયસિંહ**—અરે, પણ તેમાં થયું શું મ્હોટું ? એમનીજ ગાદી ! એમના વડેરાઓએ પ્રાપ્ત કરેલી, નામદાર સરકારે પોતાના ટ્રસ્ટમાં રાખેલી તે કૃપા કરી તેમને હવે લાયક થયા એટલે સોંપે છે તેમાં આટલો આવેશ શાને હોવો જોઇએ ?

**ઉદ્ધતસિંહ**—યાદ રાખો વજેસંગજી, તમે ખુમારીમાંને ખુમારીમાંથી હાથ કહાડતા નથી ! એમાં શું થયું એટલું બધું કહેવાની તમે હિંમત ધરી શકો છો ? કેવો મ્હોટો ઉત્સવ ! કેવી આનંદની ઘડી તમારા મનથી ( મ્હોડું ચીડાયલું કરીને ) તે...માં...શું " કેમ ?

**વિજયસિંહ**—હું જાણું છું કે બાપુના તમે દોસ્તદાર હોવાનો દાવો રાખો છો, પણ તમે ભૂલ ખાઓ છો ભૂલ. બાપુ એક કેળવાએલા યુવક છે, અને હવે **રાજ્યકર્તા** થવા માગે છે. હરેક વાતે લાયક થયા છે. પ્રજાના સુખમાં રાજ્યની આબાદાની સારી રીતે સમજે છે. કેળવણી એજ દેશના ઉદયનું મૂળ છે. એ પોતે સારી રીતે જાણે છે. એ તમારા જેવા વ્યસનીની સોબતમાં નહિ રહે.

**ઉદયસિંહ**—હું-હું-કોણ ? ( મૂછે હાથ દે છે. )

**વિજયસિંહ**—હા-હા, તમે મોટા બાપુની મૂછના વાળ, પણ છોટા બાપુના વખતમાં હવે રાખજો સંભાળ. ( બન્ને જાય છે. )

વિજયસિંહને જતાં બાપુ-ફતેહસિંહ તેનો હાથ પકડે છે.

ફતેહસિંહ—વિજયસિંહજી! શું તોફાન હતું ?

વિજયસિંહ—ખમા બાપુને ! તોફાન ? તોફાન તો ઉદ્ધતસિંહના મગજમાંજ થયું હતું. તે મ્હેં જરા ટાઢું પાણી રેડી શાંત તો કર્યું છે.

ફતેસિંહ—વાર્ વિજયસિંહ, મગજમાં તોફાન થયું હોય તેને ટાઢું પાણી રેડી શાંત કરવું એ કયો અલંકાર ?

વિજયસિંહ—હવે એ બધા અલંકારોને આ ગોઠીઆઓ ભૂલાવે નહિ એ કૃપાનાથ જરા સાવધાન રહેવાનું છે. હવે એ અલંકારોને બદલે હીરા, માણેકના અલંકારોને રાજરીત પ્રમાણે સ્થાન મળશે, તે તો જાણે વાસ્તવિક છે, પણ કેટલેક ઠેકાણે જુગાર, મદીરા, અને એના અંગે ઉત્પન્ન થનારા દુર્ગુણોને સ્થાન મળે છે એથી જ સાવચેત રહેવાનું છે-એથીજ આપે આ કાલેજમાં લીધેલ કેળવણી દીપી ઉઠશે.

ફતેસિંહ—અરે મ્હારા સન્મિત્ર! તું શું વાત કરે છેઃ—

काव्य शास्त्र विनोदेन कालो गच्छति धीमताम् ।
व्यसनेन च मूर्खाणां ।न प्रिया कलहे न वा !

( ગંધર્વસિંહ ગુપ્ત રીતે આવી સાંભળે છે. )

અને જુગાર ?! જુગારે પાંડવકૌરવો જેવા મહાન રાજાધિરાજાઓને પાયમાલ કરી નાંખ્યા! મદીરાના મહાવ્યસનમાં અનેક રાજ્યો ડુબી પાયમાલીની પરિસીમાએ પહોંચ્યાં એની ઇતિહાસ સાક્ષી પૂરે છે. શું મ્હને એક ભવિષ્યના રાજ્યકર્ત્તાને, અનેક વ્યક્તિઓના ભવિષ્યને અંકુશિત કરનારને, એ છાજે ? મ્હારી વિદ્યાને તે શોભે ?

યાદ કર. મિત્ર, યુરોપી મહાન વિગ્રહમાં આપણા સાર્વભૌમ મહારાજા જ્યોર્જે અપવિત્રપણાનો કેવો જબરો તિરસ્કાર કર્યો છે. પણ...મિત્ર ! તને કંઈ વહેમ આવવાનું કારણ મળ્યું કે આટલી ત્વરાથી મને શિખામણ આપવાને લલચાયો ?

**વિજયસિંહ**—ના ના; સહજજ; કેળવણી ઉપર જો કે છેવટની તો મ્હને અપૂર્વ શ્રદ્ધા છે; પરંતુ આ ઉદ્ધતસિંહ અને પેલો પિશાચ—હું એનું નામ નહિ લઉં, પણ તે આપને અનેક રીતે ફસાવે નહિ તે બહુ યાદ રાખજો. હું જાઉં છું. પેલો એજ શઠ આવે છે.

**ગર્વિષ્ઠસિંહ**—( સ્વગત ) ઠી....ક....વિજયસિંહ ભાઈ, બાજી તો ઠીક મચાવી છે.

( વિજયસિંહ જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

---

**પાત્રો:—ઉદ્ધતસિંહ, ગર્વિષ્ઠસિંહ અને ઠાકોર ફતેસિંહ,**
પાછળથી ખેડુત, વાણીઓ, પાંચ સાત ખેડુતોનું ટોળું.

**( ફોનોગ્રાફમાં " ગુલાબી મધુ પાજો......મ્હારા લાલ ) એ ચાલે છે.**

**ઉદ્ધતસિંહ**—( હાથમાં ગુલાબી પ્યાલો. દારૂનો બતાવવા માટે વાસ્તવિક રીતે અત્તર, લવેંડર અને ગુલાબી રંગ અગર લાલ રંગનું મિશ્રણ. ) બાપુ ! ( મ્હોટેથી ) આ મોતીઓ પ્યાલો ! જે આસમાનના તારા બતાવે તે ! તેને પેલા " **વજેશન** " ભાઈ ધિક્કારે તે તો જાણે એ બહુ બહુ બહુ બહુ ડાહ્યા પણ તેની સાથે આપને પણ..............

ફતેસિંહ ઠાકોર—વારૂ, જવાદે જવાદે એ બધું નોનસેન્સ ( પ્યાલો ઢોળી આપે છે ) સાંભળો તમો બેઉ, આજે સાહેબને હું કહી આવ્યો કે વિજયસિંહ બહુ બાહોશ છે તેને મહેરબાની કરીને કારભારી નીમવા પરવાનગી આપવી જોઈએ. વિજયસિંહ બીજે કોઈ સારે ઠેકાણે નીમાવાની મને બાતમી મળી હતી, એટલે મારા બહુ આગ્રહ ઉપરથી સાહેબે હા, તો પાડી છે; માટે હવે તમો—

ઉદ્ધતસિંહ—( હાંફતો ) હવે અમો–હવે અમો–(કાંપતો કાંપતો પણ ધૈર્ય ભેગું કરીને ) હાલ, અલ્યા ગર્ધવા! કશમતમાં હશે તો રોટલો નહિ રળી ખાય! હવે એ વજેશન ભાઈને આપ–અમારા જેવાંના પેટપર, મૂકો મોટા મોટા કાપ—

ફતેસિંહ—શું મૂર્ખ જેવું બોલે છે? ધાવ માના દીકરાને આવું બોલવું ઘટે? ને તું? ( ગર્ધવ સામે જોઈ) બહુ દિવસ ભેગા રમ્યા છીએ. ( બન્નેને બેઉ બાજુથી બાથમાં ધીમેથી લે છે. )

( છૂટા થઈને )

ગર્ધવસિંહ—અમારે બેઉને તો માબાપ વજેશન હોય તીયાં રેવું નથી, રેવું. એ મોટી મોટી ડહાપણની વાતો કરે છે. પણ—પણ—

ફતેસિંહ—પ—ણ શું બોલ ને?

ગર્ધવસિંહ—એની મેળેજ સમજાઈ જાય તો પછી કંઈ બોલવાનું રીયે ખરૂં?

ફતેસિંહ—પણ ત્યારે તમારા જેવા ગોઠીઆમાં અને શત્રુમાં ફેર શો? કહોને?

ઉદ્ધતસિંહ—આ જુઓ બાપુ, એ તો નહિ બોલે. હું કહું. જાત જાતના વૈભવ માટે આ રાજ ભોગવવાનું કરમે લખ્યું છે. રાજ!—માટે—

ફતેસિંહ—( મ્હોટેથી વચમાં બોલી ઉઠે છે. ) નહિ બસ! ભોગ ભોગવવા માટે નહિ પણ પ્રજા પ્રત્યે પોતાની પવિત્ર ફરજ બજાવવા માટે રાજ્ય પ્રાપ્તિ થાય છે:—

નીતિ ન્યાયને સદ્ધર્મથી પાળી પ્રજા પ્રેમે કરી,
ઉંડી પ્રીતિ જે રાયની રૈયત હ્રદયમાંહે ઠરી;
સંભારતી સદીઓ પછી પણ સ્મરણ કરતી નામનું,
સુખ શાંતિ ન્યાયી પ્રતાપી પાવન રાજ્ય **વિક્રમ રામનું.**

ગર્વવસિંહ—હવે આપ ભણ્યા એટલે ડગલે ડગલે અમને બાંધવાના. પણ ત્યારે રાજ્ય શું વૈતરૂં કરવા માટે મળે છે?

ફતેસિંહ—ગદ્ધા વૈતરા માટે તો જાણે નહિ જ...પ...અણ...

ગર્ધવસિંહ—( ઉદ્ધતસિંહ ને ) અલ્યા બોલ ને? બોલતો કેમ નથી?

ઉદ્ધતસિંહ—જુઓ બાપુ, આપ તો બહુ ડાહ્યા છો. અમે આપને શું શિખામણ આપીએ તેમ છે; પરંતુ પોતાનું પારકું જાણવું, અનેક અનેક કળાયું છે તે બધી જાણવી–કાવ્ય–ગાન, તાન, નૃત્ય જાણનારાંઓને ઉત્તેજન આપવું. પ્રજામાં હરામખોરો પૈસા ખાઈ ખાઈ મસ્ત થઈ ગયા હોય તેમને હંફાવવા—

ફતેસિંહ—ખોટું, ખોટું, બધું ખોટું. પ્રજામાંથી હરામખોરોએ હરામખોરાઈ કરી હોય તો જેની સામે તેમણે ગુન્હાઇત કૃત્યો કર્યા હોય તેઓ ફરિયાદ કરે ત્યારે શુદ્ધ ન્યાય આપવો. એવાઓ સાથે એકત્ર થઈ કોઈને પીડવાં એ અમારૂં કામ નહિ. મધમાખી પુષ્પમાંથી પરાગ લે છે--પણ પરાગમાત્ર–મધ ભેગું કરવા જેટલીજ–તે ન્યાયે, પ્રજા પાસેથી, ઘટતી વસુલાત માત્ર લેવી એ ખરો રાજ્યધર્મ છે. તમે તો મને અવળું સમજાવો છો—

ઉદ્ધતસિંહ—એ તો અમે અભણ એટલે અમારી બોલવાની રીત એવી. બીજું કંઈ નહિ. વજેસન ભાઈ વદવાન એટલે ઠરાવી ઠરાવીને બધું બોલતાં આવડે—તે દી બોલ્યું કહ્યું હતું એમ!

ફતેસિંહ—શું તે દી કહ્યું હતું.

ઉદ્ધતસિંહ—આ બધું રાજ ગધેડે ચડાવતા હતા એવું.

( ગધંવના કાનમાં કંઈક કહે છે કે માર એક તોપ ગધંવા કોણ પૂછે છે ? )

ફતેસિંહ—( ગધંવને કાનમાં ) હવે છાનોમાનો હમણાં તો હાલીજ નીકળ ( જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

---

પાત્રોઃ—ફતેસિંહ ઠાકોર, અને થાણદાર.

ઠાકોર—( થાણદારનો આવવાનો કાગલ વાંચતાં ) આજે કંઈ કારણ નથી, અને થાણદાર સાહેબનું આવવાનું કેમ થયું હશે ?

( થાણદાર આવે છે. )

પધારો ! મહેરબાન સાહેબ !

થાણદાર—અરે ! આ શું ! દારૂની આટલી બધી ગંધ કયાંથી આવે છે. ઠાકોર સાહેબ યાદ છે, એક વખત હું આપને સંસ્કૃત શીખવવા આવતો—

ઠાકોર—હા, હા. સાહેબ. એ તો બધું યાદ છે પણ હવે આપ પધાર્યા એટલે આપના ઉતારાનો અને ઘાસ લકડી સીધાપાણીનો બંદોબસ્ત કરવા દો, પછી નિરાંતે વાત કરીશું—

થાણુદાર—તે બધું આપની વતી મેં કરી દીધું છે, એટલે હવે કંઈપણ તસ્દી લેવાની જરૂર નથી. મારૂં કહેવાનું એ છે કે હું આપને શીખવવા આવતો તે વખતે દારૂ ઉપર આપને તિરસ્કાર હતો અને હવે—

ઠાકોર—એ તો સાહેબ—જવા દો ને એ વાત—એ તો—એ તો—

થાણુદાર—શું એ તો? એ કંઈ ઓછી મહત્વની વાત છે? આપે એવા પ્રાણહારક પીણાની લતમાં જિંદગી બરબાદ કરવા માંડી છે, અને આ ધીમો આપઘાત કરવા માંડયો છે તોપણ—

ઠાકોર—સાહેબ, એ તો માંહી ઘટે છે. માંહી માંહી વળી વધે છે. આ લોકો રાજરીત રાજરીત કરીને મને જરા ટેવાતો કરી દીધો છે.

થાણુદાર—એવા લોકોમાં મુખ્ય કોણ પણ?

ઠાકોર—આ—આ—આ—ઉદ્ધતસિંહ ને એ બીજા કોણ—હું તો સાચું કહેવાનો.

થાણુદાર—પણ યાદ રાખો! ઠાકોર સાહેબ, એ લોકો એના પરિણામની જવાબદારીમાં ભાગીયા નહિ થાય! વારૂ, કામદાર ક્યાં છે?

ઠાકોર—મુખ્ય કામદાર તો આજ છ મહિનાથી રજા ઉપર છે, અને અવેજીમાં—

થાણુદાર—ને અવેજીમાં ઉદ્ધતસિંહ હશે—જેની કાગળોમાં સહીઓ આવે છે તે—જે ઉદ્ધતસિંહે આપને આ દારૂની લતમાં ગમગીન બનાવી લોકહિત તરફ અણગમો ઉત્પન્ન કરાવ્યો છે તેજ—

ઠાકોર નીચે જોઈ રહે છે.

પોકાર કરતો એક ખેડુત અરજદાર અરજી સાથે આવે છે.

**ખેડુતઃ**—" ઓ મારા બાપરે–માર્યારે–"

**ઠાકોર**—ચૂપ રે ! ઓ બેવકુફ. આ થાણુદાર સાહેબ બેઠા છે, અને આવું શું બકે છે—

**ખેડુતઃ**—થાણુદાર સાહેબનેજ આ માર જોવા આજીજી કરૂં છું.

**ઠાકોરઃ**—ચૂપ !

**થાણુદારઃ**—એને બોલવા દો ! એની શું ફરિયાદ છે તે સાંભળવી જોઈએ.

( ફરિયાદ થાણુદાર વાંચે છે. )—

હું ગરીબ ખેડુત–મોજે ઢેકાઢૈયાનો રહેનાર, છપનામાં મહેનત કરી એક બળદ જીવાડેલો તેની મદદથી ખેતી કરી ખાઉં છું. આજે ગાડું લઈ મારો ખેડુત ખેતરમાં જતો હતો. ગાડામાં બે છોકરાં બેસાર્યા હતાં. તેમને નીચે ઉતારી મૂકી, તાલુકાના હવાલદાર જંઘીસખાં મીઆં, થાણુદાર સાહેબ પધારવાના છે એમ કહી ગાડું વેઠમાં લઈ ગયા છે. છોકરાંનો પત્તો ન લાગવાથી પૂછવા ગયો એટલે આ માર માર્યો છે. ( બતાવે છે. )

ઓ મારાં છોકરાં. ( રડે છે. )

**થાણુદારઃ**—મેં કંઈ ગાડું મંગાવ્યુંજ નથી. જંઘીસખાંને બોલાવો. ( એક સિપાઈ જાય છે. ) ( ખેડુતને ) વારૂ તને માર્યો કેમ ?

**ખેડુતઃ**—આ–બાપજી–(રોતો રોતો )

બાપજી—જે રાજ્યમાં મુખ્ય જવાબદાર ધણીને જાતે જોવાની ટેવ નથી ત્યાંની ગરીબ રૈયતને માર પડે તે માટે કંઈકારણ હોવાની જરૂર રહેતી નથી—

( એક વાણીઓ રોતો રોતો અરજ કરવા આવે છે. )

એ મારા બાપડે ! બાપડે ! બાપડે ! આ કમર ભાગી ગઈ ઓડે ! એ !

**થાણદારઃ**—શું છે ! તમે કોણ છો ?

બ-બ-બ-બ-બાપજી-મ-મ-મ-મ-માડે નહી રેવું-હમ જ્યાકની-માડે નહી રહેવું-

**થાણદારઃ**—ક્યાં પણ ?

**વાણીઓઃ**—( બહુ ધીમેથી શ્વાસ લેતો ) આ-આ-તાલુકામાં.

**થાણદારઃ**—શું છે પણ ?

**વાણીઓઃ**—કદી કહું તો તો મુવોજ ! પણ આપ આપ-માફ કરજો બાપજી-આપ ઠાંણદાર શાબજ ને ?

**થાણદારઃ**—હા, હા. હું થાણદાર પોતેજ ને તમારી મુશીબતો જાતે જોવા માટે આવ્યો છું.

**વાણીઓઃ**—થીક તો તો થીક તો તો હાં હાં થીક તો-હાંભળો બાપજી, ( ધીમેથી ) એક ચકલી પેસે એટલું જાળીયું-(મોટથી) એક ચકલી પેસે એટલું જાળીયું-અરે !-( બેસી જાય છે. )—

જંઘીસખાં મીઆં તારૂં નખોદ જજો ! ( ઉભો થઈને ) એક ચકલી પેસે એટલું જાળીયું મારા ઘરના ઓરડામાં પડાવ્યું તેના સો રૂપીઆ !

**થાણદારઃ**—કોણ માગે છે ?

**વાણીઓઃ**—જંગીસ-જંગીસ-જંગીસખાં !

( પાંચ સાત ખેડુતોનું ટોળું એક અરજ લઈને આવે છે. )—

( થાણદારને આપે છે. )

**થાણદારઃ**—શેની અરજ છે ?

( વાંચે છે. )

અમો નીચે સહી કરનાર ખેડુતો આ સાલ કમી વરસાદને લીધે નદીમાં ઢેંકવાં કરી અમારાં ઢોર માટે જુવાર કોરડ વાવેલી છે, તે જંધીસખાંનો નવો ઘોડો તમામ આજ ચાર દિવસથી ખાય છે, અને અરજ કરવા જતાં અમને સોટીઓ લગાવે છે. માટે બંદોબસ્ત થવો જોઈએ, નહિ તો અમે ખરાગંદે થઈશું.

**થાણુદાર**:—સિપાઈ! જંધીસખાં જ્યાં હોય ત્યાંથી બોલાવો.

**થાણુદાર** ( ખેડુતો પ્રત્યે )—પણ તમે ઠાકોર સાહેબને અરજ કેમ ન કરી ?

**અરજદારોનો આગેવાન**—ઠાકોર સાહેબે અમારી અરજ કદી સાંભળી નથી. આ તાલુકામાં ઠાકોર તો જંધીસખાં છે. તે પોતેજ કહે છે કે–ઠાકોરને દારૂમાં ચકચુર કરી રાજ તો હું ચલાવું છું—

**થાણુદાર**:—બસ! ઠાકોર સાહેબ, હું હવે જઈશ. મને સાહેબનો હુકમ છે કે ઠાકોર દારૂમાં ચકચુર રહે છે. લોકોની અરજ બીલકુલ સાંભળતા નથી. જધીસખાં જેમ ફાવે તેમ રૈયતને લૂટે છે તે જોતા નથી. જનાનામાંથી સાંજના પાંચ વાગતે ઉતરે છે. દિવાની ફોજદારી કેસના પક્ષકારો, ખેડુતો, અને પરચુરણ અરજદારો કોઈની દાદ ફરિયાદ સંભળાતી નથી. તેવી હકીકત રજુ થઈ છે તે બાબત પુરતો તપાસ કરવો, અને તે બરોબર હોય, તો તાલુકા ઉપર જપ્તી મુકવા બાબત રિપોર્ટ કરવો.

ઠાકોર:—હેં! હેં! હેં! હેં. થાણુદાર સાહેબ, ગજબ થયો!

**થાણુદાર**:—ઠાકોર! તમારા કૃત્યનું આ પરિણામ છે. બીજું કંઈજ નથી. તમે કોલેજમાં અભ્યાસ કર્યો. તમારા કોલેજ છોડતી વખતના વર્તન ઉપરથી તમારા માટે ઘણી સારી સારી આશાઓ રખાતી હતી કે તમે રૈયતની આબાદી ઇચ્છી, તાલુકામાં સારા સારા

સુધારા કરશો; છતાં તમે તો દારૂની લતમાં તમારા તાલુકાની રૈયતને જંઘીસખાંના હાથમાં મૂકી દીધી છે, અને માત્ર વૈભવમસ્ત રહો છો. માટે ઉચિત છે કે નામદાર સરકારે તમારો તાલુકો તમારાજ હિતની ખાતર જપ્તીમાં લેવો.

ઠાકોરઃ—હેં, હેં ! થાણદાર સાહેબ, એનો હવે કંઈ પણ ઉપાય ?

**થાણદારઃ**—એનો ઉપાય એજ કે દારૂને અને તાલુકાના દુશ્મન જેવા દોસ્તોને રજા આપવી. સારી સોબત રાખવી, પણ તે કંઈ તમારાથી બને તેમ લાગતું નથી.

ઠાકોરઃ—થાણદાર સાહેબ, મને હવે સૂઝે છે કે મેં તાલુકાના હિત તરફ લક્ષ નથી આપ્યું. કેળવણી મેળવ્યા છતાં દારૂડીઆઓની સોબતમાં મેં મારૂં જ્ઞાન, અને ભાન બધું ગુમાવ્યું છે. હવે જાણે મને આજે ડામ દીધા હોય તેમ સૂઝે છે, અને માત્ર એકજ અરજ કરૂં છું કે મને એક વખત છ મહિનાને માટે સુધરવાની તક આપો. થાણદાર સાહેબ, આપ દયાળુ છો. હવે હું મારી ભૂલ ચોકસ સમજ્યો છું કે-રાજ્યની આબાદાની રૈયતની આબાદી ઉપર છે. મારા આ પશ્ચાત્તાપના શબ્દો મ્હારા અંતઃકરણના ઉંડાણના ઉદ્ગારો છે, અને મને સુધરવાની તક અપાવશો તો આપનો ઉપકાર માનીશ.

**થાણદારઃ**—આજથી એક માસ સુધીમાં આપનું વર્તન જોઈને હું રિપોર્ટ કરીશ. જો એક માસ દરમિઆન મને જણાશે કે-આપ આપનાં વચન પાળીને ચાલશો તો આપને માગો છો તેવી છ માસની તક આપવાનો હું રિપોર્ટ કરીશ.

—ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ. )



# (૫) અર્થાનર્થંકર શાસ્ત્રી.



## [ સંસ્કૃત જ્ઞાનનાં પોલંપોલનું રમુજી દિગ્દર્શન. ]

( સુધારેલો લેખ. )

**પાત્ર વર્ગ.**

**અર્થાનર્થંકર શાસ્ત્રી**—અર્થનો અનર્થ કરનાર શાસ્ત્રી.
**શિષ્યો**—વાજાં તથા તબલાંવાળા વગેરે.
**દિવાન બહાદુર**—કથા કરાવનાર મહાશય.
**સિવાય—શ્રોતાજનો.**



**સ્થળ**—દિવાન બહાદુરનું દિવાનખાનું.

[ શ્રોતાજનો ભરાઈ ગયા છે, એટલામાં અર્થાનર્થંકર પ્રવેશ કરીને કથાની શરુઆત કરે છે. ]

**॥ अथ मङ्गलम् ॥**

शान्ताकारं भुजगशयनं केवलं ज्ञानमूर्तिम् ।
वन्दे विष्णुं भवभयहरं चन्दनं चारुगन्धम् ॥
निर्मानमोहो जितसङ्गदोषस्त्वमादिदेवः पुरुषः पुराणः ।
नमो नमस्तेपि नमो नमस्ते प्रसीद देवेश सहस्रकृत्वः ॥
यं ब्रह्मावरुणेन्द्ररुद्रमरूतो गायन्ति यं सामगाः ।
वेदैः साङ्गपदक्रमोपनिषदैर्देवाय तस्मै नमः ॥

यामाहुः सर्वबीजप्रकृतिरिति यया स्वादु चैवेक्षु दण्डम् ।
सामान्यः सर्वशास्त्रेष्वनुपहतविधिः सद्गुरुं त्वां नमामि ॥

### ધનાશ્રી.

રામ ગોવિંદ હરિ, જયજય, કૃષ્ણ ગોવિંદ હરિ;
ગોવર્ધનધર ગોપાલ કૃષ્ણ, ગોકુલ સંકટ હારી.–જય૦
નાથ નિરંજન ભવભય ભંજન, મુનિ મન રંજનકારી–જય૦
અગ્નિરથ સમ અવનિ અંદર, સકળ વિનોદ વિહારી–જય૦

રામ રામ રામ રામ સીતારામ સીતારામ. (૪)
પુંડરીક વરદા–હરિવિઠ્ઠલા; સીતાકાન્ત સ્મરણમ્––
જયજય રામઃ પાર્વતિપતે–હરહર મહાદેવ !

॥ मंगलं पुंडरीकाक्ष मंगलायतनो हरिः ॥

પ્રથમારંભમાં, સર્વે મંગળ વસ્તુનું **आयतन** કહેતાં રહેઠાણ, એવાં શ્રીહરિ કહે છે, કે જે કોઈ મ્હારી કથાનું શ્રવણ કરે, તેનું **मंगलं पुंडरीकाक्ष** કહેતાં પુંડરીકાક્ષ મંગલ કરો; હવે **पुंडरीकाक्ष** તે શું ? !

એક સમયે રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણજી, અરણ્યમાંથી પસાર થતાં હવાં, એવામાં માર્ગમાં **कबन्ध** નામનો દૈત્ય પડયો હતો તેણે પું ! એવો શબ્દ કર્યો. આ સાંભળીને સીતા **डरी–पुंडरी !**– એટલે રામે જે કે'વાય તે તેને **काक्ष** નામ કાખમાં ધારણકરી. આ પ્રમાણે **पुंशब्देन भीता सीता रामेण काक्षे धृतेति पुंडरीकाक्ष** નામનો જે વિધિ થયો, તે વિધિ સર્વે શ્રોતાજનોનું મંગલ કરો, એવો શ્રી હરિના કહેવાનો ભાવાર્થ છે.

**आद्यौ नामोद्देशौ** એ સૂત્રમાં ભાષ્યકાર કહી ગયા છે કે

વ્યાખ્યાનકર્ત્તાએ પ્રથમ નામ અને ઉદ્દેશ જણાવવાં જોઈએ, માટે માટે કહું છું, કે—

**अर्थानर्थकरोहं भवामि शास्त्री कथाकरः साक्षात् ।**
**पाश्चात्योद्धृत संस्कृतभाषाप्लोषो ममास्ति ह्युद्देशः ॥ १ ॥**

+મેં અર્થાનર્થકર નામ ધારણ કર્યું છે, કેમકે **श्री मोहमुद्गर**માં કહ્યું છે કે **अर्थमनर्थं भावय नित्यं नास्ति ततः सुख लेशः सत्यम् ।** એટલે આ દુનિયામાં જે **अर्थ** કહેતાં સાર રૂપે જણાય છે, તેને **अनर्थ** કહેતાં અસાર રૂપી ભાવનાથી જોવામાં જેવું સુખ છે, તેવું સુખ બીજે કયાંય નથી. એવાં ઉત્તમ નામવાળો જે હું, તે **भवांमि शास्त्री कथाकरो साक्षात् ।** શાસ્ત્રી બનીને સાક્ષાત્ કથાની **आकर** કહેતાં કથાની ખાણ બનું છું; અને **पाश्चात्योद्धृत संस्कृतभाषाप्लोषो ममास्ति ह्युद्देशः । पाश्चात्योद्धृत** એટલે કે પાશ્ચિમાત્યોથી ધુતાએલી એવી જે **संस्कृतभाषा** તેનો **प्लोष** એટલે કે તેનું પોષણ કરવું એ મ્હારો ઉદ્દેશ છે.

કથા ભાષણ શરુ કરતા પહેલાં સ્તુતિ કરવી યોગ્ય છે;

**नमोस्तु ते व्यास विशालबुद्धे ।**
**फुल्लारविन्दायतपत्रनेत्र ॥**
**येन त्वया भारततैलपूर्णः ।**
**प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥**

---

+ હું અર્થનો અનર્થ કરનાર શાસ્ત્રી કથાની સાક્ષાત્ ખાણ બનું છું, અને પાશ્ચિમાત્યોએ જેનો ઉદ્ધાર કર્યો છે એવી સંસ્કૃત ભાષા, તેનો **प्लोष** એટલે કે તેનું દહન કરવું એ મ્હારો ઉદ્દેશ છે.

ज्ञाननेत्रविशाळ बुद्धे । હે વેદવ્યાસજી! તમારી બુદ્ધિ विशाळ એટલે ફાતરાં વિનાની શાળ જેવી છે; અને फुल्लारविन्दायतपत्रनेत्र એટલે તમારાં નેત્રારવિંદમાં બહુ તપ કરવાથી ફુલ્લાં પડયાં છે; येनत्वया भारततैलपूर्णः । એટલા માટે તમે भारत કહેતાં ભરતખંડને વિષે, तैलपूर्णः એટલે સારી રીતે તેલ છાંટીને, प्रज्वाळितो ज्ञानमयः प्रदीपः સકળ જ્ઞાનનો મોટા જ્વાળામુખી જેવો ભડકો કર્યો છે, માટે હે વ્યાસજી! नमोस्तुते અમે તમારી નમી નમીને સ્તુતિ કરીએ છીએ.

मूकं करोति वाचालं पङ्गुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥ २ ॥

मकं करोति वाचाळं એટલે વાચાળ હોય તેને મૂગો બનાવે છે, અને पंगुं लंघयते गिरिम् એટલે પાંગળાને ડુંગર ઉપર લાંઘણ કરાવે છે; यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् એવા પ્રકારની કૃપા કરવામાં પરમાનન્દ માનનાર માધવ, तमहं वन्दे તમને મ્હારા—નવ ગજના—નમસ્કાર છે.

એટલી અસ્તુતિ કરીને શ્રોતાજન સમક્ષ શુકદેવજી અને પરીક્ષિત રાજાનું આખ્યાન રજુ કરવામાં આવે છે. ( શાસ્ત્રીજીને હારતોરા ).

[ શ્રોતાજનો માંહોમાંહે શાસ્ત્રીજીનાં વખાણ કરે છે. ]

**બ્રાહ્મણ**—શાસ્ત્રીજીની વાણી ? શુદ્ધ બ્રાહ્મણીઆ પાણી જેવી છે!

**૧ ગૃહસ્થ**—ખરેખર, કોઈ મહાત્મા છે!

**હજામ**—કથા તો ઘણાય કરતા હસ્પે પણ આ શાસતરીજી ન થાય ?

**બાપુ**—બીજા માણભટ તો એક હામટો આખો અશળોક ગગ·

ડાવે ને પછી હંધોય ખોટો હાસો અરથ હમજાવે, પણ આ શાસ્તરીજી તો અગશરે અગશરનો ખુલાસો કરેસે !

૨ ગૃહસ્થ—કેમ ન કરે? **सांचको नहि आंच;** જો ખોટો અર્થ કરવો હોય તો થીગડાં મારે!

કણબી—શાસતરીજી ભારે વદમાન સે હો!

દિવાન બહાદુર—સાક્ષાત્ બ્રહેસ્પતિનો અવતાર છે!

શાસ્ત્રીજી—( ભેટ બાંધીને તૈયાર થતાં ) રામ રામ રામ રામ સીતારામ સીતારામ (૪) પુંડરીક વરદા–(વગેરે).

---

# (૬) શુક પરીક્ષિત સંવાદ.

---

### મરાઠી ચાલની સાખી.

શુક કહે છે રાય પરીક્ષિત, સાંભળ મ્હારી વાત,
સ્વાર્થ અને પરમાર્થ થકી તું, ખચિત્ત ભૂલ્યો ભ્રાત;
ભૂલ્યો છે ભાન તું તારું !
ગ્રહી લે બોધવચન મારું !!

એક સમયે શુકદેવજી પરીક્ષત રાજા પાસે પધાર્યા, ત્યારે રાજાએ આસન આપીને તેમનું યથાવિધિ પૂજન કર્યું. બાદ શુકદેવજી બોલ્યા કે હે રાજન્! તું સ્વાર્થ અને પરમાર્થ બન્નેથી ભ્રષ્ટ થયો છે:

**शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ।**
**साधवो नहि सर्वत्र चन्दनं न वने वने ॥ ४ ॥**

**शैले शैले न माणिक्यं** એટલે શૈલી પ્રમાણે માણ્યો નહિ,–

આ સ્વાર્થની વાત આવી!–અને મોક્તિ ; ન ગજે ગજે એટલે મૂકતો ગયો અને ગાજતો ગયો––આ પરમાર્થની વાત આવી!––એવા મનુષ્યને साधवो नहि सर्वत्र કહેતાં સર્વ પ્રકારે સાધ્વી સ્ત્રીનો પતિ સમજવો નહિ; આ પ્રમાણે चन्दनमनवनवने। ચંદન ભટ્ટ નમી નમીને કહી ગયા છે.

આ સાંભળીને પરીક્ષિત રાજા શુકદેવજીને હાથ જોડીને કહેવા લાગ્યા કે હે પ્રભો ! હું અધમ છું, અને મ્હારું નાના પ્રકારે કરીને જે કે'વાય તે રક્ષણ કરો.

ત્યારે શુકદેવોવાચ ! કે હે રાજા, એમાં તારો દોષ નથી; કહ્યું છે કે—

जवो हि सप्तेः परमं विभूषणम् ।
अपाङ्गनायाः कृशता तपस्विनः ॥
* * * * ।
* * * * ॥५॥

जवो हि सप्तेः સુતેલાનો જય થાય છે, માટે સર્દા રહેવું એ પરમ વિભૂષણ છે; અને अपाङ्गनायाः कृशता तपस्विनः તપસ્વીઓ કેવા હોવા જોઈએ કે अपाङ्गनायाः कृशता શરમાળ સ્ત્રીઓ જેવા પાતળા અને કોમળ––આ ઉપરથી કોઈ અલમસ્ત સાધુને તપસ્વી કહેવો નહિ કહે છે.

વળી હે રાજા !

उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।
नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥ ६ ॥

**उद्यमे नहि सिध्यन्ति कार्याणि** એટલે ઉધમ કરવાથી કોઈ કાર્યની સિદ્ધિ થતી નથી; પણ **न मनोरथैः** કહેતાં મનોરથ ન કરવાથી થાય છે; એટલે કે મનના મનોરથ દૂર કરો તો કાર્યની સિદ્ધિ એની મેળે થઈ જાય છે. દાખલા તરીકે **नहि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः । नहि सुप्तस्य सिंहस्य** એટલે સિંહ સૂઈ નહિ જાય, અર્થાત્ મ્હોડું ફાડીને મનોરથ કર્યા વિના જાગતો પડ્યો રહે તો **प्रविशन्ति मुखेमृगाः ।** આ કોઈ અંધારી ગુફા છે એમ ધારી તેમાં મૃગલાં પ્રવેશ કરી જાય છે. અહીં સિંહનું મુખ મૃગલાંને અંધારી ગુફાની ભ્રાન્તિ કરાવે છે, માટે આ શ્લોકમાં **भ्रान्तिमान्** અલંકાર છે.

હે રાજા, આ વિષય ઉપર હજી એક મહત્વનો શ્લોક તું સાંભળ.

**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।**
**नास्त्युद्यमसमो बन्धुः कृर्वाणो नावसीदति ॥ ७ ॥**

**आलस्यं हि मनुष्याणां** આળસ માણસના બાપનું છે આ જગ્યાએ **हि** અક્ષર આવ્યો છે તે આવશ્યકતા બતાવનારો છે,—**हि इति निश्चयार्थे ।**—અને **शरीरस्थो महारिपुर्नास्त्युद्यमसमो बन्धु ।** હે બન્ધુ! હે ભાઈ! શરીરમાં રહેતો ઉધમ સમો કોઈ કટ્ટો શત્રુ નથી; અને તે શત્રુ કેવો છે? કે **करवाणो नावसीदति ।** જો કદાપિ કરવામાં આવે તો વહાણુ બુડી જાય છે.

આ છેલ્લા ચરણુમાં શ્લેષ છેઃ—શ્લેષનો અર્થ તો આપ જાણુતા હશો. દિવાનજી બહાદુર.

**દિવાન બહાદુર**—એમાં શું જાણુવાનું છે? જરા ટોપરું ને સાકર!

અર્થાનર્થકર—ના, એમ નથી! આપે અર્થ કહ્યો તે શેષ, જ્યારે આ છે શ્લેષ! શ્લેષનો અર્થ 'ભેટવું' એવો થાય છે; તે ઉપરથી એક વાક્યમાંથી બે અર્થ નીકળી એક બીજાને ભેટી પડે, તેને શ્લેષ કહે છે. હવે [illegible] નો બીજો અર્થ એવો થાય છે કે ઉદ્યમ એવો મોટો શત્રુ છે કે જે કરવામાં આવે તો ना કહેતાં પુરુષ—ना नरो नरः—अवसीदति કહેતાં અવસાન પામે છે; મૃત્યુવશ થાય છે; અર્થાત્ કામ કરવું તે મનુષ્યને મોત જેવું લાગે છે.

દિવાન બહાદુર—વિદ્વજ્જનોનાં (ગુ)માનનું ખંડન કરનાર શાસ્ત્રી બુવા ગુરુ અર્થાનર્થકરજી! એક વાક્યના બે અર્થ કર્યા એમ કેમ બને? એમાં સાચો કયો અને ખોટો કયો?

અર્થાનર્થકર—આપની આ શંકા યોગ્ય છે; જ્યારે શુકદેવજીએ પરીક્ષિત રાજાને બે અર્થ સમજાવ્યા, ત્યારે રાજાએ પણ આની આજ શંકા કાઢી હતી; તેનો ખુલાસો શ્રી શુકદેવજીએ સ્વમુખે કર્યો છે તે સર્વે સાંભળો.

શુકદેવજી કહે કે હે રાજા! બન્ને અર્થને ખરા જાણવા. બે તો શું પણ કદાચ બાવીશ અર્થ નીકળે તો પણ બધા સાચા સમજવાઃ—श्लेषस्तु वाक्येकस्मिन् यत्रानेकार्थता भवेत् । કવિને કોઈ જાતનો બાધ નથી; કાવ્યપ્રકાશમાં લખ્યું છે કે,

**नियतिकृतनियमरहितां ह्लादैकमयीमनन्यपरतंत्राम् ।**
**नवरसरुचिरां निर्मितिमादधती भारती कवेर्जयति ॥ ८ ॥**

नियतिकृत એટલે બંધનથી બંધાએલી છતાં नियमरहिता એટલે નિયમ વિનાની; ह्लाद એટલે આનંદ આપનારી છતાં एक-

मथी એટલે એકલપેટી, अनन्य એટલે કોઈ પર આધાર ન રાખ-
નારી છતાં परतंत्रा એટલે પરતંત્રતામાં દુખી રહેલી; વળી नवरस
એટલે રસ વિનાની છતાં रुचिरा એટલે સુંદર લાગનારી, એવી
કવિની વાણી भारती કહેતાં જડભરત જેવી હોય તો પણ તેનો
જય થાય છે—भारती[illegible] यति ।

એ પ્રમાણે કવિની કૃતિને કંઈ બાધ નથી. કવિના ગુલાબમાં
ચીભડાં ઉગે, અને કવિનાં ઘોડાં ઉંધે માથે દોડીને શરત જીતી જાય
એમાં શક નથી; કહેવાનું તાત્પર્ય કે કવિ કુદરતથી બળવાન છે, અને
તેમાં ગમે તેટલો સુધારો વધારો કરી શકે છે.

શંકાનું સમાધાન થતાં પરીક્ષત રાજા શુકદેવજીને હાથ જોડીને
કહે છે કે હે દેવ! આપનું કહેવું યથાર્થ છે; માટે જ્યારે હું સ્વાર્થ અને
પરમાર્થ બન્નેથી ભ્રષ્ટ થયો છું, ત્યારે હવે મ્હારે રાજપાટ છોડી, સાધુ
થઈ, કાયાનું કલ્યાણ કરવું એજ યોગ્ય હશે.

ત્યારે શુકદેવજી ઉચર્યા કે હે રાજા એમ કરવાની કંઈ જરુર
નથી; કેમકે असमर्थो भवेत् साधुः જે માણસ કાંઈ પણ કરવાને
અસમર્થ હોય તેણે સાધુ થવું જોઈએ એવું શાસ્ત્રનું વચન છે;
જ્યારે તું તો મહાસમર્થ છે, તેથી તારે શું કરવું જોઈએ તે કહું છું.

હે રાજા ! શ્રી ગીતાજીના ૩૫ મા અધ્યાયના ૩ જા શ્લોકમાં
શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા ભારત કહેતાં ભરતખંડને કહી ગયા છે કેઃ—

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ९ ॥

[ भ. गी. अ. ३ श्लो. ३५. ]

હે ભરતખંડવાસી જનો ! श्रेयान्स्वधर्मो विगुणंगू એટલે કે

**स्वधर्म** કહેતાં પોતાની ફરજ, ગમે તેટલી સારી હોય તોપણ તેને **विगुण** એટલે ગુણ વિનાની જાણવી કહે છે; એટલા માટે શું કરવું જોઈએ કે **परधर्मात्स्वनुष्ठितात्। परधर्मात्तु** કહેતાં પારકી ફરજને વિષે, **अनुष्ठितात्** કહેતાં અનુષ્ઠાન કરવું જોઈએ.—હે રાજા તારે પણ એમ કરવું—કેમકે **स्वधर्मे निधनं श्रेयो** પોતાની ફરજ બજાવતાં કાંઈ પણ શ્રેય થવાનું હોય તો તે **निधन** એટલે મૃત્યુજ છે; જ્યારે **परधर्मो** ભયાવહઃ એટલે પારકી ફરજ જે છે, તે ભયનું વહન કરી જનારી છે, કારણકે પારકી ફરજ બજાવતાં કદાચ નિષ્ફળ થયા તો તેમાં આપણે કાંઈ ન્હાવા જવું પડતું નથી.

માટેજ મહાજનો કહી ગયા છે કે—

( હોરી લલકારે છે. )

કર બનતું પરકાર્ય,
શ્રી જગદીશનો કિંકર બનીને;—કર૦

વહી હે રાજા !

**यो बन्धनभयक्लेशान्प्राणिनां न चिकीर्षति ।**
**तन्मित्रं सर्व भूतानां मनुः स्वायंभुवोब्रवीत् ॥ १० ॥**

આ શ્લોકનો ભાવાર્થ એવો છે કે જે મનુષ્ય પ્રાણીઓને **बन्धनभयक्लेशान्** કહેતાં બાંધીને ભય પમાડીને કે ક્લેશ ઉપજાવીને **न चिकीर्षति** એટલે કીર્તિ મેળવતો નથી એવા મનુષ્યને **तन्मित्रं सर्व भूतानां** કહેતાં સઘળાં ભુતકંનો ભાઈ જાણવો; આ પ્રમાણે **मनुः स्वायंभुवोब्रवीत्** મનુ નામનો ભુવો કહી ગયો છે.

શુકદેવજીનાં વચનો સાંભળીને પરીક્ષત રાજા તેમના ચરણમાં પડયા અને ભવિષ્યમાં સુધરવાની ખરા દિલથી કબુલાત આપી. એજ

પ્રમાણે આ કથા વ્યાખ્યાનથી સર્વે શ્રોતાજનોમાં પણ સુધારો થાય, એવી આશા સહ કથાની પરિસમાપ્તિ કરવામાં આવે છે.—અસ્તુ.

अच्युतं केशवं रामनारायणं ।
कृष्णदामोदरं वासुदेवं हरिम् ॥
श्रीधरं माधवं गोपिकावल्लभम् ।
जानकीनायकं रामचन्द्रं भजेत् ॥

अङ्गनामङ्गनामन्तरे माधवो ।
माधवो माधवश्चान्तरे चाङ्गना ॥
इत्थमाकल्पते मण्डलीमध्यगो ।
वेणुना संजगौ देवकीनंदनः ॥

પોરબંદર. (કાઠિઆવાડ) } હરિલાલ પ્રભુલાલ છાયા. બી. એ. એલ. એલ. બી.

# (૬) કંજુસ કાકા.

[ બહુ અંશે મોલિયરકૃત 'માઈઝર'ના થોડાક ભાગના આધારે. ]

**પાત્ર વર્ગ.**

**કંજુસ કાકા**—એક શ્રીમંત પણ અતિલોભી શેઠ.
**રામમોહન**—કાંઈક લોભી પ્રકૃતિવાળો તેનો ભત્રીજો.
**અમથો**—શેઠનો રસોયો તથા ગાડીવાન.
**કાબો**—શેઠનો નોકર.

**સ્થળ**—કંજુસ કાકાની બેઠક.

નેપથ્યમાં—( સાંકળના ખખડાટ સાથે ) કાકા બાર ઉઘાડો તો ?
( ટચલી આંગળી જેવી પાતળી પ્રકટેલી મીણબત્તિ સહ કંજુસ કાકા પ્રવેશ કરે છે. )

**કંજુસ કાકા**—કોણ છે ? આ અંધારી રાતે ? ( સ્વગત ) ક્યાંક ચોર બોર હોય નહિ ! આજકાલના ઉઠાવગીરો ! મેમાનની પેઠે બારણાં ઉઘડાવીને લૂટી જાય છે !

નેપથ્યમાં—એ તો હું **રામમોહન** છું.

**કંજુસ કાકા**—ઉઘાડું છું. ( દ્વાર ઉઘાડીને રામમોહનને દાખલ કરે છે અને બન્ને જણ ટેબલ પાસે ગોઠવેલી ખુરશીઓપર બેસે છે ) આજ તો કંઈ રાતને વખતે અહીં ભૂલો પડયો ?

**રામમોહન**—એક બાબતમાં હું આપની સલાહ લેવા આવ્યો છું.

**કંજુસ કાકા**—(ફુઉઉ કરીને મીણબત્તિ ઓલાવતાં ) ત્યારે તો આપણે ખુશીથી અંધારામાં બેસી શકશું. પ્રભુ પણ પોતાના ચંદ્ર-દીપક રોજ ક્યાં પ્રકટે છે ?! રોજ થોડું થોડું તેજ વધારી ફક્ત પુનેમેજ ઝડાસતો કરે છે, અને પછી જરા જરા તેજ ઘટાડી અમાસે તદ્દન ઓલવી નાખે છે ! આ પ્રમાણે સર્વ શક્તિમાન સર્વેશ્વર, જેને કોઈ વાતની ખામી નથી, તે પણ કરકસર કરે છે, તો પછી મનુષ્ય તે કોણ માત્ર !!

**રામમોહન**—કાકા, હાલમાં ખર્ચ બહુ થાય છે તો કાંઈક રસ્તો બતાવો તો ઠીક.

**કંજુસ કાકા**—તું શું શું ખર્ચ કરછ તે મને કહી જા.

**રામમોહન**—કાકા, હું મ્હારાથી બનતું કરું છું તો પણ ખર્ચ ઘટતો નથી; હંમેશાં જણ દીઠ બે પૈસાનો લોટ, એક પૈસાનું બળતણ અને એક પઈનો મસાલો વાપરું છું. રાત્રે ખીચડીમાં ઘીની શીશી મજબૂત બચથી બંધ કરી ખોસી રાખું છું, અને માત્ર છેલ્લા કોળીઆ સાથે બૂચ ઉઘાડી તેમાંથી રતિભાર લઉં છું.

**કંજુસ કાકા**—અરરરરરર ! તને તો બડો ફતન-દિવાળીઓ દેખું ! ખર્ચ તો થાય પણ તેમાં બને તેટલો બચાવ કરવાની જરુર છે, કેમકે પઈનો બચાવ પઈની કમાણી બરોબર છે. અલ્યા એમ રોજ રોજ રતિભાર ઘી વાપરી નાખીએ તો ક્યાં આરો આવે ! ખીચડી ખાઈએ ત્યારે બોલતા જઈએ કે " આ કોળીઆમાં પ્રેમજી મોદીનો ઘીનો કુડલો સ્વાહા ! " " આ કોળીઆમાં શવજી મોદીનો ઘીનો ડબો સ્વાહા ! " " આ કોળીઆમાં ધના પટેલનું ઘીનું પારીઉં સ્વાહા ! "—મ્હારા વડવા ! રોજ બે વખત ફક્ત રોટલો ને ચીંધવું ખાતા.

**રામમોહન**—ચીંધવું ?

કંજુસ કાકા—ન સમજ્યો ? એક રીઢા કુરડામાં થોડુંક ઘી ભરીને ભીંતે ટાંગે અને સામે આઠ દશ હાથ દૂર પાટલો માંડીને જમવા બેસે; પછી રોટલાનો કટકો કરતા જાય, કુરડા તરફ ચીંધતા જાય અને ગટકાવતા જાય; આજ કાલની મોંઘવારીની કાંઈ સીમા છે ? કોણ જાણે શું કારણ છે તે ખબરજ પડતી નથી. અકબર પાદશાહના સમયમાં ચાર કે છ આને મણ ઘઉં મળતા હતા; આપણે તે વખતે જન્મ્યા હોત તો કેવી મજા પડત ! આજની તો વાતજ મૂકી દો.

રામમોહન—અર્થ શાસ્ત્રીઓ કહે છે કે અનાજની ઉત્પત્તિ કરતાં મનુષ્યની ઉત્પત્તિ વધારે ઝડપથી થાય છે, કેમકે દરેક પાક સાથે જમીનનાં ખનિજ દ્રવ્યો ઘટતાં જાય છે તે પુરાં પાડતાં વખત લાગે છે, પણ શારીરિક દ્રવ્યોની ખોટ વધારે સહેલાઇથી પુરી શકાય છે. આથી ખોરાક તૈયાર થયા પહેલાં હોજરાં તૈયાર થઈ જાય છે એટલે મોંઘવારી વધે છે. જો કે પ્લેગ, દુકાળ, લડાઈ, ભૂખમરો વગેરે કારણોથી મનુષ્યોનો ઘટાડો થાય છે તો પણ એવી ગણતરી કરવામાં આવી છે કે આશરે ૭૫ વરસમાં વસ્તી બમણી થઈ જાય છે; આ ઉપરથી ઘણાક અર્થ શાસ્ત્રીઓ એવી ધાસ્તી રાખે છે કે એક વખત એવો આવશે કે ખોરાક પુરો નહિ પડવાથી માણસો ટપોટપ મરવા માંડશે.

અમથો અને કાબો પ્રવેશ કરે છે.

( અમથાએ રસોયા બ્રાહ્મણ જેવાં કપડાં પહેર્યાં છે. એક હાથમાં રસોઈનો ધંધો સૂચવનાર કડછી અને બીજા હાથમાં ગાડીવાનની પદવી દર્શાવનાર ચાબુક અને ડગલો છે; માથે ફુમકાં વિનાની ઘેરા કથાઈ રંગની તુર્કી ટોપી છે. કાબાએ સુરવાલ, અંગરખું અને મધરાસીની પાઘડી પહેરેલ છે ).

કંજુસ કાકા—તમે બન્ને બરાબર આવી પહોંચ્યા. કાબા, કાલે સવારની ફાસ્ટમાં કેટલાક મિજમાનો ઉતરવાના છે માટે બધું બરાબર સાફ કરજે. ફરનીચર કપડેથી ઝાડજે પણ ધ્યાન રાખજે કે બહુ દાબીને લુછવાથી તેનો 'વાર્નિશ' ઘસાય નહિ. હાંડી, ઝુમર, અરીસા કે તકતા સાફ કરતાં કાંઈ ભાંગફોડ થશે તો તારા પગારમાંથી વસુલ કરવામાં આવશે. કચેરી વાળતાં બમણું ધ્યાન રાખવું કે સાવરણી કે ફરસબંધી બેમાંથી એકેનું આયુષ્ય ઓછું ન થાય;—અમથા, તને પણ કેટલીક વરધીઓ આપવાની છે; કાલે દશ વાગ્યાની ટ્રેનમાં આપણે ત્યાં—

અમથો—ઉભાર્યો સાહેબ ! તમારે રસોયાનું કામ છે કે કોચમીનનું ?

કંજુસ કાકા—પહેલાં રસોયાનું કામ છે.

અમથો—( ગાડીવાનનો ઝભો, ચાબુક તથા ટોપી નીચે સરી પડવા દે છે, અને હાથમાં કડછી ફેરવતો કહે છે ). લ્યો ફરમાવો હવે.

કંજુસકાકા—કાલે સવારે દશ વાગ્યાની ગાડીમાં મેમાનો ઉતરવાના છે માટે રસોઈમાં શું શું જોઈશે ? બધાં મળીને બાર માણસો થશે.

અમથો—બાર પોણે નવશેર લોટ, પાંચ શેર ઘી તેજ પ્રમાણે ગોળ, ચોખા, દાળ વગેરે માફકસર, તે ઉપરાંત—

કંજુસ કાકા—ઉભોરે' ! ઉભોરે' ! ! ઉભોરે' ! ! ! તું તે કેટલાંક માણસો જમાડવાનો છે ? ! આમને આમ મ્હારું ઘર ખોદી નાખ્યું !

રામમોહન—એટલી રસોઈમાંથી તો આખું ગામ ધુમાડા બંધ જમે ! અલ્યા અમથા, તું મિજમાનોને ઠાંસીને ખવરાવશે અને તેમના પેટમાં અપચો થશે તો દવા કોણ તારો કાકો કરશે ? કહેવત

નથી કે "ભૂખ્યું તેને કાંઈ ન દુખ્યું?"–ખાનપાનને ખાતર જિંદગી નથી પણ જિંદગીને ખાતર ખાનપાન છે.

**કંજુસ કાકા**—શાબાશ રામમોહન શાબાશ! કેવી મજાની કહેવત છે!–જિંદગીને ખાતર ખાનપાન નથી, પણ ખાનપાનને ખાતર જિંદગી–હુઉં! અલ્યા એમ કેમ? મ્હારે કહેતો મળતું ન આવ્યું! ફરી બોલ તો?

**રામમોહન**—ખાનપાનને ખાતર જિંદગી નથી પણ જિંદગીને ખાતર ખાનપાન છે.

**કંજુસ કાકા**—વાહવા! વાહવા! હું એ લેખ સોનેરી અક્ષરે ભોજનશાળાનાં દ્વારપર કોતરાવીશ; એ કહેવત રચનાર મહાપુરુષનું મુબારક નામ શું છે?

**રામમોહન**—નામ? એતો કેમ ખબર પડે? અનાદિ કાળથી એ કહેવત ચાલતી આવેલી છે.

**અમથો**—રામમોહનભાઈ, કહેવત સંગ્રહ વાંચવામાં તમારી ભૂલ થતી હશે; "જિંદગીનું ખાતર ખાનપાન છે" એમ હોવું જોઈએ, કેમકે જેમ સારાં ગળતીઆં ખાતરથી મોલ વધે છે તેમ ઘેબર, જલેબી, શીરોપુરી વગેરે સ્વાદિષ્ટ ખાનપાનરુપી ખાતરથી જિંદગીનો વધારો થાય છે!

**કંજુસ કાકા**—જુઠ્ઠો! હરામખોર! લાડુભટ્ટ! ચાવેચટ્ટ! (દરેક ઉદ્દ્ગારદીઠ એકેક ટાપલો મારે છે)–ખાનપાનને ખાતર જિંદગી છે, પણ જિંદગીને ખાતર ખાનપાન નથી!–અલ્યા રામમોહન મને એ કહેવત કાગળમાં લખી આપજે; તે વિના યાદ રહેશે નહિ.

**અમથો**—ત્યારે હવે મને શો જવાબ આપો છો?

**કંજુસ કાકા**—તેં કહ્યું તેનો ચોથો ભાગ બસ થશે.

**અમથો**—મહેરબાન એમ ન થાય ! પછી તમે ને તમે મેમાન દેખતાં મારી કિંમત કરાવશો.

**રામમોહન**—ઠીક જા, તેં કહ્યું છે તેનાથી અર્ધની મંજુરી મળશે; એટલામાં પુરું કરજે નહિ તો તારે તારા ઘરનું ભરવું જોઈશે.

**કાબો**—શાકના પૈસા અત્યારે આપી મેલો છો ?

**કંજુસ કાકા**—બસ થઈ ચુક્યું ! પેસા ! પેસા ! પૈસા ! એ બે અક્ષરો સિવાય ત્રીજું કાંઈ બોલતાં શીખ્યો છે કે નહિ ? ( ધપ્પા મારે છે ).

**કાબો**—અરે અરે શેઠ ! તમે તો મારાં હાડકાં ભાંગી નાખ્યાં.

**કંજુસ કાકા**—લે આ બે આના, વહેલો શાક ચટણી વગેરેનો સામાન લાવી દેજે;-અને અમથા, સ્ટેશને ગાડી લઈને જવું પડશે માટે—

**અમથો**—ખમો ખમો સાહેબ, આ હુકમ તમારા ગાડીવાને સાંભળવાનો છે. ( કડછી નીચે ફેંકી દે છે અને ઝભો તથા ટોપી પહેરી, ચાબુકનો ફડાકો બોલાવતો કહે છે. ) લ્યો હવે કહો.

**કંજુસ કાકા**—સ્ટેશને ગાડી લઈને જવું પડશે માટે વહેલો ઉઠીને રસોઈ કરવા માંડજે અને સ્ટેશનેથી પાછો ફરે કે તરત નાહીને રસોડામાં પેસી જજે. ઘોડાને ખરેરો અત્યારેજ કરી લેજે કેમકે સવારે વખત નહિ મળે. ગાડીનાં પૈડાંને પાણી છાંટી મેલજે કે રસ્તામાં પાટો ઉતરી પડવાની ધાસ્તી ન રહે; હવે બન્ને જાઓ અને મેમાનોની હાજરીમાં ચાલાકીથી કામ કરજો.

**કાબો**—પણ સાહેબ, મારા સુરવાલના પાયચા પાછળથી ગારો ગારો ભરાઈ રહ્યા છે તેને ધોવાનો હવે વખત નથી તેનું શું કરશું ?! બીજી સુરવાલ કાઢી આપો તો ઠીક !

**અમથો**—અને સાહેબ, મારા કોચમાનના ડગલાને છ[illegible]રજ તેલનું મોટું ધાબું પડયું છે તેનું શું થશે ?!

**કંજુસ કાકા**—તેલનું ધાબું કેમ કરતાં પાડયું ?

**અમથો**—એક સાથે બે ધંધા કરતાં એકની અસર બીજાપર થાય કે નહિ, સાહેબ ?

**કંજુસ કાકા**—હું તમોને એનો રસ્તો બતાવું છું, દીવો સળગાવ, ( અમથો મીણબત્તિ સળગાવે છે )—અમથા તારે મેમાનો પ્લાટફોર્મ પર ઉતરે ત્યાંથી ગાડીમાં બેસે ત્યાં સુધી, ડાબે હાથે, તારી આ ટોપી, છાતી પરનાં ધાબાં ઉપર આ પ્રમાણે ધરી રાખવી—સમજ્યો ? અને વારંવાર, જમણે હાથે, " હુઝુરકી નિગાહપે કુર્નસ " બજાવતા હોઈએ એમ કર્યા કરવું. કાબા, તારે મિજમાનોની ખીજમતમાં રહેતી વેળા, આમ તેમની સામેને સામે રહેવું, પુંઠ બતાવવી નહિ. હાલવું ચાલવું પણ આમ ભીંતની ઓથે. જરા દૂર જવું હોય તો, તેમની દૃષ્ટિ પડે ત્યાં સુધી, આમ પાછે પગે જવું. આ ઉપરથી મેમાનો એમ પણ જાણશે કે અહો ? આ ચાકરો કેવા સભ્ય છે !—અલ્યા, મીણબત્તિને ફૂંક માર.

**અમથો**—ઠીક સાહેબ, ત્યારે હવે અમે જઈએ છીએ.

[ અમથો તથા કાબો જાય છે. ]

**કંજુસ કાકા**—રામમોહન, તું ખર્ચ કમી કરવા વિષે સલાહ પૂછે છે તે યોગ્ય છે. કારવાડમાં ' ખર્ચનકર ' કરીને મ્હારો એક મિત્ર જરીફ છે તે પૈસો બચાવવાના નુસખા શોધી કાઢવામાં એક્કો છે. તેણે એક વેળા ત્યાંની " ખર્ચ નિષિદ્ધક મંડળ " ની સભામાં દરખાસ્ત મૂકી હતી કે છોકરાંને જમાડતી વેળા ઝીણી વસ્તુ મોટી દેખાય એવાં ચશ્માં પહેરાવવામાં આવે તો રોટલાના નાના કટકાથી

મોટા કટકા જેટલો તેમને સંતોષ મળે. આપણે એટલો બધો લોભ કરવાની જરુર નથી પણ દરેક ખર્ચ કરતી વેળા મનને સવાલ પૂછવો કે તે વિના ચાલશે કે નહિ; જેમકે રોટલા વિના ચાલશે ?–ના–તો ખાવા; લાડુ વિના ચાલશે ?–હા–તો ન ખાવા, અથવા ન છુટકે ખાવા. પાણી વિના ચાલશે ?–ના–તો પીવું; સોડા લેમન વિના ચાલશે ?–હા–તો ન પીવું. અંગરખા વિના ચાલશે ?–ના–તો લેવું; પાટણનાં પટોળાં વિના ચાલશે ?–હા–તો ન લેવું, વગેરે. શાસ્ત્રનું પણ વચન છે કે **मनः पूतं समाचरेत् ।**

**રામમોહન**—કાકા, હવેથી તમારા કહ્યા પ્રમાણે જ કરીશ કેમકે તે વિના બીજી કોઈ રીતે ખર્ચ ઘટે એમ નથી. ( સ્વગત ) ઠીક; કાકા જમવાનું તો કહેશે નહિ ! ત્યારે હવે ઉઠીએ. ( પ્રકાશ ) કાકા, હવે મોડું થયું છે તે રજા લઈશ.

**કંજુસ કાકા**—( સ્વગત ) રામમોહનને જમવાનું કહ્યા વિના નહિ ચાલે કેમકે વખત આવે કહી બતાવે એવો છે; વળી મેમાનો જમે અને એને ન કહીએ તો ખોટું લાગે. ( પ્રકાશ ) વાત કહું રામમોહન, કાલે તું અહીંજ જમજે; હું મેમાનોની સરભરામાં ગુંથાયો હોઉં ત્યારે તારી દેખરેખની. જરુર છે કેમકે પેલો અમથો મહા 'અષ્ટાવધાની' છે.—બસ જઈશ ! આવજે હો, રામમોહન !

પોરબંદર. } હરિલાલ પ્રભુલાલ છાયા.
૧૭-૭-૧૯૧૪ } એલ. એલ. બી.

# (૭) " ચ્હાય ગરમા ગરમ ! "*

( સુધારેલો લેખ ).

प्रातः स्मरामि हृदये मधुचाहदेवम् ।
हर्तारमस्य जगतः खलु वित्तमायुः ॥
सायं नमामि शिरसा मधुचाहदेवम् ।
कर्तारमार्यशुचिधर्मनिषूदनं च ॥
दृष्टेर्लोपो विना चाहं पङ्गुता पादयोस्तथा ।
बुद्धिस्तु जडतां याति चाहस्य किङ्करा वयम् ॥
अस्माकं तु विना चाहं जृम्भणस्य परंपरा ।
जुगुप्सा सर्वकार्येषु स्वास्थ्यं कुत्र न लभ्यते ॥

अपि तु ।

पात्रस्य क्वाणितं श्रुत्वा दृष्ट्वा दुग्धान्वितं जलम् ।
नश्यति व्यग्रता शीघ्रमुदितेऽर्के तुषारवत् ॥

[ આ જગતનાં દ્રવ્ય અને આયુષ્યનું હરણુ કરનારા મીઠા ચાહદેવનું હું પ્રભાતે હૃદયમાં સ્મરણુ કરું છું, અને ( હૉટલો વગેરે દ્વારા ) હિન્દી પ્રજાના પવિત્ર ધર્મનું નિકંદન કરનારા મીઠા ચાહદેવને હું સાંજે શિરસાવંદન કરું છું.

---

* આ લેખમાંના શ્લોકો રા. રા. વ્રજલાલ રણછોડજી વૈષ્ણવ બી. એ. એ ખાસ રચેલા છે.

ચાહ વિના દૃષ્ટિનો લોપ થાય છે, પગ ઢીલા પડે છે અને બુદ્ધિ બહેર મારી જાય છે; ખરેખર! અમે ચાહના સેવકોજ છીએ.

અમને ચાહ વિના બગાસાંપર બગાસાં આવે છે, હરેક કામ કાજ બોજારૂપ થઈ પડે છે અને આરામ ક્યાંય મળતો નથી;

પરંતુ—

સૂર્યોદય થતાં જેમ ઝાકળનો નાશ થાય છે, તેમ ચાહનાં પાત્ર—કીટલી, પ્યાલા, રકાબી વગેરેનો ખણુખણાટ સંભળાતાં અને દૂધયુક્ત જળનું દર્શન થતાં અકળામણુ તરત ઉડી જાય છે.]

---

સ્થળ—ટ્રેનનો ત્રીજા વર્ગનો ડબ્બો.

*　　*　　*　　*

મેમણુ--ખંડજો ને સોનજો ભાવ એક થીનો!

સોની—તમારૂં કેવું સોળ વાલને એક રતિ છે.

૧ ગૃહસ્થ—બીજું તો ઠીક પણુ આજકાલ ચાનાં લાકડાં એવાં પેશી ગયાં છે કે કહેવાની વાત નહિ.

શાસ્ત્રીજી—એનો રસ્તો એવો થાય કે સવાર સાંજ પાણીના પ્યાલામાં ચાનું આવાહન કરી પીતાં પીતાં બોલવું કે "વાહ ચા વાહ! ખૂબ કડક રંગ જામ્યો છે હો!"

૨ ગૃહસ્થ—એમ કંઈ થાય છે?

વાણીઓ--( બગાસું ખાતાં ) "ચા ટો ચા, બીઝા વગડા ના વા!"

બાપુ--( મ્હોંમાંથી હુક્કાની નાળ ખસેડતાં ) આજ તો હંધીય ચીજુંનું એવું સે; આ કપડના ભાવ જુવોને કેવા હળગી ગોયાસે?

**બ્રાહ્મણ**—કપડ કરતાંય ખાંડ સોંઘી થવાની પે'લી જરૂર છે. માણસ વરસમાં એક વખત કપડ લે, બે વખત લે, ચાર વખત લે ત્યારે એટલી જ ઉપાધિ; પણ આ ચાનું તો રોજનું સાલ છે.

**મેમણ**—તમારો કે'વો વાજબી છે; કપડો ફાટયો હોય ઉડાં એક થીગડો દીધો તો ગરીબ માડુજો ગડો બેચાર મઈના હાલીઓ જાય; પણ ચા ને‌ા કોપ મડગો નાંઈ, તો ઉન્જો પૈડોજ ખુચી વિનેતો.

**ખવાસ**—ઘીનું એ અમારે બઉ જરુર નઈ. રોટલામાં ડુંઘળી ઘહીને સલાવીયેં પણ સા તો જોઈઝ! આ ખાંડનો દકાર તો મારીને ઘાણ કાઢ઼ે હે; હવે હુ કરવું ને કયાં જાવું!

**વયોવૃદ્ધ ગૃહસ્થ**—ચા છોડી દેવો.

**હજામ**—વાતું કરવીયું શેલીયું સે, અદા!

**૩ ગૃહસ્થ**—મેં તો ચાનું પાણી મેલ્યું છે!

**૪ ગૃહસ્થ**—ક્યાં, પ્રાઈમસ ઉપર?

**૩ ગૃહસ્થ**—( હસી પડતાં ) ના ના!

**વયોવૃદ્ધ ગૃહસ્થ**—અરે ચાનું તો એવું લફરું પેઠું છે કે એક દહાડો મેં મ્હારા ભત્રીજાને જમવાને કહ્યું, તો કહે "કાકા, એના કરતાં સવાશેર ખાંડ મ્હારે ત્યાં પહોંચાડો તો મહેરબાની! તમને વધુ ખર્ચ ન થાય, ને-હું બે ચાર દહાડા ચા પી શકું!"

**જુનાગઢી નાગર**—મ્હારી માશીના દીકરાનો ભાણેજ-જે છે તે-જુનાગઢ સ્ટેટમાં માસ્તર છે, તે જ્યારે ચા પીને ત્રણ પટ્ટી પાનની ખાય ત્યારે-જે છે તે-દિશાએ જઈ શકે છે.

**શાસ્ત્રીજી**—મધ્ય હિન્દુસ્તાનના એક રાય બહાદુરે પોતાના ઘરનાંને વિચાર જણાવ્યો કે હવે આપણે ચા બંધ કરીએ તો ઠીક, એટલે સઘળાં કહેવા લાગ્યાં, "ના ના! એમ કરશો નહિ!

વિલાયતની પેઠે રોટલી ગણી ગણીને આપજો પણ ચા બંધ કરશો નહિ! કદી એક ટંક ખાધા વિના ચાલ્યું જશે પણ ચા વિના ડગલું નહિ દેવાય! છતાં બંધ કરશો તો આપ હાથખરચી માટે જે તનખ્ખા આપો છો તેમાંથી અમે ચા પીશું!"

**કામદાર**—અમારા વતનદાર સાહેબના ચિરંજીવીને એવું બંધાણુ છે કે રોજ સવારે પલંગ પાસે રસોયો ચાનો પ્યાલો લાવીને બોલે કે "ભાઈ, આ ચા તીયાર છે!" એટલે "હેં? લાવ્ય!" કહેતા બેઠા થઈ પ્યાલો ગટકાવી જાય ત્યારે ભાઈની આંખ ઉઘડે; અને પછી દાતણપાણી કરીને વળી બીજો ડોઝ મારે, ત્યારે તબીઅત ઠેકાણે આવે!

**હિન્દ હિતેચ્છુ**—હિન્દનાં સંતાનોની શી દશા!

**ચશ્માંવાળા ગૃહસ્થ**—હજી તો અહીં વિલાયતના જેટલો ચા પીવામાં આવતો નથી.

**બ્રાહ્મણ**—હજી મે'રબાન!—"આજ મેં દશ કોપ પીધા" ને "મેં વીશ પીધા" એવી બડાઈ હું બજારમાં રોજ સાંભળું છું;—કેમ જાણે લાડુ જમવાની શરત કરતા હોય!—એક વાર અમારા જિલ્લાવાળા ભંગીઆને 'મુનશીટપાલ'* ના પટાવાળાએ ધમકાવ્યો કે "કેમ મોડો આવ્યો?" તો કે' "દૂધ આવે, સા પીયેં તીયારે અવાયને માઈ બાપ!"

**વયોવૃદ્ધ ગૃહસ્થ**—તમારી વાત ખરી છે; એકવાર હું હૉટેલ પાસેથી જતો હતો એવામાં 'વેઈટર' હાથ ધોવા બ્હાર આવ્યો તેને ત્યાં બેઠેલા બે ચાર ઢેડાએ ચમકાવ્યો કે "એલા જટ કર! સા વન્યા હવે અમારી તબીઅત ફાટી જાય સે!"—આમ ચા વિના ઢેઢ ભંગીની પણ તબીઅત ફાટી જાય એવો જમાનો આવ્યો છે.

---

* મ્યુનિસિપાલિટિના બદલે.

**ચશ્માંવાળા ગૃહસ્થ**—છાપામાં છપાયું છે કે અહીંઆં વિલાયતના જેટલો ચા પીવામાં આવે તો સિલોન, આસામ, નીલગિરિ વગેરે સ્થળે ઉગતો ચા હિન્દમાંજ ચટ્ટ થઈ જાય; પણ અહીંના લોકો પ્રમાણમાં વધારે ગરીબ હોવાથી એમ થતું નથી.

**મોદી**—અહીંના લોક ગરીબ તો ખરા; ખાંડ પોષાયુ ન થતાં ચામાં ઘણાય ગોળ કઢાડે છે એટલે ગોળના ભાવે પણ ઉછાળો માર્યો છે.

**બ્રાહ્મણ**—પણ દાણાના દુકાળ વખતે સસ્તાં અનાજની દુકાનો ખોલાઈ'તી એવી સસ્તી ખાંડની પેઢી કોઈ કેમ ખોલતું નથી?

**બાવો**—ઐસા કોઈ કરેગા નહિ.

**હજામ**—અરે અરે, એવો આશરવાદ કાંયો ગરુ મા'રાજ!

**ખવાસ**—ભલા સાને ઠેકાણે સાબ પીયીં તો ન હાલે?

**શાસ્ત્રીજી**—ચાલે એટલુંજ નહિ પણ વધારે ફાયદો કરે. અગાઉ છોકરાં છાશને રોટલો શીરાવતાં ત્યારે કેવાં તન્દુરસ્તર હતાં? હવે તો—

"ચા એ ટાળ્યું શીરામણ, બીડીએ ટાળ્યો હોકો;
જે જે એ ટાળ્યા રામ રામ (ત્યાં) કરવો કોનો ધોખો?"

**બાપુ**—બરોબર સે શામૂતરીજી, જે દુનાં સાનાં પગલાં થીયાં આ તે દુનું શીરામણ બંધ થીયું; ને ઓલી શીગરેટની બીડીઉં આવીઉં આ એણ્યે હોકાનો પગ કાઢ્યો. અશલ દાંડે હેતના "રામ રામ" થાતા આ તીયાં નઈ લેણા નઈ દેણા ને 'બાઈ જે જે!' "જે જે!" ને અરૂ તો અંગરેશીમાં "ડેંફીયું! ડેંફીયું!!" થાય સે.

**હજામ**—બાપુને કઉં તમે તો સા નઈ પીતા હો.

**બાપુ**—પીયોંશીં! આગળ્ય હ.ડુબાનું લાકડું હતું ને હવે સાનું ટીંખળ પેઠું! સા આંવડે નઈ ને એઈડીઆં જેવો થાય તોય પીયે

સૂહકો. એવોબ ન જડે તીયાં સુધી મઈ મન ફર્યા કરે.—ભલા ગરુ મા'રાજ, તમને સાના હેવા નઈ હોય.

બાવો—( ચલમના દમ મારતાં ) હમકો ભી ઉસકા અભ્યાસ તો હૈ. બાજ વખ્ત હાટેલ કા માલિક કી નિગાસે ચહા કા પાન કિયા જાતા હૈ. કિસી કો નહિ છોડનેવાલી ચહા એસી હિ ચીઝ હૈ કિ ઉસને સબ આલમકો ગિરફતાર કીઈ હૈ.

શાસ્ત્રીજી—બાવાજી ખરું કહે છે. ચા કલિકાળનો સોમરસ છે. અગાઉ સોમરસ પીવામાં આવતો તે મનુષ્યને હેજત આપી ટટાર બનાવતો; હાલ એ જગા ચાએ લીધી છે. પરંતુ સોમરસ માત્ર યજ્ઞયાગ વેળા પીવાતો, જ્યારે ચા નિત્ય કર્મ થઈ પડયો છે; સંસ્કૃતમાં શ્લોક છે કેઃ—

**विश्वस्यैव मनो मयाद्य विजितं पङ्केरुहाक्षीति किम् ।**
**आक्रान्ता च मया बलेन वसुधा किं सार्वभौमो नृपः ॥**
**प्रातःसायमहं धृतोऽस्मि हृदये देवाधिदेवोसि किम् ।**
**देवो वा न नृपो न वा न वनिता ज्ञातो न चाहं त्वया ॥**

આ શ્લોકમાં એક વ્યક્તિ મનુષ્યજાતિને કહે છે કે **विश्वस्य एव मनः मया अद्यविजितम्** અખિલ વિશ્વનું મન જે કે'વાય તેને મેં આજે જીતી લીધું છે; એટલે મનુષ્યજાતિએ પૂછ્યું કે **पंकेरुहाक्षीति किम्** ત્યારે તું પંકેરુહાક્ષી નામ કમલનયના સુંદરી છે?—કેમકે તે વિના એવી શક્તિ બીજું કોણ ધરાવી શકે?

વયોવૃદ્ધ ગૃહસ્થ—બરાબર છે, વાહ!

શાસ્ત્રીજી—વ્યક્તિ વળી કહે છે, **आक्रान्ता च मया बलेन वसुधा ।** વસુધા નામ જે પૃથ્વી, તેને મેં બળે કરીને સર કરી છે;

ત્યારે મનુષ્યજાતિએ સવાલ કર્યો કે **किं सार्वभौमो नृपः** તું કોઈ સાર્વભામ રાજા, શહેનશાહ પંચમ જૉર્જ છે શું?–કેમકે તે વિના એટલું સામર્થ્ય કોનામાં હોય?

**બાપુ**—હાસું બા હાસું! અચ્યું! સેંનશાં વન્યા તે બીજું કોણ હુંધી પરથમી ઝીંતી જાય?—હાં, પછીં? સલવો આગળ્ય.

**શાસ્ત્રીજી**—આગળ ચાલતાં વ્યક્તિ કહે છે કે **प्रातः सायमहं धृतोस्मि हृदये।** લોકો મને સવાર સાંજ હૃદયને વિષે ધારણ કરે છે; એટલે મનુષ્યજાતિ પૂછે છે: **देवाधि देवोसि किम्।** ત્યારે તું દેવોનો પણ દેવ છે શું?—કારણકે સવાર સાંજ તો દેવને હૃદયમાં ધારણ કરવા એવી મનુષ્યમાત્રની ફરજ છે.

**૧ ગૃહસ્થ**—એમાં ખોટું શું?

**શાસ્ત્રીજી**—વ્યક્તિ કહે છે કે **देवो वा न नृपो न वा न वनिता ज्ञातो न चाहं त्वया। देवो वा न** હું દેવ નથી; **नृपो न वा** હું કોઈ રાજા નથી, તેમ **न वनिता** પ્રથમ પૂછ્યું તેમ સુંદર સ્ત્રી પણ નથી; ત્યારે? **ज्ञातो न चाहं त्वया। ज्ञातो न च अहं त्वया,** હે મનુષ્ય–જાતિ! તું મને ઓળખી શકીજ નથી.

**બાવો**—ક્યા બાત!

**શાસ્ત્રીજી**—આ છેલ્લાં પદનો બીજો અર્થ એવો પણ થાય છે કે **ज्ञातो न चा अहं त्वया।** હે મનુષ્ય જાતિ! હું જે **चा** છું તેને, અર્થાત્ તેનો પ્રભાવ જે કોઈ છે, તેને તેં નાના પ્રકારે કરીને હજી ઓળખ્યો નથી!

**હિન્દ હિતેચ્છુ**—શાસ્ત્રીજીએ વર્ણવેલી સઘળી શક્તિઓ આમાં ખરેખર રહેલી છે. હવે કાંતો પ્રભુ હિન્દનાં બાળકોને ચા છોડી દેવા જેટલી શક્તિ આપે, અને કાંતો જેમ ચા હિન્દમાં પાકે છે તેમ

એનું મોગવણુ જે ખાંડ, તે પણુ અહીંજ બને એવાં કારખાનાં તેમની કને ઉભાં કરાવે તોજ હિન્દનો ઉદ્ધાર થશે, અને ત્યારેજ દેશમાં શાન્તિ થશે.

**શાસ્ત્રીજી**—ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ।

[ સ્ટેશન આવતાં ઉતારુઓની ચડઉતર થાય છે અને વાતનું વળું બીજી તરફ વળે છે. ]

પોરબંદર. ( કાઠિઆવાડ ). } હરિલાલ પ્રભુલાલ છાયા. બી. એ., એલ. એલ. બી.

---

# (૮) સિદ્ધરાજ અને લીલુ લુટારો.

---

**સિદ્ધરાજ**—કેમ રે! જે લીલુ લુટારાના પરાક્રમની આટલી બધી વાતો સંભળાય છે, તે તુંજ કે?

**લીલુ**—હા, હું તેજ લીલુ સિપાઈ છું—નહિ કે લુટારો.

**સિદ્ધરાજ**—લુટારો નહિ! ઠગ, ફાંસીઓ, ચોર, ધાડપાડુ.

**લીલુ**—સિદ્ધરાજ, વિચારીને બોલ. તારી જીભ બંધ કર. યાદ રાખજે કે હું એક સ્વતંત્ર માણુસ છું.

**સિદ્ધરાજ**—તેથી શું? સ્વતંત્રતાથી બોલ.

**લીલુ**—તો હું પૂછું છું કે આપે આપની જિંદગી શી રીતે ગુજારી?

**સિદ્ધરાજ**—કોણે મેં? રાજાઓમાં મહારાજાધિરાજ તરીકે, યોદ્ધાઓમાં રણુવીર તરીકે અને દાતાઓમાં દાનવીર તરીકે, કીર્તિએ મને જગજાહેર કર્યો છે.

**લીલુ**—ત્યારે શું કીર્તિ લીલુને ઓળખતી નથી? જે લુટારુ

ટોળાને સિદ્ધરાજ પણ વશ કરી શક્યો નથી તેવા હુલડી લોકોને વશ કરનાર લીલુની કીર્તિ કંઈ કમ છે ?

**સિદ્ધરાજ**—પણ તું તો લુટારોજ કેની ?

**લીલુ**—ત્યારે આપે શું કર્યું ? **રાણકદેવી** માટે જુનાગઢનું નખોદ નથી વાળ્યું ? **યશોવર્મા** ઉપર ચડાઈ કરી માળવાનું સત્યાનાશ નહોતું વાળ્યું ? તે તો લૂટફાટ નહિ પણ પરોપકાર કર્યા હશે ?

**સિદ્ધરાજ**—પણ, મેં તો સેંકડો ગામો આબાદ કર્યા છે, હજારો શિવાલયો, દેવાલયો અને જળાશયો બંધાવ્યાં છે, લાખો બ્રાહ્મણોને દાન આપી સુખી કર્યા છે. તેં શું કર્યું ?

**લીલુ**—મેં પણ તવંગરોને લૂટી ગરીબો તરફ ઉદાર હાથ દેખાડયો છે. ગરીબોને અન્નવસ્ત્રાદિ પુરાં પાડવામાં લીલુની બરાબરી કોણ કરી શકે તેમ છે ?

**સિદ્ધરાજ**—છતાં તારામાં અને મારામાં ફેર છે.

**લીલુ**—યા, ફેર માત્ર એટલોજ કે, આપ આ રાજમહેલમાં જન્મ્યા અને હું પેલા ઝુંપડામાં જન્મ્યો; તેથી આપને મોટા લુટારા થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો, અને મને નાના લુટારા થવાની તક મળી. પુરતો વિચાર કરતાં જણાય છે કે તમારે અને મારે કરેલાં મોટાં નાનાં પાપોનો જવાબ રાજાઓના રાજાની કચેરીમાં આપવોજ પડશે. સારી પેઠે યાદ રાખજો કે મોટા પાપની મોટી શિક્ષા થયા વગર રહેવાની નથી.

**સિદ્ધરાજ**—સિપાઈ, છોડી દયો એને. (ધીમેથી સ્વગત ) સિદ્ધરાજ ! તું પણ લુટારોજ તો. તને પણ તારા પાપની શિક્ષા શું નહિ થાય ? [ બાલુભાઈ રતનચંદ શાહ તરફથી મળેલું. ]

# (૯) વનરાજ ચાવડો અને અણુ-હીલ ભરવાડ.

પાત્રો:—વનરાજ, અણુહીલ, રૂખડ, પાંસો, સુરસિંહ, જુવાનસિંહ, સામંતો, સ્ત્રી પાત્ર—માગલી.

વનરાજ૦—અરે, આ નેહડામાં ભૂખ્યા મુસાફરને આશરો આપે એવો કોઈ છે કે?

અણુહીલ૦—અલ્યા તું કુણ સે? ચ્યાંથી આવ્યો સે?

વનરાજ૦—હું એક પરદેશી રજપુત છું, અને વખાનો માર્યો આપની તરફ આવ્યો છું.

અણુહીલ૦—પરદેહી! એકદમ જાતો રે'. પરદેહીને તો અમે પેહવા દેતા (અથી) નથી. ઈમણે અમારા રાજાને મારી નાછયો સે. ઈ પરદેહી આવ્યા તારથી અમે જપીને બેઠા નથી. અમારી ગાયું હાંકી જાય સે. અને અમારાં ઝી, દૂધ મફત લઈ જાય સે, અને અમને બઉ બઉ તરાહ (ત્રાસ) આપે સે.

વનરાજ—તેમ તો હું પરદેશી નથી. આ દેશનોજ છું. ફક્ત તમારા ગામમાંજ પરદેશી ગણાઉં.

રૂખડ—તારે શું તું સાવડો રજપુત સું? સોળંકી તો અથીને?

વનરાજ—ના, ભાઈ, ના. હું સોલંકી રજપુત નથી. હું તો ચાવડો રજપુત છું. જયશિખર રાજાના લસ્કરનો સિપાઈ છું.

પાંસો—અરે, ભગવાન! જેશખર રાજો તો બઉ હારો ઉતો; પણ આ ભુઅડ તો ધુઅડ જેવો સે. ઈના રાજમાં તો બધે જુલમ જુલમ સાલે સે.

**વનરાજ**—તમે જયશિખર રાજાને ઓળખો છો ?

**અણુહીલ**—ચ્યમ ના ઓળછીઈ! ઈમની રાણી સાબનું નામ તો રૂપહુંદરીબા. લોકો કહે સે કે રાણી સાબનો કુંવરડો હવે મોટો થીયો સે. બસારાં રાણી સાબને બઉ દખ પડ્યું. પરમેહર કરે ને સોકરો મોટો થઈ દી વાળે.

**વનરાજ**—તમે તે છોકરાને જોયો છે ?

**અણુહીલ**—હોવે. જારે રાણી સાબ અને મામા સાબ હીંનાં જંગલમાં રે'તાં, તારે અમે વનુભાને તો રમાડેલા તે ચ્યમ ના ઓળછીઈ—

**વનરાજ**—હું અત્યાર સુધી તેમના લશ્કરમાં છું, અને સોળંકી રજપુતોને કહાડી મુકવા તેઓ પ્રયત્ન કરે છે તેમાં સામેલ છું. પણ તેમના હુમલાથી બચવાને મારે નાસી આવવું પડ્યું છે.

**અણુહીલ**—ભલે, તારે તું હીં રહે. તું ભુછ્યો થીયો હશે માટે સાલ આપણે વાળું કરીઈ. અલી ! વાળુ તીયાર થીયું સે કે ?

**મા'લી**—ચ્યાંથી થીયું હશે ? હજી તો મેં રોટલા ધડવા સે, અને શેચવા પણ છે. ને મારે તો વાડામાં ગાયું દોવા જાવી સે; તે તમે મારી હાથે વાછરૂં ઝાલવા હીંડો.

**અણુહીલ**—પણ તારે રોટલા કુણ ધડ હે ને શેચહે ?

**મા'લી**—અલ્યા પરદેહી, રોટલા ધડીશ અને શેચીશ ?

**વનરાજ**—હા, બેન, મને તે ફાવશે ?

**મા'લી**—ઈમાં શું ફાવવું તું. એક તરફ શેચાય એટલે ઉથલાવી નાંખજે.

**વનરાજ**—સારૂં, જાઓ તમે ત્યારે.

**મા'લી**—પણ, જોજે બળી જાય ના. બરાબર ઉથલાવજે.

**વનરાજ**—(રોટલો ફલેઢામાં નાખી, વિચારમાં પડે છે.) અહો આ ગરીબ ભરવાડોનો મારા તરફ કેટલો બધો પ્રેમ છે! તેઓ મારા કુટુંબને કેટલું ચહાય છે! ભરવાડ જેવી ભૂતવર્ણને પણ સ્વદેશપ્રીતિ કેટલી બધી છે! તેમને સંકટોમાંથી મુક્ત કરવાની શું મારી ફરજ નથી? ખરે! હું કોઇપણ યત્ને મારી ગુર્જર ભૂમિ પાછી લીધા વગર રહેનાર નથી. અરે, મારી ગરવી ગુજરાત! તારી આ દશા!! સોલંકીઓના ત્રાસથી તું અત્યારે કેવી પાયમાલ થઈ ગઈ છે! તારૂં વદનકમળ કેવું કરમાઈ ગયું છે! તું કેટલી નિસ્તેજ ભાસે છે! જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી હું તારા માટે યત્ન કરીશ, અને ત્હને દુઃખ વિમુક્ત.........ક...રી...શ....

**મા'લી**—અલ્યા, આ શે'ની ગંધ આવી! હાય હાય! આતો રોટલો બળ્યો! મારા રોયા, ભાન વગરના, ચ્યમ લમણે હાથ દઈ બેઠો સે ને રોટલા ફેરવ્યા નઈ. હવે શું ખૈશ! તારા બાપનું કપાળ.

**વનરાજ**—બેન, ભૂલી ગયો. હું જરા વિચારમાં હતો.

**અણહીલ**—શાના વચારમાં પડયો તો. શું તારી બાયડીના વચાર કરતો તો, હું પણ તારી પેઠે નાનો હતો તારે એક દાડો બાયડીના વચારમાં ને વચારમાં કુવામાં પડી જ્યોતો.

**મા'લી**—ઈ ને ચ્યાં અત્યારે બાયડી સે તે વચાર કરતો હશે. અમથો મારો પીટયો. મારા રોટલો બાળ્યો સે તે હું તો ડફણેને ડફણે ઈનાં હાડકાંજ ભાંજી નાંખીશ.

**અણહીલ**—ના ના જવા દે. બસારો જવાન સે તે બાયડીનાજ વસાર કરતો હશે. જો ને તું નાની હતી તારે મને આખો દાડો તારા જ વસાર થતા નો તા?

**મા’લી**—તારે સાલો હવે વાળુ કરીઈ, પણ બધાંને બળેલા રોટલા ખાવા પડ હે.

**અણુહીલ**—( ખાતાં ખાતાં ) અલી, જો જો આ ધડબડ ધડબડ શું થાય સે ? સોળંકી તો નથી મુઆ ને ?

**મા’લી**—અરે તમારૂં જાય ! આઘે નકરી ધૂળ ઉડયે સે, અને મોરૂં દળકટક આવે સે, ભાગો રે બાપા ભાગો. મારી લાખા. હવે સું કર હું ?

**વનરાજ**—બીઓ છો શા માટે ? હું છું તેથી તમારે ફીકર કરવી નહિ. ચાલો હું બારણે ઉભો છું.

**અણુહીલ**—પણ તું એકલો શું કરહે. અલ્યા પાંસલા, રૂખડીઆ તીયાર થાઓ; તમારા બાપા આવે સે તે, તીઆર થાઓ, નઈ તો તમારો કસ્સર ઘાણુ નેકળ્યો જાણો.

**વનરાજ**—બીશો નહિ. તમારો વાંકો વાળ થવા દઈશ નહિ.

( સુરસિંહ જુવાનસિંહ વગેરે સરદારો આવી પહોંચે છે. )

**સુરસિંહ**—અલ્યા ભરવાડો, આટલામાં કંઈ વનુભાને જેયા છે ?

**રબારીઓ**—ના. છાબ, અમે તો કંઈ જાણુતા નથી. અમને મારહો નહિ, બાપા, અમે ગરીબ મનખ છીઈ.

**જુવાનસીંગ**—અરે મૂર્ખ, અમે પૂછીએ છીએ કે તમારા નેહડા તરફ કોઈ માણુસ આવેલ છે તે કયાં છે ? બતાવો.

**રબારીઓ**—સાબ, એક માણુહ તો આવ્યો સે. પેલો પણે ઉભો.

**રજપુતો**—મહારાજા વનુભાને ઘણી ખમા ! !

**વનરાજ**—કેમ રે ! મારા વ્હાલા સરદારો ! હવે લડાઈની તૈયારી કેટલી બાકી છે ?

**સામંતો**—જી, સર્વ તૈયારી થઈ ચૂકી છે, અને માત્ર આપના પધારવાનીજ રાહ જોવાય છે. આપના છૂટા પડી જવાથી બધાને ભારે દિલગીરી થઈ છે.

**વનરાજ**—ફીકર નહિ, ચાલો. હું તૈયાર છું; પરંતુ જે ભાવિક ભરવાડોએ મને અત્યાર સુધી અહીં આશ્રય આપ્યો તેનો બદલો આપી દઉં.

**માગ્લી**—અરે બાપા, બદલો ચેવો ? મેં અભાજણીએ તમને ઓળછ્યા નઈં, તેથી ગાળો ભાંડી સે. મને માફ કર હો.

**અઝુહીલ**—તમે તો સાબ કેતા તા ને કે હું તો વનુભાનો સપાઈ સું ઈમ બોલીને તમે તો અમને સેતર્યા.

**વનરાજ**—એ તો એમજ હોય. પરંતુ **માગ્લી**, હું તારો ઉપકાર કદી ભૂલીશ નહિ. જ્યારે હું રાજા થઈશ ત્યારે સૌથી પહેલી તને બોલાવી પુષ્કળ બદલો આપીશ કારણકે તેં મીઠો રોટલો અને દુધ ખવરાવી મારી જિંદગી બચાવી છે. અણુહીલ તને ( પણ ) ભૂલવાનો નથી.

**અણુહીલ**—રાજા સાબ, મારી એક અરજ સે.

**વનરાજ**—શી ?

**અણુહીલ**—સાબ, મારે તમારી હારે *લહકરમાં આવવું સે, અને મારી ડાંગથી પેલા પરદેહી સોળંકીઓને ઠાર કરવા સે. ઈમણે અમને બઉ બઉ દખ દીધાં સે.

**વનરાજ**—ચાલ તૈયાર થા. તારા જેવા બહાદુર સિપાઈઓની મારે હાલમાં ખાસ જરુર છે. [ બધા જાય છે. ]

**( બાલુભાઇ રતનચંદ શાહ તરફથી મળેલું. )**

---

* લશ્કરને બદલે.

# (૧૦) ગામઠી નિશાળમાં એક ઠોકીઉં.

મહેતાજી—રામશંકર, ઉભો થા; તું ક્યાં ભણે છે?

રામશંકર—અહીંઆં સાહેબ.

મહેતાજી—એમ નહિ; કઈ જગ્યાએ ભણે છે?

રામશંકર—નિશાળમાં, સાહેબ.

મહેતાજી—( મ્હોં બગાડીને ) સાંભળ, તને એમ પૂછે કે તું કોની નિશાળે ભણે છે? તો તું શું કહે?

રામશંકર—"તમારી નિશાળે" એમ કહું સાહેબ.

મહેતાજી—મ્હારું નામ શું?

રામશંકર—મહેતાજી સાહેબ!

મહેતાજી—( એરંડીયાનો ગ્લાસ પીધા જેવું મ્હોં કરીને ) અરે અક્કલના બારદાન!

રામશંકર—બાર દાન-વીસાંસો!!!

મહેતાજી—બેવકુફ. હું એમ પૂછું છું કે મહેતાજી તો ખરા, પણ નામ શું?"

રામશંકર—( વિચારમાં પડીને ડોકું ધુણાવતાં ) એ તો ખબર નથી!

મહેતાજી—મ્હારું નામ મકન મહેતાજી—મુરખા, હવે યાદ રાખજે. ( રામશંકર બેસી જાય છે. )

એક વિદ્યાર્થી પ્રવેશ કરે છે.

મહેતાજી—પ્રમોદરાય, કેમ મોડો આવ્યો? અત્યાર સુધી ક્યાં રખડતો હતો?

પ્રમોદરાય—( રોવા જેવો થઈ ને ) સાહેબ, રસ્તામાં-ચોમાસાનો કીચડ-એટલો બધો હતો કે-હું એક પગલું ભરું ત્યાં-બે પગલાં પાછો પડું-એટલે જરા-વાર લાગી.

મહેતાજી—જુઠ્ઠો છે! એમ એક પગલું ભરતાં બે પગલાં પાછો પડતો હતો તો અહીં શી રીતે પહોંચ્યો?

પ્રમોદરાય—સાહેબ, મેં મારૂં મોઢું ઘર તરફ વાળ્યું અને પછી એકેક પગલું ભરતો ગયો તેમ બેબે પગલાં પાછો પડતો ગયો, ને એમ કરતાં અહીં પહોંચ્યો.

મહેતાજી—ચાલ તારી જગાએ બેસી જા; હવેથી મોડો થઈશ તો છેલ્લો કાઢીશ-કેમ રામશંકર, મ્હારું નામ શું? યાદ રહ્યું કે?

રામશંકર—( ઉભો થઈ ને ) મકન મહેતાજી મૂરખા!

મહેતાજી—બેસી જા! ઠઠ્ઠો છે!-ચાલ પ્રાણશંકર તને મુખ-ગણિતનો સવાલ પૂછું; મ્હારી પાસે એક બદામ હોય તેમાંથી પા તને આપું, પા રામશંકરને આપું, અને અર્ધી હું લઈ લઉં તો બાકી શું રહે?

પ્રાણશંકર—ફોતરાં બાકી રહે, સાહેબ!

મહેતાજી—બેસી જા, ભણી ઉતર્યો તું!-ઈશ્વરલાલ, એક ઝાડ ઉપર દશ કાગડા હતા; અહીંથી બંદુક મારી તો બે કાગડા મરી ગયા, તો બાકી ઝાડ ઉપર કેટલા કાગડા રહ્યા?

ઈશ્વરલાલ—એકે નહિ!

મહેતાજી—કેમ? દશમાંથી બે જાય તો બાકી એકે નહિ?!

ઈશ્વરલાલ—ઝાડ ઉપર કેટલા કાગડા રહ્યા એમ પૂછ્યું છે, માટે બંદુક ફૂટે એટલે બાકી હોય તે પણ ઉડી જાય, ત્યારે ઝાડપર એકે ક્યાંથી રહે?

મહેતાજી—શાબાશ, બેસી જા. છોકરાઓ, સવાલમાં શું પૂછ્યું છે તે બરોબર સમજીને જવાબ દેવો જોઈએ. મોટી મોટી પરીક્ષાઓમાં પણ ઘણાક વિદ્યાર્થીઓ વડ પૂછ્યો હોય ત્યાં થડ લખી આવે છે, માટે સવાલ બરોબર સમજવો–કેશવલાલ, એક પાંજરાપોળમાં સાત ગાય અને દશ ભેંસ છે, તેમના પગ કેટલા થશે!

કેશવલાલ—એમાં કેટલાં ઢોર ખોડાં છે તે જણાય તો કહી શકાય, સાહેબ.

મહેતાજી—શંકરલાલ, ચાર ઘોડામાંથી ત્રણ ગધેડા જાય તો બાકી શું રહે?

શંકરલાલ—ઘોડામાંથી ગધો બાદ થાયજ નહિ, સાહેબ.

મહેતાજી—કેમ ન થાય? કારણ સમજાવ.

શંકરલાલ—એકજ જાતની ચીજોની બાદબાકી થાય પણ જુદી જુદી જાતની ચીજોની બાદબાકી થઈ ન શકે.

મહેતાજી—ત્યારે ચાર રૂપીઆમાંથી ત્રણ આના બાદ થઈ શકશે કે નહિ?

શંકરલાલ—હા સાહેબ, ત્રણ રૂપીઆ તેર આના બાકી રહેશે.

મહેતાજી—રૂપીઆ અને આના જુદી જુદી જાતની વસ્તુઓ છે. છતાં તેની બાદબાકી કેમ થઈ શકી?–ઠીક, બીજો સવાલ પૂછું; ચાર ઘોડા અને ત્રણ ગધેડાંનો સરવાળો થઈ શકશે કે?

શંકરલાલ—હા સાહેબ, બધાં મળીને સાત ઢોર થશે.

મહેતાજી—એટલે કે જુદી જુદી જાતની વસ્તુઓની બાદબાકી કદાચ ન થાય પણ સરવાળો થઈ શકે છે, ખરૂંને?

શંકરલાલ—હા સાહેબ.

મહેતાજી—ઠીક ત્યારે ચાર ખાટલામાં ત્રણ કોહોળાં ઉમેરીએ તો શું આવે ?

શંકરલાલ—એનો તો સરવાળો નહિ થાય, સાહેબ.

મહેતાજી—રૂપીઆમાંથી આના બાદ થઈ શકે છે પણ ઘોડાંમાંથી ગધેડાં બાદ થતાં નથી, માટે એમ જણાય છે કે વિજાતીય એટલે જુદી જુદી જાતની વસ્તુઓની બાદબાકી થાય છે ખરી અને નથી પણ થતી–વળી ઘોડાં અને ગધેડાં મળીને અમુક ઢોર થાય છે પણ ખાટલામાં કોહોળાં ભેળવી શકાતાં નથી, માટે એમ જણાય છે કે વિજાતીય વસ્તુઓનો સરવાળો થાય છે ખરો અને નથી પણ થતો, ત્યારે આવા એક બીજાથી ઉલટા દાખલા ઉપરથી તું શું સમજ્યો તે કહે.

( શંકરલાલ મુગો રહે છે. )

મહેતાજી—( આખા વર્ગ તરફ આંગળી ફેરવતાં, ) કોઈ આમ હોવાનું કારણ કહી શકશે ?–કોઈ નહિ ?–ઠીક ત્યારે સાંભળો. રૂપીઆ અને આના દેખીતા વિજાતીય છે તોપણ સજાતીય થઈ શકે છે; જેમ કે સોળ આના બરાબર એક રૂપીઓ અને એક રૂપીઆ બરાબર સોળ આના; પણ કદાચ પચાસ ગધેડાં ભેગાં કરીએ તોપણ એકે ઘોડો નહિ થાય, તેમ ગમે તેટલાં ઘોડાં લાવો તોપણ એકે ગધેડું નહિ થાય. એટલા માટે રૂપીઆમાંથી આના બાદ થાય છે. પણ ઘોડામાંથી ગધેડાં બાદ થતાં નથી.–બીજી બાજુ, ઘોડાં અને ગધેડાં ઢોરની જાત હોવાથી તેટલે દરજ્જે સજાતીય થઈ શકે છે, પણ ખાટલા અને કોહોળાં વચ્ચે કોઈ જાતનું મળતાપણું નથી; માટે ઘોડાં અને ગધેડાં મળીને અમુક ઢોર થાય છે પણ ખાટલા અને કોહોળાં મળીને શું થાય તે જાણી શકાતું નથી;–સમજાય છે ?

એ ચાર વિદ્યાર્થીઓ–હા સાહેબ.

મહેતાજી—કાલે કરી લાવવાની કવિતાનો અર્થ સમજાવું; ચાલ પ્રેમરાય કવિતા વાંચ.

પ્રેમરાય—( વાંચે છે. ) ગીતિ.

" તે કાલપર ન રાખો, બની શકે આર્ય કાંર્ય આજજ જો;
અલ્પોપયોગી અસ્થિર, તજી, બહુ ઉપયોગીને ચિરસ્થ સજો."

[ પં. ગટુલાલજી કૃત. ]

મહેતાજી—" આર્ય " એટલે હે હિંદવાસી જનો! જે " કાર્ય " એટલે કામ આજજ થઈ શકે તેને કાલ ઉપર ન રાખો—

પ્રેમરાય—ત્યારે હું સાંજે બાપાને કહીશ કે પેલાં પોપીઆં કાલે ભાંગવાનું તમે કહેતા હતા તે આજેજ ભાંગો, કેમકે આજ થઈ શકે તે કાલ ન કરવું એમ કવિતામાં કહ્યું છે.

મહેતાજી—એ કવિતાનો અર્થ એવો લેવાનો નથી, કેમકે બીજી લીટીમાં કહ્યું છે કે " અલ્પોપયોગી " એટલે થોડા ઉપયોગનાં અને " અસ્થિર " કહેતાં ક્ષણિક—નાશવંત કામો " તજી " એટલે છોડી દઈને બહુ ઉપયોગી તથા " ચિરસ્થ " કહેતાં લાંબો વખત ટકનારાં કામો કરવા સજ્જ થાઓઃ—છે કોઈને શંકા ? બધા સમજી ગયા ?

પ્રાણશંકર—હું હજી નથી સમજ્યો સાહેબ ?

મહેતાજી—( બેસી જવાની ઈશારત કરતાં ) મૂરખો છે! હજી ન સમજ્યો તે! [ પાંચ મિનિટનો ઘંટ થાય છે. ]

મહેતાજી—આવતી કાલનાં લેશન લખો; ઇતિહાસ પાનાં ૪ થી ૬-ગોખી આવવાં! વ્યાકરણ કલમ ૬ થી ૯—કરી આવવી! પાઠ ૧૭ મો વાચી આવવો! અર્થ ચોપડીમાંથી જોઈ લેવા! દાખલા મનોયત્નના દાખલા ૬ ને ૭—ગણી આવવા ? [ ઘંટ થાયછેઃ રજા.

પોરબંદર.
મે. ૧૯૧૯. } હરિલાલ પ્રભુલાલ છાયા.

# (૧૧) ગામઠી નિશાળમાં વળી એક ડોકીઉં.

---

( અઠવાડીક પરીક્ષાના ઉત્તર પત્રો );

[ નિશાળ ઉઘડવાનો ઘંટ થવાને થોડીવાર છે. એટલામાં બ્હાર ઓટલા ઉપર નિશાળીઆ માંહોમાંહે વાતચીત કરે છે. ]

રામશંકર—પ્રમોદરાય, ગયા શનિવારના ઇતિહાસ ભૂગોળની પરીક્ષાના પેપરો તપાસાઈ ગયા છે તે આજે પાછા મળશે એવું મહેતાજી સાહેબ કહેતા હતા.

પ્રમોદરાય—હું તો મ્હારો પગ મરડાઈ જવાથી કાલ નિશાળે આવ્યો નહોતો એટલે જાણતો નથી.

ઇશ્વરલાલ—તું નહોતો આવ્યો પણ અમે તો આવ્યા'તા! મહેતાજી સાહેબ આજે પેપરો પાછા આપવાના છે એ ખરી વાત છે; કેમ, કેટલાક માર્ક આવશે?

પ્રમોદરાય—અમે શું બકાલી છીએ કે નમતું તોળીએ?! જોઈએ ૩૩ ત્યાં ઢગલો થાય ૭૫ નો!—આપણા તો પાસ માર્ક આવે તો ઘણા છે!

પ્રાણશંકર—ભાયડે તો સોએ સો માર્કનું લખ્યું છે; એમાંથી જોઈએ છીએ કેટલાક કાપે છે! ૫ કાપશે તો ૯૫ આવશે; ૧૦ કાપશે તો ૯૦ આવશે! બહુ બહુ કાપશે તો ૨૦ કાપશે, તોય ૮૦ આવશે! કાપી કાપીને તે કેટલાક કાપશે?! છરો લઈને બેસશે તો—પણ ૬૦, ૭૦ તો જરુર આવશે?

કેશવલાલ—કેટલા માર્ક કપાશે એવી ઉંધી ગણતરી ન હોય, અક્કલ! બહુમાં બહુ કેટલા આવશે એવી અટકળ કરાય.

પ્રેમશંકર—આપણા મહેતાજી દેશી છે એ મોટી પંચાત છે! અંગ્રેજો કેવા ઉદાર હોય છે?! મ્હારા મોટા ભાઈ બી. એ. નું ભણે છે તે રજા ઉપર આવ્યા ત્યારે એકવાર કહેતા'તા કે અંગ્રેજો પેપર તપાસે ત્યારે એક જવાબ વાંચીને વિચાર કરે કે આમાં દશ માર્કમાંથી દશ અપાય એમ છે? જરા ઓછું કરવા જેવું જણાય તો ધારે કે નવ દેવાશે? હજી ફેરફાર લાગે તો મનને પૂછે કે આઠ, અથવા સાત અપાશે? આથી ગમે તેવા નબળા વિદ્યાર્થીને પણ સવાલ દીઠ છ સાત માર્ક મળી જાય છે;–પણ એકાદો દેશી પરીક્ષક હોય તો? માથે ટકો કરાવી, ચશ્માં ચડાવી, એરંડીઉ પીધા જેવું મોં કરીને એક જવાબ વાંચે અને પછી બબડે કે શું ભરડયું છે! આને એક માર્ક આપીએ તો ચાલશે?! નાના, કાંઈક લખ્યું તો છે; ત્યારે બે ચાલશે?! ભલે થાય, ચાલો ત્રણ આપો! ઓહો! ચાર તો બહુ થઈ જશે! અંગ્રેજી અને દેશી પરીક્ષકમાં આમ હાથી ઘોડાનો ફેર છે.

રામશંકર—અંગ્રેજો પરદેશી હોવા છતાં અહીંના ભણનારાને છૂટે હાથે માર્ક આપે છે, પણ આપણા દેશી પરીક્ષકો હિન્દુસ્તાન-નાજ વતની હોવા છતાં પોતાના દેશનાં બાળકોને ચીપી ચીપીને માર્ક આપે છે એ કેવું નવાઈ જેવું?!

ઈશ્વરલાલ—એ બધું ખરું; પણ વાતો કરવાથી કાંઈ આપણા મહેતાજી કાળામાંથી ગોરા થવાના છે?

પ્રમોદરાય—પેપરમાં ખૂબ લખી આવ્યો છે ને, તે બધું સાચું છે!

પ્રાણશંકર—અઠવાડીક પરીક્ષા તો જાણે ઠીક! સમજ્યા એ તો! એમાં પાસ થયા તોય શું ને ન થયા તોય શું?! ખરી તો વાર્ષિક પરીક્ષા!

[ ઘંટ થાય છે; બધા ઉઠે છે.

ઇશ્વરલાલ—( ક્લાસ તરફ જતાં ) દરેક અઠવાડીએ પાસ થનારને વરસ દહાડે પાસ થવું કેટલું સ્હેલું પડે એનો કાંઇ વિચાર કર્યો?

[ સૌ પોતપોતાની જગાએ બેસી જાય છે.

મહેતાજી પ્રવેશ કરે છે.

મહેતાજી—( ખાનાવાળાં સ્ટૂલપર બેસતાં ) છોકરાઓ! તમારા ઇતિહાસ ભૂગોળના પેપરો તપાસાઇ ગયા છે, તેમાંથી જે મોટી મોટી ભૂલો થઇ છે તે ક્લાસમાં વાંચી સભળાવું છું એટલે સૌને ફાયદો થાય. ( એક પેપર ખોલે છે ), રામશંકર, ઉભો થા; શું સહ્યાદ્રિ નદી છે?! કયા સમુદ્રને મળે છે? હેં?!

રામશંકર મુગો રહે છે.

મહેતાજી—શું છે સહ્યાદ્રિ? પછીનો નંબર?

પ્રમોદરાય—ડુંગર છે, સાહેબ!

મહેતાજી—ડુંગર નહિ પણ પર્વત; ડુંગર ન્હાનો હોય છે જ્યારે પર્વત મોટો લાંબો હોય છે. ઠીક; અલ્યા રામશંકર, તેં લખ્યું છે કે "અમદાવાદ હિન્દુસ્તાનમાં આવ્યું છે," તો પછી "દુનિયામાં આવ્યું છે" એમ લખ્યું હોત તો શું ખોટું હતું! શું જોઇ એ? પ્રમોદરાય!

પ્રમોદરાય—મુંબઇ ઇલાકામાં!

મહેતાજી—શાબાશ! તેં એવુંજ લખ્યું છે! તું પણ રામશંકરને માથે પછાડવા જેવો છે! ક્યાં આવ્યું અમદાવાદ? પછીનો નંબર?

ઇશ્વરલાલ—અમદાવાદ ગુજરાતમાં છે.

મહેતાજી—બરાબર; અલ્યા રામસંકર, તને કોઇ પૂછે કે તું કેવો છે? તો તું "બ્રાહ્મણ" કહે કે "હિંદુ"?

શામશંકર—આજ બ્રાહ્મણ કરતાં હિંદુ તરીકે ઓળખાવવામાં વધારે માન છે, સાહેબ !

મહેતાજી—અરે વાહરે તમે હિન્દના બાળક! બિરાજો નીચે! થાકી રહેશો!—આપનો પેપર લઈ લ્યો! ( પેપર આપી દે છે અને બીજો ઉખેળે છે. )

મહેતાજી—પ્રમોદરાય, તુમને કુચ્છ નહિ લિખાહે! વેઠીઆ વેઠ ઉતારી છે! ભણવા આવે છે તે મહેતાજી પર ઉપકાર કરે છે!! —લૉર્ડ મિન્ટોના સંબંધમાં એટલુંજ લખ્યું છે કે " તે સર જ્યૉર્જ બાર્લો પછી ગવરનર જનરલ થયો; એની કારકીર્દિ બહુ જાણવા જોગ નથી! "—તારો પેપર બહુ જાણવા જોગ નથી!—બસ ? દશ માર્કનો સવાલ થઈ રહ્યો ?—શિવાજીની હકીકત માગી છે તેમાં કેવું બિલાડું દોર્યું છે ?! " શિવાજી એક મરાઠા સરદાર હતો તે ઔરંગઝેબ નામના દિલ્હીના પાદશાહ સાથે ખૂબખૂબ લડયો હતો! એમ કરતાં એક વેળા કેદ પકડાયો, ત્યારે મિઠાઈના કંડીઆમાં છુપાઈને ન્હાસી છૂટયો હતો! "—મિઠાઈ બહુ ભાવે છે, કેમ ?—પછી શું લખ્યું છે ?—" તેણે વિજાપુર અથવા ગોવળકોંડાના એક સરદારનો જીવ વાઘના નખ વડે લીધો હતો તે ઉપરથી 'શિવાજીનો વાઘનખ અને હલદીઘાટનું યુદ્ધ' નામે 'ગુજરાતી'ની એક ભેટ બહાર પડી છે! "—બાપો 'ગુજરાતી' મગાવે છે શું!—" વિજાપુર અથવા ગોવળકોંડા!—તું તે ઇતિહાસ લખે છે કે નવલકથા?! તું ભણવા શા માટે આવે છે?! આવું લખીશ તો સો વરસે પણ પાસ થઈ રહ્યો! પેપર લઈ લે! ( પેપર ફેંકે છે ).

મહેતાજી—( નવો પેપર ખોલતાં ) ઈશ્વરલાલ, તેં ઘણું સરસ લખ્યું છે; એકે ભૂલ નથી. બધા એનો પેપર વાંચી જજો એટલે

ખબર પડે કે સવાલોના જવાબ આવા લખાય;–લે! ( પેપર આપી દે છે. )

મહેતાજી—( પેપર ઉખેળતાં ) પ્રેમરાય, તું ઠીક લખે છે પણ બહુ ઉતાવળીઓ છે; કાનો માત્રા હ્રસ્વ દીર્ઘનું ઠેકાણું નથી. ક્યાંક ક્યાંક આખા શબ્દો ખાઈ ગયો છે!–ઘેરથી નાસ્તો કર્યા વિના આવ્યો'તો કે શું?! બર્ડીમાં 'પાણાની ખાણુ' ને બદલે 'ખાણુની પાણુ' છે" એમ લખી માર્યું છે!–પેપર લખીને પાછો વાંચી જાય છે ખરો?! લઈ લે! ( પેપર ફગાવે છે ).

મહેતાજી—( પેપર ખોલતાં ) કેશવલાલ, તું પેપરમાં ચોવટ બહુ કરે છે! "અમદાવાદ ગાંડી ગુજરાતમાં છે!–ક્યાંક તું ગાંડો થઈ જઈશ એવી બીક લાગે છે!–" ત્યાં કપડની મિલો ઘણી છે પણ તેઓમાં વિલાયત જેવું સરસ કપડ બનતું નથી, તેમજ તેઓના સંચાઓમાં કામ કરનારના હાથપગ ઘણીવાર કપાઈ જાય છે!"–" બર્ડો ડુંગર કાઠિઆવાડની પશ્ચિમે પોરબંદર પાસે આવેલો છે ત્યાં ઘી અને પત્થરની પેદાશ સારી છે; અગાઉ ઘી પત્થરને ભાવે મળતું પણ હાલ ભાવ એટલો વધી ગયો છે કે પત્થર ઘીને ભાવે મળે છે!" પેપરમાં આવું લખાય? તું શીખવા આવે છે કે હોશિયારી બતાવવા?! –લે! ( પેપરનો ઘા કરે છે ).

મહેતાજી—( છેલ્લો પેપર ઉખેળતાં ) પ્રાણશંકર, તું એક જવાબ વચમાં બીજીવાર ઘુસાડે છે તે શું એમ સમજે છે કે કોઈને ખબર નહિ પડે?! મહેતાજી આંધળા છે, કેમ?!–આજે ચોકડી મૂકું છું અને આવતી અઠવાડીક પરીક્ષાના માર્કમાંથી દશ ઓછા–ટેન માયનસ–આપું છું; પેપર લઈ લે! ( પ્રાણશંકર પેપર લે છે );

શરમા, શરમા જરાક! આ વખત એક બે જણુ સિવાય બધાએ ઉડાવ્યું છે માટે આવતી કાલ ગણિતની પરીક્ષામાં એવું ન થાય એટલા સારુ તમે બધા દાખલા પાકા કરવા મંડી જાઓ જે દાખલો કોઈથી ન થાય તે મને પૂછજો એટલે હુ સમજાવીશ !—ચાલો, મારો ઝપાટો જોઈએ !

(નિશાળીઆ દાખલા ગણુવા માંડે છે, અને મહેતાજી સ્ટૂલ ઉપર બેઠા બેઠા ઝોકાં ખાવાં શરુ કરે છે).

[ પડદો પડે છે.

પોરબંદર. (કાઠિઆવાડ) } હરિલાલ પ્રભુલાલ છાયા. બી. એ. એલ. એલ. બી.

# (૧૨) આપણો આદર્શ શિક્ષક !

( સ્થળ—એક ગ્રામ્યશાળા. પાત્રો–શિક્ષક–રામુ–નટવર–સદાશિવ આદિ છોકરાઓઃ કેટલાક બોલે છે, કેટલાક વાંચે છે એવો દેખાવ.)

રામુ—( મોનિટર ) સાઇલેન્સ—( ચૂપ ) ! માસ્તર આવે છે.

( વર્ગ શાંત થાય છે; શિક્ષક પ્રવેશ કરે છે. )

સર્વ—ગુડ મોર્નિંગ સર !

માસ્તર—ગુડમોર્નિંગ, ગુડમોર્નિંગ ! મોનિટર ! મોનિટર કોણ છે રે ?

રામુ—હું સાહેબ.

માસ્તર—તો બોલાવતાં વારનેય ઉત્તર કેમ દેતો નથી ? બહેરા! હાજરી પત્રક લાવ.

રામુ—આ લ્યો, સાહેબ !

માસ્તર—હં, રામચંદ્ર કૃષ્ણ લેલે.

રામુ—હાજર.

માસ્તર—નટવરલાલ ઉનમુખલાલ.

નટવર—હાજર.

માસ્તર—સદાશિવ ભટ.

સદુ—હાજર.

માસ્તર—તમારા આ ' હાજર ' શબ્દે તો મારૂં માથું પકવી નાખ્યું. હવે તમે સારૂં અંગ્રેજી શીખવા લાગ્યા છો, તો ' પ્રેઝંટ સર ' એમ કેમ નથી બોલતા ? મૂર્ખ છોકરા ! હં, વિઠ્ઠલ નારા—

રામુ—ગેરહાજર—ચ-ચ-ચુકયો—એબસેંટ સર !

માસ્તર—શું વીઠુ આવ્યો નથી ?

રામુ—ના સાહેબ !

માસ્તર—કેમ નથી આવ્યો ?

રામુ—ખબર નથી, સાહેબ !

માસ્તર—મુર્ખા ! મોનિટર થયો છે, અને કહે છે કે ખબર નથી. ખબર કાઢી કેમ નહિ ગદ્ધા ! નહિતર—હવેથી એવો જવાબ આપતાં સંભાળજે ! ઠીક પહેલો કલાક શેનો છે ?

રામુ—અંગ્રેજી સાહેબ !

માસ્તર—કેમ રે ? શુદ્ધ શબ્દ ' ઈંગ્લિશ ' બોલતાં નથી આવડતો, કે " અંગ્રેજી સાહેબ " કહે છે ? હં, લે આ પુસ્તક, વાંચ રે, અલ્યા સદૂ ?

સદુ—કયો પાઠ માસ્તર !

માસ્તર—અરે, કયો પાઠ પૂછીને તું શું કહે છે? હવે જે પાઠ વાંચ્યો હોય તેની આગળનો. બેશરમ! બોલ કાલે કયો પાઠ થયો હતો?

સદુ—દશમો (ધીમે સાદે) અર્ધોજ થયો હતો.

માસ્તર—ત્યારે વાંચ અગિયારમો. થોભે છે કેમ?

સદુ—(વાંચે છે.) An old abbess lived by the sea in & small hut--

માસ્તર—હં ભાષાંતર કર. An (એન) એટલે?

સદુ—એક.

માસ્તર—ઠીક નટૂ! old (ઓલ્ડ) એટલે!

નટવર—વૃદ્ધ.

માસ્તર—રાઈટ, અને Abbess (એબેસ) એટલે શું રે રામુ?

રામુ—Abbes (એબેસ) એટલે અ-એ-Abbess (એ-બેસ) એટલે અ-અ.—

માસ્તર—એં એં—શું કરે છે? આવડે છે કે નહિ? પોચા!

રામુ—નહિ સાહેબ!

માસ્તર—નહિ? પાઠ તૈયાર કીધો છે કે નહિ? ગધેડા!

રામુ—(ધ્રુજતો) હા! સર (મનમાં) કાલનો પાઠ પૂરો થયો ન હોતો, એટલે આ પાઠ તૈયાર નહિ કીધો.

માસ્તર—ત્યારે કેમ આવડતું નથી? (લાકડી લઈને) હં. હાથ લાંબો કર-એમ-લે-લે આ ખોટું બોલવાની બક્ષિસ! તો લે બીજી. ખોટું બોલશે, બોલશે?

રામુ—(ગભરાઈને) નહિ સાહેબ! તૈયાર કર્યો હતો સાહેબ! માફ કરો સર! આયાઈ અઃ—(રડે છે.)

માસ્તર—( તેને છોડી દઈને) રડે છે પાછો રાંડની માયક ? છોકરાઓને પાઠ વાંચવો નહિ—અને માર ખાવો પડે તે કડવું લાગે ? એમની સામે અરડાઈ અરડાઈને છાતી પણ દુઃખવા લાગી અને એ બદલ મળે ત્યારે આખી પંદર રૂપરડી !

એ સિપાઈ! ( સિપાઈ આવે છે ) રે! આ છોકરાઓએ તો મારૂં માથું પકવી નાખ્યું. જરા તીઓ ચાહ લઈ આવ કે જરા મગજ શાંત થાય. [ સિપાઈ જાય છે. ]

સદુ—( નટવરને ધીમે સાદે ) પણ આ બધું આપણને શું કરવા કહે છે ?

નટુ—( હસતો હસતો એક બાજુએ જોઈને) ચૂપ! તે સાંભળશે. ભલે બોલે ને બાપડો! આપણું શું જાય ?

માસ્તર—( પાટીઆ પર લખે છે. ચાક ભાંગી જાય છે એટલે બીજો મંગાવે છે ) હં. રામુ વાંચ તો ?

રામુ—( વાંચે છે ) Abbess ( એબેસ ) એટલે સાધ્વી.

માસ્તર—દશ વખત. વાંચ. ( રામુ દશ વખત વાંચે છે ) હં એમ એબેસની જાતિ કયી ? નટવર !

નટુ—સ્રીલિંગ—નારી જાતિ સર !

માસ્તર—બરોબર, જે શબ્દોને છેવટે ess ( ઇએસ ) એવું હોય તે સઘળા નારીજાતિના સમજવા. ઉદાહરણાર્થ Tigress ( ટાઈગરેસ ), Lioness ( લાયનેસ ). તું એક ઉદાહરણ આપ જોઉં, સદૂ !

સદુ—She got ( શી ગોટ=બકરી )

માસ્તર—હા! મૂર્ખા—છેવટે ess હોય એવો શબ્દ આપવા કહ્યું ત્યારે She got કેમ આપ્યો? રામીઆ! જોઉં, તું એક ઉદાહરણ આપ?

રામુ—Mattress મેટ્રેસ!

માસ્તર—હત! કેવા મૂરખ! Mattress તો નિર્જીવ પદાર્થ છે. નિર્જીવ પદાર્થ અંગ્રેજીમાં સ્ત્રીલિંગ કેવી રીતે હોઈ શકે? ઠીક પંડિતરાજ! Mattress જ્યારે સ્ત્રીલિંગી, ત્યારે એનું પુલ્લિંગ શું?

રામુ—Matter (મૅટર) સર!

માસ્તર—(ખુરશીને પાછળ અઢેલીને) આ ગધેડાઓને શિખવવાનું કેવળ પરમેશ્વર સાધ્ય છે! (તેને બિચારાને સહુ બદલવામાં અને કપડાં ઠીકઠાક કરવામાં વાંચવાનો વખતજ ક્યાં મળતો હોય કે સાધ્ય હોય! અને કદાચિત તેને પણ અસાધ્ય હશે!) નટવર, આગળ વાંચ. ગુડેમ એગર્સ! હં વાંચ રે, નટવર આગળ વાંચ!

નટુ—(વાંચે છે) One day she saw a ship on the sea. She had doubt whether.

માસ્તર—હં doubt (ડાઉટ) એટલે શું રે, અલ્યા સદુ?

સદુ—સંશય સર!

માસ્તર—છટ તે ચાલશે નહિ! એક ઉદાહરણ આપ સંશયનું, જો હું એક આપું છું. ચંદ્રમાં મનુષ્ય વસ્તી છે એમ કહે છે. ચંદ્રમાં કોઈ પેસી નીકળ્યું છે કે?

સર્વ—નહિ સાહેબ?

માસ્તર—ઠીક, ત્યારે ત્યાં કોઈએ મનુષ્ય જોયો છે કે?

સર્વ—નો સર!

માસ્તર—ત્યારે ચંદ્રમાં મનુષ્ય છે કિંવા નહિ એ વિષયમાં સંશય છે. રામુ, તું એવુંજ એકાદ ઉદાહરણ આપ જોઉં.

રામુ—આપણા માથામાં ભેજું છે એમ કહે છે. આપણા માથામાં કોઈ પેસી નીકળ્યું છે ?

માસ્તર—નહિ.

રામુ—ઠીક, ત્યારે શું ભેજું કોઈએ જોયું છે કે ?

સર્વ—નહિ.

રામુ—ત્યારે આપણા માથામાં ભેજું છે કિંવા નહિ એ વિષયમાં સંશય છે.

માસ્તર—( ગુસ્સામાં બરાડો મારીને ) કેમ ? ( રામુનો કાન જોરથી ચીમળીને ) શું બોલ્યો તું શું ? ફરીથી બોલ ? ( પ્રત્યેક શબ્દે એક એક સોટી મારીને ) બે શરમ ! ગદ્ધા, નિર્લજ, રાસ્કલ, બોલ ફરીથી ! મસ્તીખોર છોકરો ! ( છોકરાઓ તરફ ફરીને ) બોલો તો છોકરાઓ ! " શરમ " 'શરમ' !

રામુ—સ–સ–સર-મ–મ–મેં શું કીધું સાહેબ ?

માસ્તર—( તેને તમાચો મારીને ) અરે, પાછો વળી મને મેં શું કીધું છે એમ પૂછે છે ? તને શરમ નથી આવતી ? થોભ તારા હાડકાંજ ભાંગું છું. મને ભેજું છે કે નહિ તે વિષયમાં તને સંશય છે કેમ નાંહ ? થોભ તારી પીઠજ આ સોટીથી છોલું છું.

રામુ—તે–તે–તેમ નહિ સર.

નટુ—( એક બાજુએ ) જરા છે તો તેવુંજ.

માસ્તર—તે–તે–તે–તેમ નહિ તો કેમ ?

રામુ—" આપણા " એટલે તમારા એમ અર્થ નહિ. સર્વ સાધારણ મનુષ્યના એમ અર્થ. સાહેબ ?

માસ્તર—( તેનો કાન છોડી દઈને ) એમ? જલદીથી કહ્યું હોત તો આગળ વંચાત કેની? હવે કાન ચોળીને ક્યાં સુધી રડતો ઉભો રહેશે? ગધેડાને વાંકુંચુકું બોલવું, અને માર પડ્યો ત્યારે રડે છે, બાયલા સરખો! બેશરમ નહિતર—હં સદુ બીજો પેરા વાંચ.

સદુ—( વાંચે છે. ) The abbess was a miser and–

( સિપાઈ ચાહ લઈ આવે છે એટલે તે પીવા જાય છે, તે પીને પાછો આવે છે.

માસ્તર—છોકરાઓ જરા વાંચજો! હું હમણાં આવું છું.

( એમ કહીને બીજા વર્ગોનું સુપરવિઝન કરવા જઈ આવે છે ).

માસ્તર—હં શું રે હં miser એટલે શું? નટવર!

નટુ—કૃપણ—લોભી.

માસ્તર—કૃપણ—લોભી, પણ એ શબ્દનો અર્થ શું?

સદુ—સર સર, જે છોકરાને રમવાને રમકડાં નહિ અપાવે તે.

નટુ—નહિ સાહેબ મા કહેતી હતી કે બાપાએ દાગીના કરાવી નહિ આપ્યા માટે તે કૃપણ—

માસ્તર—ચૂપ ચૂપ તારી મા અને બાપને અહીં શું સંબંધ? રામુ રડવાનું પૂરૂં થયું કે નહિ? miser એટલે શું તે કહે.

રામુ—( આંખ લુછીને ) ભ–લ–લોભી.

માસ્તર—પાછું તેજ? લોભી. લોભી એટલે શું?

રામુ—કૃ–કૃ–કૃ–પણ–અઃ–ઉંઃ—

માસ્તર—કૃપણ, કૃપણ એટલે શું?

રામુ—લ–લોભી—

માસ્તર—હરામખોરો શું મેં કંઈ ખેલબેલ માંડ્યો છે કે શું? ઠીક. કૃપણ અને લોભી એ બેઉ શબ્દોનો અર્થ શું?

શામુ—m-m-miser.

માસ્તર—જો-જો તે. બધું પાટીઆ પર લખી લખીને હવે કંટાળો આવ્યો, પાટીઆ પર લખ્યા સિવાય છોકરાઓના કટાયલા ભેજામાં કંઈ ઘુસતુંજ નથી ને. ત્રાસ આવ્યો હવે તો આ કામનો. કાલને ટાલ બદલી કરવાને અરજ કરૂં છું ( મનમાં ) પણ બીજે એટલો પગાર ક્યાં મળવાનો છે જે ? ( મોટેથી ) ગધેડો. પાટીઆ પર લખું છું વાંચ. ( લખે છે ) વાંચ તે ?

રામુ—( વાંચે છે ) miser એટલે પૈસો નહિ ખરચે તે.

માસ્તર—દશ વખત વાંચ અને પછી જરા પણ ભૂલ્યો તો ગદ્ધા હું—( રામુ દશ વખત વાંચે છે ) હં એમ જ્યારે ગુસ્સે થયો ત્યારે હું બહુજ ખરાબ છું હં સંભાળજો. કાલે તમને કેટલાક નિયમો લખાવીશ તે પ્રમાણે વર્તશો તો ઠીક, નહિ તો તમારા દહાડા ભરાઈ ચુકયાજ સમજજો. સમજ્યા ? હું આવો ગરીબ દેખાઉં છું તેથી ફુલાઈ ના જશો. હું જેટલો મમતાળુ છું તેટલોજ નિષ્ઠુર પણ છું. ( થોડી પળ રહીને ) નિષ્ઠુરપણું અને મમતાળુપણું એ એકમેક આટલા બધા ભિન્ન ગુણો એક વ્યક્તિમાં કેવી રીતે રહી શકે એમ કદાચ તમને લાગવાનો સંભવ છે; પણ હું કહું તે સાંભળો. મારા લખાવેલા નિયમ પ્રમાણે વર્તશો તો મારા જેવો મમતાળુ તમને બીજો કોઈ મળનાર નથી. નહિ તો—

નટવર—( હળવેથી ) અરે ! આ વ્યાખ્યાન પુરૂં ક્યારે થશે ? ઈંગ્લિશનો કલાક પુરો થવા આવ્યો, તોપણ એક પેરેગ્રાફ પુરો થયો નથી.

સદુ—( ધીમેથીજ ) અને દશમાનો એક શબ્દ પણ ધ્યાનમાં રહ્યો હોય તો સોગન !

માસ્તર—નહિ તો હું અત્યંત-ગદ્ધા ! પાછી, બેવકૂફ—સદુ શું બોલે છે રે ? લેશન ચાલતું હોય ત્યારે પાછો બોલશે કે ? ઉભો રહે બાંક ઉપર. છોકરાઓ પાઠ સમજાવતી વખત ધ્યાનજ નહિ આપે તો હું શું મરીશ ? ( મનમાં ) મારે તો મારા પગાર સાથે ગરજ ! ( મોટેથી ) તોબા ! બાવા ! આ કડાકૂટથી તો અરે ! મુર્ખાઓ, આ વયે જ્યારે તમે આમ વખત ગુમાવશો, ત્યારે મોટપણે પશ્ચાતાપ કરવો પડશે. ચાર બાબતો પાછી આવતી નથી. બોલેલો શબ્દ, ફેંકેલું બાણુ, હાથથી જવા દીધેલી સંધિ, અને ગુમાવેલો વખત ! સમજ્યા ? પેલા મસ્તીખોર છોકરાનો ધડો કેટલી ચોપડીઓમાં વાંચ્યો હશે તે ભૂલી ગયા કે મુર્ખાઓ ! જો જો તમારી પણ તેવીજ સ્થિતિ થશે. મને કોઈ શિખામણ દેનાર નહોતું તેથી મારે આજે આ નોકરીમાં સડવું પડે છે, નહિ તો આટલે તો ક્યાંકે પ્રોફેસર થઈ જાત. તમને તો હું શિખામણ દઉં છું. હવે મારા નિયમો સાંભળો. પ્રથમ લેશન ચાલતું હોય ત્યારે આજના જેવું દુર્લક્ષ્ય રાખવું નહિ. હવે વાર્ષિક પરીક્ષા વીસ પચીસ દિવસમાં આવી લાગશે, તો આવું દુર્લક્ષ્ય રાખેલું ક્યમ પાલવશે ? અને તમે નાપાસ થશો તેમાં એ મોત અમારાં ! નામોશીનો ઢગલો અમારે શિર એટલે એમ કહું છું કે ચિત્ત રાખીને શીખો, ઝટ અભ્યાસ કરો અને ઠીક ધ્યાન આપો. નટુ શું વાંચતા હતા ? કોણુ વાંચતો હતો ? એ મોનિટર ( ડોળા ફાડીને ) કોણુ વાંચતો હતો રે બોલ ?

શંભુ—સદુ વાંચતો હતો; સાહેબ !

માસ્તર—હં. સદુ, બાંકડા પરથી ઉતર અને આગળ વાંચ.

સદુ—( ઉતરીને મનમાંજ ) અરે ! બાપરે ! હવે શું કરીશ ? ક્યાંથી વાંચતો હતો તે તો આ વ્યાખ્યાનની ધાંધળમાં ભૂલીજ ગયો.

હવે બરબાદ ગયાં મારાં સો વર્ષ.

માસ્તર—કેમરે ? મુંગા જેવો ચૂપ કેમ રહ્યો છે ? સાંભળતો નથી કે ? ( મનમાં ) તે શું વાંચતો હતો તે હું પણ ભૂલી ગયો. પણ તેને તે જાણવાની જરુર નથી. (મોટેથી] કેમ સાંભળતો નથી કે ?

સદુ—સર મી-મી-

માસ્તર—મી-મી-મી-શું કરે છે ? ખબર છે કે નહિ ?

સદુ—( મનમાં ) અરે દેવ ! હવે કેમ કરવું. ગમે ત્યાંથી વાંચું. ( મોટેથી ) She chuckled at the very ihought of money and—

માસ્તર—ભાષાંતર કર, She (શી) એટલે—

સદુ—છે; હું મણુંની સુધરેલી (!) ભાષામાં કહીએ તો તેણી.

માસ્તર—રાઇટ ( બરોબર ) નેક્સ્ટ ( બીજો ) Chuckled ( ચકલ્ડ ) એટલે ?

નટવર—એટલે અં અં—

માસ્તર—એં એં શું ? ગધેડા ! એકે પણ પાઠ તૈયાર કીધો નથી. અરે તમે માણુસ છો કે જનાવર છો રે ? નેક્સ્ટ (બીજો)- રામુ ! Chuckled એટલે શું ?

રામુ—નથી આવડતું સાહેબ !

માસ્તર—( ટેબલપર જોરથી હાથ પછાડીને ) તદ્દન નિર્લજ છોકરાઓ! પાઠ ચાલતો હોય ત્યારે દુર્લક્ષ્ય આપવાનું આ ફળ ! એકને પણ આવડતું નથી. (સ્વગત ) મને પણ એ શબ્દનો અર્થ ખબર નથી. હવે શું કરવું ? ઠીક-( મોટેથી ) કેટલી કેટલી વખત પાટીઆ પર તે લખું ? હવે તો ત્રાસ આવ્યો બાવા ! ( લખેછે ) વાંચ રે રામુ ?

રામુ—Chuckled એટલે ઓડકાર ખાધો, Chuckled એટલે ઓડકાર ખાધો. Chuckled એટલે ઓડકાર—

માસ્તર—અરે ચૂપ! બસ કર! કેટલી વખત વાંચશે? વ્યર્થ વખત ગુમાવવો નહિ તો બીજું શું?

રામુ—(સ્વગત) તે વખતે દશ વખત વાંચવા કહ્યું અને હવે ખીજવાય છે. કેમ કરવું અને શું કરવું એજ સમજાતું નથી. એનાં કંઈ ઠેકાણુંજ નથી. આજે એક નિયમ તો કાલે બીજોજ! અત્યારે કંઈ કહે તો ઘડી પછી કંઈક બીજુંજ!

માસ્તર—એમ ગધેડા જેવો ઉભો છે શું? "ભૂલ થઈ માફ કરો સાહેબ! (I beg your pardon, Sir!) એમ કહે. (રામુ તેમ કહે છે) હં. એ એક નિયમ લક્ષમાં રાખજો એવડી કોઈ ભૂલ થઈ કે તરતજ 'ભૂલ થઈ, માફ કરો' એમ કહેવું જોઈએ, નહિતર આજ સુધી નહિ મારેલો એવો માર મારીશ. સમજ્યા! ઠીક. હું શું કહેતો હતો? હં Chuckled એટલે શું રે? નટવર!

નટુ—ઓડકાર ખાધો, સર!

માસ્તર—સદુ! આખા વાક્યનો અર્થ કર.

સદુ—She chuckled at the very thought of money દ્રવ્યનો ઘણો વિચાર મનમાં આવતાંજ પેટ ભરીને તેણે ઓડકાર ખાધો (ખુશ થઈ.)

માસ્તર—ઘણો વિચાર! ઘણો વિચાર એટલે શું?

સદુ—Very thought, Sir!

માસ્તર—અરે ગધેડા, very thought એટલે "ઘણો વિચાર" કેવી રીતે થાય?

સદુ—very pleased એટલે 'ઘણો સંતુષ્ટ' કેવી રીતે થાય?

માસ્તર—(એક બાજુ ફરીને) હવે આનો ખુલાસો કેવી રીતે કરવો? (મોટેથી) કેમ રે? સદુ, મને ઉલટો પ્રશ્ન કરે છે કે? મેં પૂછેલા પ્રશ્નનો સીધો જવાબ આપવાનો મૂકીને ગધેડા, મનેજ પ્રશ્ન પૂછે છે કે? હજામ, બાંકડા પર ઉભો થા. હું સાંભળી રહેનારો છું, એટલે તમે ઘણાજ મસ્તીખોર થયા છો, કેમ નહિ? પણ તમે ખૂબ સમજી રાખજો કે જ્યારે હું ચીડવાયો ત્યારે હું બહુજ ખરાબ છું. વખતોવખત હું ખમી રહું છું તેથી શું થયું? રોષ આવ્યો એટલે રાક્ષસજ, સમજ્યા?

નટવર—(એક બાજુએ) હા! હા! સમજ્યા નહિ તો શું? એટલા કંઈ અમો આંધળા છીએ શું?

માસ્તર—હં ઉભો રહે બાંક પર (ઉભો થાય છે) એમ! છોકરાઓ! ગુરુનું અપમાન કરવાથી કેવા હાલ થાય છે તેનો આ જોઈને ધડો લ્યો. ગુરુ એટલે દેવ. સમજ્યા? અને તેનું તમે વારંવાર અપમાન કરો. તેને છેતરો, ત્રાસ આપો. મને કામ અને ત્રાસ ઓછો પડે એમ કરવું જોઈએ તે તો એક બાજુએ રહ્યું, પણ આ તો ઉલટો બમણો ત્રાસ. તમને કહી કહીને મારૂં ગળું પડયું ખરેખર—

રામુ—(એક બાજુએ) ત્યારે બોલવાને કહ્યું પણ કોણે?

માસ્તર—છાતી દુઃખવાનો વારો આવ્યો. તમારા કરતાં હું જાતે રાત્રિદિવસ મારા જીવ અને દેહની દરકાર રાખ્યા વિના વધારે મહેનત લઉં છું. મને વિશ્રાંતિના મળતા માત્ર ત્રણ કલાક (Three free hours per day) તમારૂં કલ્યાણ કેમ થાય એનો વિચાર સતત મારી આંખો આગળ આવે છે. તે વિચારમાં ને વિચારમાં હું ભાનજ ભૂલી જાઉં છું.

સહુ—( એક બાજુએ ) અને અમે મુરખ છોકરાઓ તેને "ઘુવડ" અથવા ઓકાં કહીએ છીએ.

માસ્તર—અને એ સઘળાનો બદલો શું ? તો પણ બદલાની આશા વિના કામ કરવું એ મારી ફરજ છે ! ( મહિનો થાય ને વિના મહેનત પગાર ગણી લેવાની પણ ! ) હં હું શું કહેતો હતો ? આગળ વાંચ રે રામુ ! ( ઘંટ વાગે છે ) હં. ઘંટ થઇ ગયા, ઠીક, હવે શેનો કલાક છે ?મોનિટર.

રામુ—ડ્રોઇંગ, સર !

માસ્તર—( ગભરાઈને ઉતાવળથી ઉઠતાં ઉઠતાં ) અહો, ત્યારે તો મારો વિશ્રાંતિનો કલાક છે. મારે જવું જોઈએ. અરે ગદ્દા રામુ ! મારી પાઘડી ? ( ફેંટો બાંધે છે. )

નટુ—( ધીમેથી ) એ સઘળી ઉતાવળ આપણું કલ્યાણ ચિંતવા જવાની છે, સમજ્યો ?

સહુ—( હસીને ) અને ભાન ભૂલીને ઘોરવાને આરામ ખુરશી પર પડવાની !

માસ્તર—( ફેંટો બરાબર બાંધીને અને કોલર ટાઈ સમારીને ) હં મારી છત્રી સહુ ! રે ભૂલ્યો ! મારી લાકડી અહીં લાવ ? બાવળ સરખો ઉભો છે શું ? કેવો મુરખ ! તદન જ 'ઠ' રામુ, મારો ફેંટો તો બરોબર બંધાયો છે ને ? ટાઈ તો બરાબર છે કે ? ( ચહેરો તો સુંદર દેખાય છે ને ? એ પૂછવાનું ભૂલી ગયા ! ) લાવ મારો ઉપરણો, ગદ્દાઓ, મારો હવે પછીનો કલાક છે તેમાં જો બરાબર પાઠ તૈયાર ન કીધો તો આ સોટીથી તમારા પગજ ભાંગી નાંખીશ. ( ટેબલ પર લાકડી પછાડે છે અને સાહી ઢોળાઈ જાય છે ). હં

હજામ ! ભર તો સાહી હું પાછો આવું ત્યારે એ બરાબર સ્વચ્છ નહિ હશે તો માથુંજ ભાંગી નાંખીશ. ( જાય છે. )

સદુ—ત્રાસ તો જાણે ઓછોજ કે વળી આ સાહી ઢોળી નાંખી ?

રામુ—એ તો રોજનુંજ લાગ્યું. પણ આજે અંગ્રેજી કેટલું થયું ? એક પેરો પણ પૂરો થયો નહિ.

નટવર—એતો રોજ એમજ થાય છે તો, પણ ડ્રૉઇંગ માસ્તર આવ્યા. ચૂપ !

( બધા પોતપોતાની જગ્યાએ બેસી જાય છે. )

( સાહિત્ય જૂન ૧૯૧૪ )

---

# (૧૩) રાણા હમીરનું માલવદેવની કુંવરી સાથે વેવીશાળ.

( સ્થળ—જંગલ. પાત્રો—હમીરસિંહ–ચિતોડના મહારાણા લક્ષ્મણસિંહના પાટવી કુંવર અમરસિંહનો પુત્ર. હરિસિંહ–માલવદેવનો પુત્ર અને હમીરનો પ્રતિસ્પર્ધી. કપૂરચંદ–માલવદેવનો કારભારી. સરદારો વગેરે. )

( હમીરસિંહ અને સરદારો પ્રવેશ કરે છે. )

હમીરસિંહ—શાણા સરદારો ! બાપારાવલની ગાદિ ઉપર પગ મુકનારના માથે કેટલી મોટી જવાબદારીઓ સરજાએલી છે, તેના પુરા જ્ઞાન સાથે મેં મેવાડનો અધિકાર સ્વીકાર્યો છે, રૂધિરના તિલક સાથે રૂધિર વડેજ મેવાડમુક્તિ સાધવાનો સંકલ્પ ધાર્યો છે. જેને

સંસારસુખની જરીકે નથી અભિલાષ, જેને જંગલમાં મંગલ ભાસે છે ખાસ, જેને ન બાંધી શકે મોહમાયાનો પાશ, તેવા કર્મયોગીઓજ આ અંધકારમાં પાડી શકશે ઉજાશ, જ્યાં સુધી પવિત્ર મેવાડ ભૂમિમાં દુશ્મનનો છે દોરદમામ, ત્યાં સુધી આદર્યો છે મેં આ રણુયજ્ઞ નિષ્કામ, આ ભુજબલેજ વિજયલક્ષ્મી વરવાની પુરી છે હામ, આ સત્ય સાધનામાં સહાય કરનાર છે દેવ દેવ શંકર ગૌરીશ્યામ. તેટલા માટે સમસ્ત સરદારો ! આજથી આપણે આપણા જોર ઉપરજ ઝુમવાનું છે, મેવાડના છુટકારા માટે મહાન્ કાર્ય આરમ્ભવાનું છે, સૂર્યવંશના પ્રભાશાલી મહાપુરુષો શ્રી રામચંદ્ર, બાપા રાવલ અને સમરસિંહ જેવાને પંથે ચાલવાનું છે, આપણે સ્વધર્મરક્ષા માટે આપણું તન, મન, ધન અર્પણ કરવાનું છે. આપણે પ્રાણ પણ પ્યારો ગણતા નથી તો પછી આપણે કોનાથી બીવાનું છે ?

**સર્વે સરદારો** —શૂર શિરોમણિ મહારાણા ! તમે તેજસ્વી તરણિ વંશના અલંકાર છો, મેવાડનો પુનરુદ્ધાર કરનાર છો, તમારી આજ્ઞા ઉઠાવવાનો અમને ઉમંગ છે, ક્ષત્રાનલથી પ્રદીપ્ત થયેલી કર્તવ્યનિષ્ઠા અમારી સંગ છે.

**હમીરસિંહ**—સરદારો ! તમારાં વચનોથી વિમલ વીર્યની વૃદ્ધિ થાય છે, દુષ્કર કાર્યમાં ઝંપલાવવાની આશા બંધાય છે, ખાત્રી રાખો કે થોડા સમયમાંજ આપણા હાથે દુશ્મનનો પરાજય થાય છે. આપણા ઉપર પરમ કૃપાળુ પરમાત્માની પુરેપુરી મહેરબાની છે, મુહૂર્તના શિકારમાંજ મુંજ બલેચાના પોસેલિઓ દુર્ગની કમાણી છે, વનરાજ પેઠે મહાલતા આપણા સૈનિકો આગળ અરિની હિંમત હરાણી છે; રિપુની ફોજ આપણાથી ભય પામી કોટવાળા કિલ્લાઓમાં ભરાણી છે, તેના નશીબમાં સરજાએલી સંપૂર્ણ ધૂળધાણી છે.

( કુમાર હરિસિંહ અને કારભારી કપૂરચંદ પ્રવેશ કરે છે. )

કપૂરચંદ—હમીરસિંહ ! ચિતોડના સુબેદાર મહારાજ માલવદેવે પોતાના કુમાર હરિસિંહને આપની પાસે મોકલ્યા છે. તમારી મિત્રતા મેલવતા આ કીમતી બક્ષીસો અને પોષાક મહારાજ તરફથી અર્પણ કરીએ છીએ અને સાથે મહારાજની કન્યા બહેન વીરમતીની સગાઈનું આ નારિએળ આપના હસ્તકમલમાં મૂકીએ છીએ. મહારાજ માલવદેવની આ માગણી સ્વીકારશો અને અમને આભારી કરશો.

હમીરસિંહ—કુમાર હરિસિંહ ! તમારા તરફની ઉમદા ભેટો અને આ નારિએળ ઘણા માનપૂર્વક સ્વીકારૂં છું.

કપૂરચંદ—હમીરસિંહ મહારાણા ! તમારી સુજનતાથી અમે ઘણા રાજી થયા છીએ.

હરિસિંહ—તમારા જેવા બહાદુર પુરુષનો અમારે સંબંધ થશે એ મોટા આનન્દની વાત છે, તેને લીધે અમારૂં હૃદય રળિયાત છે.

હમીરસિંહ—હરકોઈ મનુષ્યને તેની શુભેચ્છામાં નિરાશ ન કરવો એજ મારી રીત છે, તમારી સાથે વિવાહની વજ્રગાંઠથી જોડાતાં અમારી ઉન્નતિ ખચીત છે. તમારી ઇચ્છાનુસાર લગ્નવિધિ માટે અમે આવીશું. તમારા મનના મનોરથ ફલીભૂત કરીશું.

કપૂરચંદ—મહારાણા હમીરસિંહ ! આગામી વસન્ત પન્ચમીને દિવસે બહેન વીરમતીનું લગ્ન નિર્ધાર્યું છે. તે શુભ પ્રસંગે ચિતોડગઢ પાવન કરશો, અમને યશભાગી કરશો.

હમીરસિંહ—બહુ સારૂં, આપની મરજી મુજબ વર્તીશ.

કપૂરચંદ અને હરિસિંહ—ત્યો ત્યારે, મહારાણા હમીરસિંહ ! રજા લઈએ ? બહેનના લગનની તૈયારી કરીએ છીએ.

( કપૂરચંદ અને હરિસિંહ જાય છે. )

૧ લો સરદાર—મહારાણા ! આ નારિએળ સ્વીકારવામાં આપે ભૂલ કરી છે, દુશ્મનના હાથમાં રમકડા માફક રમવાની રીત આદરી છે.

૨ જો સરદાર—બેશક, મહારાણા ! હજુ આપ બાળ છો, જગતની પ્રપંચજાળથી બીન વાકેફગાર છો. આમાં માલવદેવ કાંઈ જુદોજ દાવ ખેલવા માગે છે, તેથી નારિએળ સ્વીકારી લેવામાં આપની ભારે ચૂક લાગે છે.

૩ જો સરદાર—આપણા કદા વૈરિનો સુબેદાર આવી રીતે લગ્નનું કહેણુ મોકલે તેમાં દગલબાજી હોવી જોઈએ, આપણે ભોળા થઈ જાણી જોઈ ભયસ્થાનમાં ફસાવું ન જોઈએ.

૪ થો સરદાર—મહારાણા ! નારિએળ મોકલવામાં માલવદેવની શી મતલબ છે તે કળી શકાતી નથી. પણ આ વિષયમાં તેનું મન મલિન જણાય છે. વિશ્વાસુ બનવામાં આપણા ઉપર આફતનું વાદળ ઘેરાય છે.

હમીરસિંહ—સરદારો ! તમારા ડાબાડમરા વિચારો મને ના પસંદ છે, નિર્ભયપણે ભયસ્થાનમાં સ્વતઃ જવું એજ ખરા રજપુતોનો છંદ છે. શું બાપારાવલનો વંશજ ભયથી બીશે ? શું સમરસિંહનો સન્તાન કાયર બનશે? શું અગ્નિ ઉષ્ણુતા છોડી દેશે, શીતલ બનશે ? શું ગગનવિહારી દિનમણી પ્રકાશને બદલે અંધકાર પાથરશે ? સરદારો ! પરમાત્માએજ આ પ્રેરણા કરી છે, આવી માંગલિક યોજના ઉપસ્થિત કરી છે. લગ્નપ્રસંગને બહાને પ્રાચીન ચિતોડમાં પ્રવેશ કરવાનું બનશે. તમે કહો છો કે દુશ્મનના ગઢમાં એકલા જવામાં ભય છે, તો હું છાતી ઠોકી કહું છું કે રાજપુતને વહાલો ભય છે, અને કડવો નિર્ભય છે. વિજય પરાજયની ખરા ક્ષત્રિયને પરવા હોયજ

નહિ. એક દિવસ સમરક્ષેત્રમાં ઘાયલ થઈ રક્તનો અલંકાર ધારણ કરે તો બીજે દિવસ માથે મુકુટ પહેરી સિંહાસન તરફ સંચરે.

સરદારો—જ્યારે મહારાજાની આટલી બધી ધીરજ છે, ત્યારે અમારી સઘળાની પણ નીડર બની અનુસરવાનીજ સમજ છે, મેવાડની ગાદિ માટે સર્વસ્વ અર્પણ કરવાની ફરજ છે.

હમીરસિંહ—સરદારો ! તમારા ઉદ્દગારોથી મારા મનમાં અત્યંત હર્ષ ઉભરાય છે, ઉત્સાહની અભિવૃદ્ધિ થાય છે. જો માલવદેવનું મન મલિન હશે, તો તેનો દગો તેનુંજ ભક્ષ્ય કરશે. સચ્ચિદાનંદ પરમ પ્રભુ સાચાની સહાય કરશે, કપટીના કાવાદાવા નિર્મૂલ કરશે. બોલો સરદારો ! શ્રી રામચંદ્રનો જય ! શ્રી બાપારાવલનો જય ! શ્રી સમરસિંહનો જય ! તેમના નામ સ્મરણથીજ આપણો સદા છે વિજય ! પ્રપંચ પ્રેમી પામર પ્રાણિઓનો પ્રતિદિન પરાજય !

( સઘળા જાય છે. )

[ મહારાણા હમીરસિંહ નાટક અંક ૧ લો પ્રવેશ ૭ મો.
યોજક—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ.]



# (૧૪) માલદેવ અને મેર સરદાર.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—જંગલ.

( સુબેદાર, માલદેવ, કુમાર હરિસિંહ અને સૈનિકો મંદારિયાના મેર લોકોના સરદારને લોઢાની જંજીરમાં બાંધી પ્રવેશ કરે છે. )

**માલદેવ**—મૂર્ખ સરદાર, અણુસમજુ મેર લોકોને મારી વિરૂદ્ધ ઉશ્કેરનાર, પ્રચણ્ડ સિંહ સામે તલપ મારનાર ક્ષુદ્ર મૃગબાળ, તારી ઉન્મત્ત પ્રવૃત્તિનું માઠું ફળ તને મળ્યું છે, તારૂં હરામી શરીર આયસ શૃંખલાઓ માટે યોગ્ય સ્થાન થયું છે.

**હરિસિંહ**—નાદાન સરદાર, અજ્ઞાન વનવાસીઓને આડે રસ્તે દોરવાનું જે ભયંકર સાહસ તારા હાથે થયું છે તેને માટે યાદ રાખજે કે ક્રૂરમાં ક્રૂર ભાવિ તારે માટે નિર્માણ થયું છે.

**મેર સરદાર**—નીમકહરામ યવન ગુલામ, શા આધારે તું આ પવિત્ર મેવાડ ભૂમિ ઉપર હકુમત ધરાવે છે? ક્ષુદ્ર દાસ હોઈ શા સારૂ અભિમાન ધરાવે છે?

**માલદેવ**—નીચ સરદાર, હું ગુલામ છું પણ દિલ્હીના શહેનશાહનો ગુલામ છું. મારા હાથ નીચે સોંપેલી ધરણીનો સ્વતંત્ર માલીક છું. તારા જેવા લુટારાના સરદારોને મચ્છર માફક મસળી નાંખવા સામર્થ છું.

**હરિસિંહ**—મૂર્ખ શિરોમણિ, મેવાડના સંપૂર્ણ સત્તાધારી સામે

માથું ઊંચકી તેં તારી જાતને પતંગ પેઠે અગ્નિની જ્વલંત જ્યોતિમાં હોમી દીધી છે, પોતાને હાથેજ પેટ ચોળી પીડા ઉભી કીધી છે.

મેર સરદાર—અસાધારણ સૈન્યબળથી આ મૃગેન્દ્રને પકડનાર બાયલા કાપુરુષો, ખરી તાકાદ હોય તો દ્વન્દ્વ યુદ્ધ કરવા હું તમને આમંત્રણ કરૂં છું. શક્તિનો ગર્વ સાર્થક કરવો હોય તો સરખાં આયુધ લઈ મારી સાથે લડો, નહિ તો મિથ્યા બકવાદ છોડી ચુપકી પકડો.

માલવદેવ—તારા નસીબે સરજાએલી સજાનું સ્વરૂપ કોમલ કરવા અમે શાંતિ પકડી તારી સાથે વાત કરવાની સલુખાઈ રાખીએ છીએ. ત્યારે તું તારી ઉન્માદાવસ્થામાં વધુને વધુ બેબાન બને છે, છૂટી મૂકી દયા દર્શાવવાની અભિલાષાને જડમૂળથી હણે છે.

મેર સરદાર—તમારા જેવા મેવાડભૂમિના દુશ્મનો પાસે દયાની યાચના કરતો નથી. જે ધરણીની સ્વાધીનતા માટે હજારો રાજપુતોએ કેસરિયાં કર્યાં છે, હજારો ક્ષાત્રરમણીઓએ જુહાર કર્યા છે, તે ધરણીના ઉદ્ધાર માટે થનારા મહાન્ પ્રયાસના મંગલાચરણરૂપ મારાથી બનતી સેવા મેં કરી છે, પવિત્ર વસુધાના વિમોક્ષવ્રતમાં આત્મ બલિદાન આપવાની અનુકરણીય પદ્ધતિ આદરી છે.

માલવદેવ—હરામી હેવાન, સૂર્ય સામે ધૂળ ફેંકી તેં તારી પોતાની આંખોનેજ ધૂળથી ભરી છે.

મેર સરદાર—સાચી નિષ્ઠાથી મેં મારી જન્મવસુધા પ્રત્યેની ફરજ અદા કરી છે, મેવાડના છુટકારા માટે અહર્નિશ ચિંતવન કરતા બહાદુર ક્ષત્રિયો માટે કર્તવ્ય દિશા મુકરર કરી છે. મત્ત માલદેવ, ખાત્રીપૂર્વક સમજી રાખજે કે પવિત્ર નિષ્કામ યજ્ઞમાં મેં મારા દેહનું બલિદાન કર્યું છે તે યજ્ઞમાં હજારો લાખો વીરપુરુષો પ્રાણપરિત્યાગ

કરવા તત્પર રહેશે, કાર્યસિદ્ધિ સંપૂર્ણ થતાં સુધી સર્વદા સમાજ ઘુમશે.

માલવદેવ—તે સઘળા અક્કલના બારદાનોને માલવદેવનો કઠોર કૃપાણ કાપી નાંખશે, પૃથ્વીનો ભાર ઓછો કરશે.

મેર સરદાર—જનની ભક્તિના વિમલ ઉત્સાહથી મરણને પ્રેમે ભેટનાર સૈનિકોના એક એક રૂધિરબિન્દુમાંથી અનેક સુભટો ઉદ્ભવશે. તારા જેવા નિજ વસુંધરા વિદ્વેષી કાપુરુષની ધડકતી છાતીને વધુને વધુ ધડકાવશે.

માલવદેવ—તેવાં શોચનીય શિયાળીઆંઓ આ વનરાજની પ્રચણ્ડ દંષ્ટ્રાઓમાં પીસાઈ કચરાઈ અકાળ મૃત્યુને શરણ થશે.

મેર સરદાર—તારા જેવા ઉચ્ચ સ્વરે ભસતા શ્વાનોથી તરણું પણ નહિ તુટી શકશે.

માવલદેવ—દિલ્હીના શહેનશાહના સુબેદારને શ્વાન કહેનાર પાજી સરદાર, લવરી કરી તું આયુષ્યની દોરી ટુંકી કરે છે, બેશક તારા શીરે કરાલ કાળ ભ્રમણ કરે છે.

મેર સરદાર—" ખીલા વળુદે પાડું અધિક કુદે " તેમ દિલ્હીના બાદશાહના આશ્રયે અન્યાય અને અનીતિમાં રચી પચી રહેનાર નિર્લજ્જ નરાધમ, તારામાં કેટલો દમ છે તેનું પ્રત્યક્ષ ભાન કરાવવા મારી અગાધ શક્તિનો પ્રયોગ કરી આ લોઢાની જંજીર તોડી નાખું છું, મારા પ્રખર કરની ઉગ્રતાનો અનુભવ કરવા માટે તને અમૂલ્ય અવસર આપું છું. ( લોઢાની બેડીઓ તોડી નાખી માલવદેવના મસ્તક ઉપર મુષ્ટિપ્રહાર કરવા જાય છે. )

હરિસિંહ—( મેર સરદારનો હાથ પકડી લઈ ) સુભટો, આવી રીતે કેદી તમારા હાથમાંથી છુટી તમારાજ માલીક ઉપર પ્રહાર કરવા

જાય એ બારે શરમની વાત છે. સૈનિકો નીચતાની પરિસીમાએ પહોંચેલા આ સરદારને સખ્ત પકડો, મજબુતમાં મજબુત પોલાદની જંજીરોમાં આ જાલીમ જંગીને જકડો. ( સિપાઇ ઓ મેર સરદારને સખ્ત બાંધે છે. ) પિતાજી, આ કૃતઘ્ની સરદારપર કૃપા કરવાની ઇચ્છાએ તમે આટલી સુજનતા દર્શાવી તેની કેવી ગંભીર પરિણુતિ થઈ છે? ભૂખ્યા સાપને દૂધ પાવાની દયા કરનાર દયાળુ પિતાજી, તેજ નીમકહરામી સાપે તમને દંશ દેવાની ચેષ્ટા કરી છે, તેથી મારી નમ્ર પ્રાર્થના છે કે આ અભિમાની મેર સરદારને વિના વિલંબે પ્રાણુ દણ્ડની આજ્ઞા કરો, તેના અધમ પાતકોનું પ્રાયશ્ચિત ભોગવવા યમ-પુરીનો પંથ તેના માટે ખુલ્લો કરો.

માલવદેવ—પુત્ર હરિસિંહ, તારી વાણી યથાર્થ છે. મેર સર-દારને દેહાન્ત દંડ દીધા સિવાય બીજો માર્ગ નથી. ઉપકાર પર અપકાર કરનાર સેતાન સરદાર લાચારીએ હું તારા માટે મોતની સજા ફરમાવું છું.

મેર સરદાર—મદાન્ધ માલવદેવ, માંગલિક મરણનું પ્રેમે આલિં-ગન કરવા તૈયાર છું, પણ છેવટે એટલું જણાવું છું કે એક સાચા ભૂમિભક્તનું રક્ત તને બહુ ભારે પડશે, તારી પૂર્ણ પાયમાલી કરનાર ભયંકર ઘટનાઓ જલદી ઉપસ્થિત થશે.

માલવદેવ—તેની કાંઈ ફીકર કરવી નહિ. કુમાર હરિસિંહ શું જોઈ રહ્યા છો? તલવારના ઘાએ સરદારનું શીર શરીરથી જુદું કરો.

મેર સરદાર—બાયલા હરિસિંહ, લોઢાની બેડીએ બાંધેલા બહાદુરનો શિરચ્છેદ કરવામાં બડાઈ માને છે તો મરણ સન્મુખ પ્રયાણ કરનારનું સત્ય ભવિષ્ય કથન સાંભળી લે. અલ્પ સમયમાં એક ક્ષત્રિય

શિરોમણિ વીરપુરુષ સામે ધાએ દ્વન્દ્વ યુદ્ધમાં તારો શિરચ્છેદ કરશે.

હરિસિંહ—તે બધું જોઈ લેવાશે, પણ હંમણાં તુ તારી અધમ કરણીનું ચાખી લે ફળ.

( હરિસિંહ મેર સરદારનું શિર ધડથી જુદું કરે છે. )

માલવદેવ—( હસીને ) જોયું આ ઘમંડી ગર્વીનું ગુમાન, છેવટે તેનું યથાયોગ્ય થયું છે અવસાન, ભુલી ભાન જે મારી સત્તાનું કરશે અપમાન, તેને માટે નિર્માણ થઈ ચુક્યું છે પરલોક પ્રયાણ.

હરિસિંહ—પિતાજી, નાદાન પ્રત્યે દાનાઈ નિરુપયોગી છે.

માલવદેવ—બહાદુર હરિસિંહ, બેશક દયા ડાકણને ખાય અને અધર્મી અધમ માનવી પોતાના પાલકનોજ દ્રોહી થાય.

હરિસિંહ—પિતાજી, ગુન્હેગારનો બચાવ સાંભળવાનો વિવેક આ બગડેલી દુનિયામાં અનર્થકારી છે; તેવા વિવેકનેજ આવા સરદારોની નફટાઈ આભારી છે.

માલવદેવ—બસ, હવે આપણે આપણા રાજસૂત્રોમાંથી દયાને દેશવટો દઈશું, હરેક પ્રસંગે ક્રૂરતાનો આશ્રય કરીશું.

( ગભરાયેલા કપૂરચંદ પ્રવેશ કરે છે. )

માલવદેવ—કારભારી કપૂરચંદ, ચિતોડ સુનું મૂકી આમ અચાનક આવવાનું શું પ્રયોજન ? આટલા ગભરાટનું શું કારણ ?

કપૂરચંદ—મહારાજ, જુલમ થયો છે, કહેતાં જીભ ઉપડતી નથી, શરીરની ધ્રુજારી કમી થતી નથી.

માલવદેવ—જલદી નિવેદન કરો. જેણે તમારી સાથે ઉદ્ધતાઈ કરી હશે તેનો આ માલવદેવ પળમાં પ્રલય કરશે.

કપૂરચંદ—મહારાજ, આજ સવારમાં સૂર્યોદય પહેલાં ચિતોડ

નિવાસી રજપુતોનાં ટોળેટોળાં કિલ્લા પાસે ક્ષેત્રપાળના દેવળ આગળ ભેગાં થયાં.

માલવદેવ—તેની શી ફીકર છે ? પ્રજાજનોને પોતાના ધાર્મિક અનુષ્ઠાનો મરજી મુજબ કરવા દેવામાં શી હરકત છે ? ધર્મવ્યવહારમાં વચ્ચે ન પડવું એજ મજબુત રાજ્યવહીવટની પહેલી સરત છે.

કપૂરચંદ—પણ મહારાજ, તપાસ કરતાં જાણુ થઈ કે ભેગા થએલા રાજપુતો હથિયારબંધ હતા તેથી નિશ્ચય થયો કે તેમનો ઉદ્દેશ તોફાની હોવો જોઈએ.

માલવદેવ—તેમને વિખેરી નાખવાનો શા માટે સેનાપતિને હુકમ ન કર્યો ?

કપૂરચંદ—મહારાજ, એવી ગફલત કાંઈ મારા હાથે થાય નહિ. એકદમ સેનાપતિ કને ગયો પણ ત્યાંતો સેનાપતિના કાંઈ ઓરજ રૂપનો ભાસ થયો.

માલવદેવ—શું સેનાપતિ સ્વામિદ્રોહી જણાયા ? ત્યારે તો સમજી લેવું કે ફાંસીના માંચડા માટેજ તેમના દિવસ ભરાયા.

કપૂરચંદ—મહારાજ, સેનાપતિએ મારી આજ્ઞાનો અનાદર કર્યો એટલુંજ નહિ પણ એક ભાલાનો ઘા કરી મારી પાઘડી પા ગાઉ ઉડાડી દીધી.

માલવદેવ—કેવી સેનાપતિની ધૃષ્ટતા ? તેના રઈ રઈ જેવડા ટુકડા કરશે મારી સ્વતંત્ર સત્તા.

કપૂરચંદ—મહારાજ, બીજો કોઈ સીધો કે વાંકો ઉત્તર દીધા વિના સેનાપતિએ પોતાનું પોત પ્રકાશી મારા જેવા વૃદ્ધ વન્ધ કારભારી પ્રત્યે અવિનય અને તિરસ્કારની હદ કરી દીધી, ન સાંભળી શકાય તેવાં નીચ વાક્યોની વૃષ્ટિ કીધી,

માલવદેવ—ગભરાઓ નહિ. શરૂઆતમાં સેનાપતિની જીભ કાપી પછી તેને પ્રાણુ દણ્ડ દઈશું.

કપૂરચંદ—મહારાજ, મને બસ એટલુંજ કહ્યું કે બકાલ, અમારા કારભારમાં તું વાણિયું શું સમજે? જો એક શબ્દ વધુ બોલ્યો તો જોઈ લે તારી મજા, એક વખત પાઘડી ઉડાડી જતો કીધો છે પણ બીજી વખત તો તારૂં માથું ભાલાથી ભેદાશે.

માલવદેવ—ખરેખર, સેનાપતિના ચિત્તમાં દુષ્ટ દુર્બુદ્ધિએ વાસ કર્યો છે, તે બેશરમ નરાધમે સભ્યતાનો ત્યાગ કીધો છે. કારભારી, નિશ્ચિંત રહો. મેર સરદાર સાથેના વિગ્રહને લીધે મારા સૈન્યનો મોટો ભાગ મારી સાથે છે, તેથી તે પાજી પામરને પળમાં પીસી નાખીશ, તમારા અપમાનનું પુરૂં વેર લઈશ. પુત્ર હરિસિંહ અને શૂરા સૈનિકો, ચિતોડમાં રાજદ્રોહનો પવન ફેલાયો છે તેને દાબી દેવા સર્જ્યું આ રાણીજાયો છે. તેથી કમરમાંથી ખેંચો તાતી તલવાર, બળવાખોર બાયેલા બણુચકોની બોચીઓ પર કરો પ્રચણ્ડ પ્રહાર. આગિઓ સૂર્ય સામે કુદે છે, હરિણ હરિ સામે ત્રાપ મારે છે, શ્વાન ગજરાજ તરફ ઘુરકે છે, શિયાળ શેરને સતાવે છે તેવીજ રીતે એક નિર્માલ્ય નોકર નરપતિનો દ્રોહ કરે છે. તેથી બહાદુર સુભટો, વિના વિલમ્બે ચિતોડ તરફ દોડો. હરામી સેનાપતિએ અને તેના હરામી સૈનિકોની ગરદનોને કરવાલના કઠોર ઘાએ તોડો, માલીકની આજ્ઞા ઉઠાવી કર્તવ્યનિષ્ઠામાં નિષ્કામ સ્નેહ જોડો. ( જાય છે. )

( મહારાણા હમીરસિંહ નાટક. )

( પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ એમ. એ. )

---

# (૨૫) માલવદેવ સાથે મુંજની મિત્રતા.

## ચિતોડના સુબેદાર માલવદેવની કચેરી.

માલવદેવ–કપૂરચંદ–મુંજ–હરિસિંહ.

દરબારીઓ અને વારાંગનાઓ—

જય માલવદેવ ગુણી નૃપતિ;
ગુણ ગ્રાહી પ્રજા તમને નમતી. જય૦

શશિ શુભ્રકલા તમ સંહરતી,
ઘનરાજિ વિષે વિજળી હસતી;
નીલ પદ્મ સમીપ મરાલ તતિ,
કરવાલ કઠોર રહે દીપતી— જય૦

નૃપ પુત્ર નિવાસ પવિત્ર મહી,
યવનાધિપથી અધિકાર ગ્રહી;
પદ વન્દન શંકરનું કરતી,
જન પાલન લગ્ન તમારી મહિ— જય૦

માલવદેવ—વ્હાલા પુત્રો હરિસિંહ, વનવીર, કારભારી કપૂરચંદ અને સમસ્ત સભાજનો! દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીનના આપણે છીએ વફાદાર પક્ષકાર, તેથીજ આપણે થયા છીએ મેવાડ ભૂમિના સંપૂર્ણ સુબેદાર, ચિતોડના પ્રાચીન દુર્ગ પર જામી ગયો છે આપણો પુરેપુરો અધિકાર.

હરિસિંહ—પિતાજી! સત્ય કહો છો; તથાપિ જ્યાં સુધી તેજસ્વી તરણિવંશનો એક પણ પુરુષ વિદ્યમાન છે, ત્યાં સુધી

નિશ્ચિંત બેસી રહેવું એ મૂર્ખતાનું મોટું નિશાન છે. જ્યાં સુધી બહાદુર અજયસિંહ પહાડી ગુફાઓમાં સ્વતંત્ર મૃગેન્દ્ર માફક છૂટો ઘુમે છે, ત્યાં સુધી શું સુખે નિદ્રા લેવાશે, નિરંકુશ નિર્ભયતાનો હૃદયમાં સ્થાન અપાશે ?

કપૂરચંદ—મહારાજ ! કુમાર હરિસિંહનાં વચન યથાર્થ છે. દુશ્મનને જડમૂળથી ઉખેડી નાંખવો એજ રાજનીતિનો પ્રથમ નિયમ છે, રિપુવૃક્ષના એક પણ ફણગાને ફાલવા દેવો એમાં પારાવાર જોખમ છે.

માલવદેવ—છાતી કાઢી સામો આવે તેને યમપુરીમાં પહોંચાડવા આ સમશેર પાણીદાર છે, પણ જે બીકણ બની દિવસે પહાડમાં સંતાઈ રહે અને રાત્રે ઓચિંતો હલ્લો કરે તેની શી દરકાર છે ? બાપડો અજયસિંહ ભૂખે તરસે રીબાઈ કુટાઈ બહારવટીઆના બુરે મોતે મરનાર છે, કાયદેસર સ્થપાયેલી સત્તા સામે માથું ઉંચકવાથી તેનું શું વળનાર છે ?

હરિસિંહ—પિતાજી ! તોપણ રિપુ અને રોગને વધવા દેવામાં ભારે ભૂલ છે. ગમે તે ઉપાયે અજયસિંહનો નાશ કરવો જોઈએ, તેની તોરાની વર્તણૂક માટે પ્રાણદણ્ડ દેવો જોઈએ.

કપૂરચંદ—મહારાજ ! પર્વતના અગમ્ય પ્રદેશમાં મહાલનાર અજયસિંહ સામે દુર્ગેશ મુંજ સહેલાઈથી લડી શકશે, પોસેલિઓના કિલ્લા ઉપર વારંવાર કરેલા હલ્લા માટે ખીજવાયેલો છંછેડાયેલો મુંજ વિકાળ વ્યાલની પેઠે અજયમૃગનો ઘાત કરશે, મુંજને ઉશ્કેરી ઉન્મત્ત બનાવવાથી રાણાવંશની પળમાં પાયમાલી થશે, મોટો પરિશ્રમ વેઠી આપણે પ્રાપ્ત કરેલી રાજ્યલક્ષ્મી સુસ્થિર અને નિષ્કણ્ટક થશે.

માલવદેવ—કળાકુશળ કપૂરચંદ કારભારી ! તમારી યોજના સર્વથા સર્વોત્તમ છે, મુંજને પક્ષમાં લેવા માટે ગોઠવી રાખેલો તમારો કેવો કાર્યક્રમ છે ?

કપૂરચંદ—મહારાજ! દુર્ગેશ મુંજને ગુપ્ત દૂતદ્વારા આપણા દરબારમાં બોલાવ્યા છે. મને ખાત્રી છે કે આજરોજ તેમની પનોતી પધરામણી થવી જોઈએ.

પ્રતીહાર—( પ્રવેશ કરી ) પોસેલિઓ દુર્ગના અધિપતિ મુંજ બલેચા પધાર્યા છે.

માલવદેવ—તેમને સન્માન સાથે અંદર લાવો.

( પ્રતીહાર મુંજ બલેચા સાથે પ્રવેશ કરે છે. )

માલવદેવ—પધારો, દુર્ગેશ મુંજ! ચિત્તોડદુર્ગના દરબાર ભવનને તમારાં પવિત્ર પગલાંથી પાવન કરો. ( માલવદેવ મુંજ બલેચાને પોતાની પાસે એક ભવ્ય આસન ઉપર બેસાડે છે. )

મુંજ—મહારાજ માલવદેવ! મારા જેવા ગરીબ પ્રાણિનો આવડો ભારે સત્કાર તમારી ખરી ખાનદાનીની ખૂબ ખાત્રી આપે છે, તમારૂં કલ્યાણ કરનારી ગમે તેવી પ્રવૃત્તિમાં જોડાવાની ઉત્કટ ઇચ્છાને મારા હૃદયના ઉંડા ભાગમાં સ્થાપે છે.

માલવદેવ—દુર્ગેશ મુંજ! તમારા કઠોર કરની પ્રચણ્ડ શક્તિ આગળ કઈ વસ્તુ અસાધ્ય છે?

કપૂરચંદ—તમને સત્ય નિષ્ઠાવાળા શૂર સુભટ સમજી મહારાજ માલવદેવ તમારી સાથે મૈત્રી કરવા ઇન્તેજાર છે, તમારા હૃદય સાથે પોતાનું હૃદય મેળવવા તૈયાર છે.

મુંજ—બેશક, પરાક્રમી માલવદેવ સાથે નિકટ સંબંધમાં જોડાવાનો આ અવસર મારા ભાગ્યની નિશાની છે, તેમના સાચા સ્નેહીનું પદ પામવામાં મારા ભાવિ ઉદયની આશાઓ સમાણી છે, તેમની શુદ્ધ દીલે સેવા કરવામાંજ મારી મનોવૃત્તિ સર્વદા રોકાણી છે.

માલવદેવ—દુર્ગેશ મુંજ ! તમારા ઉદાર વિચારો સાંભળી મારો અન્તરાત્મા હર્ષથી ઉભરાઈ જાય છે, ચિત્તમાં ઉછળતી પ્રેમી લાગણીઓને જડ શબ્દો મારફત શું પુરી રીતે દર્શાવી શકાય છે ? ( કપૂરચંદ કારભારી કનેથી સુગન્ધિમય પુષ્પહાર લઈ) મારી સાથે મિત્રતાની ગાંઠે જોડાયા તેની જીવંત નિશાની તરીકે આ પુષ્પમાળા હું તમારા કણ્ઠમાં અર્પણ કરૂં છું.

મુંજ—મહારાજ માલવદેવ ! તમારા સૌજન્યે મને વશ કીધો છે, મારા હૃદયનો સંપૂર્ણ કાબુ મેળવી દીધો છે. આજથી હું તમારા વધારે બલવાન્ ભાગ્ય સાથે મારૂં ભાગ્ય જોડી દઉં છું, તમારી હરદમ શુશ્રૂષા કરવાની પ્રતિજ્ઞા લઉં છું.

કપૂરચંદ—( માલવદેવના કાનમાં ) સમય અનુકૂલ છે, કુલાવેલા આ મત્ત ગજેન્દ્રને અન્ય શલ્ય ખેંચી કાઢવા પ્રેરણા કરો, ઝહેરને ઝહેરવડે સંહારી અન્યની પીડા હંમેશ માટે પરહરો.

માલવદેવ—દુર્ગેશ મુંજ ! તમારૂં શૌર્ય, તેજ, બલ, વીર્ય અને પરાક્રમ જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું. અમારા અખણ્ડ અધિકારમાં કાંટાની ગરજ સારતા એક મનુષ્યને ઉખેડી નાંખવાના મહાન્ કાર્યમાં તમારી સહાયતાની જરૂર છે.

મુંજ—મહારાજ માલવદેવ ! બેલાશક કહો. તમારા મિત્રને હું મિત્ર ગણું છું, તમારા દુશ્મનને હું મારો કટ્ટો દુશ્મન સમજું છે. ભૂત, પ્રેત, પિશાચ, દેવ, દાનવ કે યક્ષ કિન્નર ગાન્ધર્વ ગમે તે હો, તોપણ પોતાના મિત્ર માટે તેની સાથે યુદ્ધ કરવા આ મહારથી મુંજ તૈયાર છે, તો એક પામર મનુષ્યના મારા પ્રચણ્ડ ભુજબલ આગળ શા ભાર છે ? કહો તો તે હરામી હેવાનની ગરદન તીક્ષ્ણ તલવારના ઘાએ જુદી કરૂં, કહો તો તેના કપાલને ભયાનક ભાલાવડે ભેદી

નાંખું, કહો તો તેની છાતીને શરપ્રહારથી છેદી નાંખું, અથવા ઇચ્છા હોય તો તેને જીવતો પકડી તમારી હજુરમાં ઊભો કરૂં.

માલવદેવ—દુર્ગેશ મુંજ ! ધન્ય છે તમારા ઉત્સાહને, ઇશ્વર સફલ કરો તમારા મનોરથને. મારો જાલીમ રિપુ બીજો કોઈ નહિ પણ ચિતોડના ઘેરામાંથી નાશી છૂટેલો અજય છે, રાણાવંશને નિર્મૂલ કરવા માટે તેનો સંહાર એજ આપણો વિજય છે.

મુંજ—મહારાજ માલવદેવ ! તમારા કરતાં અજય ઉપર મારો હજાર ગણો વધુ ખાર છે, પાંચ પચીસ ભીલડાં સાથે મારા દુર્ગપર હલ્લો કરનાર એ ફટાયા રજપુતનો ભોગ લેવાનો મારા મનમાં લાંબા વખતનો વિચાર છે, તેને પુષ્ટિ આપનાર તમારા આજના ઉદ્દગાર છે, અલ્પ સમયમાં મારી ભુજા અજયને દેહાન્ત દણ્ડ દેનાર છે.

માલવદેવ—ધન્ય છે, દુર્ગેશ ! ધન્ય છે તમારી પ્રવૃત્તિમાં અનુકૂલતા થાય એવા હેતુથી ગુપ્તચરો મારફત મેં તપાસ કરાવી છે કે અજયસિંહ કેલવાડા પાસે શિરોનાલા આગળ દરરોજ સંધ્યા સમયે આવે છે, તેજ સમયે તેના ઉપર શસ્ત્રપ્રહાર કરવો ઉચિત ભાસે છે.

મુંજ—મહારાજ ! નિશ્ચિન્ત રહો. અનાચારી અજયને સ્વર્ગ આકાશ કે પાતાળમાંથી પણ શોધી કાઢવા સમર્થ છું. ખાત્રીપૂર્વક માનો કે થોડા વખતમાં મારે હાથે અજયનો ઘાત થશે, તમારા મનોરથ ફલીભૂત થશે.

માલવદેવ—દુર્ગેરાજ ! તમારા શુભ કાર્યમાં જલદી જોડાઓ, તમારો સર્વથા વિજય થાઓ, આપણી રાજ્યલક્ષ્મી નિષ્કણ્ટક થાઓ.

હરિસિંહ—પિતાજી ! દુર્ગેશ મુંજ જેવા બહાદુર સરદાર સાથે વિરોચિત પરાક્રમમાં ભાગ લેવાની રજા આપો તો ઠીક.

માલવદેવ—બહુ સારૂ, યશસ્વી પુત્ર! તમને દુર્ગરાજ સાથે મોકલવામાં મારે કાંઈ વાંધો નથી, પણ તેમની ઇચ્છાનુસાર વર્તવામાં આપણી શોભા છે.

મુંજ—તમારા શૂરવીર સંતાનને મારી સાથે લેવામાં હું મોટું માન સમજું છું. તેમણે સાહસિક કાર્યમાં જોડાવાની ઇચ્છા દર્શાવી એ તેમના સાચા ક્ષત્રિયત્વનું ભૂષણ છે, તેમના ઉત્કટ શૌર્ય પ્રવાહને અનુકૂલ પંથે વહેવા દેવો એમાંજ આપણા ભાવિમંગળનું સૂચન છે.

માલવદેવ—પુત્ર હરિસિંહ, દુર્ગરાજ મુંજ! પ્રેમે પધારો, રિપુને વિદારો.

[ મહારાણા હમીરસિંહ નાટક, યોજક—પ્રોફેસર જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ. એમ. એ. ]

---

# (૧૬) રોહિણી અને વનવીર.

---

સ્થળ—જંગલ.

રોહિણી અને વનવીર—

મૂરખ નર મમતામાં તું મરે,
માફ તારૂં નિત્ય કરે. મૂરખ.
મિથ્યા માયિક પદાર્થ માટે, બાથડિયાં તું ભરે;
સાચું ખોટું હરદમ કરીને, પાપ પુંજ સંઘરે. મૂરખ.
દંભ કપટ કુડ કુટિલ નોકા, ભવ દરિયે ના તરે;
પ્રાણી પાતકી કેમ ના જુએ, કાળ શીર પર ફરે. મૂરખ.

નીચ ઘડી મનસુબા મનમાં, કૃત્ય અધમ આચરે;
દિન ચારની જીવન જ્યોત્સ્ના અધાન્ધકારે ભરે. મૂરખ.
યૌવન ધન છે માદક મદિરા, પીધી પુરી જે નરે;
ભાન ભુલીને યમનગરીની, ઉમેદવારી કરે. મૂરખ.
અવશ્ય બનશે તેજ પ્રસંગો, જે ધાર્યા વિશ્વેશ્વરે;
થશે સુખી તે સત્પુરુષો જે, શાન્તિ દિલમાં ધરે. મૂરખ.
ત્યાગી તાપકર તૃષ્ણા જોડો, શુભ નિષ્ઠા શંકરે;
શુદ્ધ ચિત્તથી ઉમેશ ભક્તિ, તાપ ત્રિવિધિ હરે. મૂરખ.

વનવીર—માજી, આટલું સાહસ કરી ચિતોડમાંથી છટકી જવાની જરુર ન હતી. ઉદારચિત્ત નરપતિ હમીરસિંહ આપને પોતાની માતા સમાન ગણી યોગ્ય સન્માન આપત એમાં જરાકે સંશયની બીક ન હતી.

રોહિણી—બેટા, તારા પિતાએ હમીરસિંહનો અતિશય દ્રોહ કર્યો છે, યવનોના હથિયાર બની મેવાડ ધરણી ઉપર અસહ્ય અત્યાચાર કર્યો છે, તેથી આપણાં અન્તઃકરણ ગમે તેવાં શુદ્ધ અને સાફ હોય તો પણ આપણે કેવી રીતે મહારાણા હમીરસિંહના વિશ્વાસપાત્ર બની શકીએ ?

વનવીર—માજી, મહારાણા હમીરસિંહના દક્ષિણ ભૂજ જાલની સાથે મારે મિત્રતાનો સંબંધ છે. થોડાક દિવસ ઉપર મારે જાલ સાથે મેળાપ થયો હતો. તે વખતે જાલે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું હતું કે મેવાડને યવનોના પંજામાંથી મુક્ત કરવું એટલોજ હમીરસિંહનો ઉદ્દેશ છે. રાજપુતો પ્રત્યે તેમને જરાકે દ્વેષ નથી. મુસલમાનોનો પગ મેવાડમાંથી દૂર થાય એટલે દરેક રાજપુત સાથે હળીમળીને વર્તવા તેમની મરજી છે. ક્ષત્રિયોમાં પરસ્પર પ્રીતિ અને સંપસુધાનો સંચાર

થાઓ અને હરેક પ્રસંગે ભેગા થઈ દુશ્મનને દાબી દેવાની તાકાદ વિકાસ પામે, એ આશયના ઉદ્ગારો હમીરસિંહ મુક્ત કણ્ઠે ઉચ્ચરે છે, રાજપુત મિત્ર હોકે પ્રતિસ્પર્ધી હો પણ તેના તરફ ઉચ્ચ પ્રકારે વર્તવા ઇચ્છા ધારે છે.

**રોહિણી**—ધન્ય છે હમીરસિંહના ઉમદા આશયોને અને તે ક્ષાત્ર સન્તાન પ્રત્યે સંપૂર્ણ માન છે, ધર્મ, નીતિ, શૌર્ય, ટેક વગેરે સદ્ગુણોનું હમીરસિંહમાં અધિષ્ઠાન છે, વિખરાએલા ક્ષત્રિયોને એક છત્ર નીચે લાવનાર સાર્વભૌમ સત્તા આવા વિક્રાન્ત વીરને મળે તો સમજી લેવું કે આ રાજપુતસ્થાન પુરેપુરૂં ભાગ્યવાન્ છે.

**વનવીર**—માજી, મહારાણા હમીરસિંહનો ઉદય તેજ રાજપુત આલમના ઉદયનું નિશાન છે.

**રોહિણી**—વ્હાલા પુત્ર, મારા મનમાં જે ઉમેદો હતી તે ધુળ-ધાણી થઈ છે. મેં તારા પિતાને હમીરસિંહ સાથે સ્નેહથી વર્તવા વારંવાર વિનતિ કીધી, પણ તે તરફ તેમણે લગાર દૃષ્ટિ ના દીધી, હાથે કરીને પોતાની અધોગતિની દિવાલ ચણી લીધી.

**વનવીર**—જો પિતાજીએ મિથ્યાભિમાનને છોડી હમીરસિંહને યોગ્ય સ્થાન આનાકાની વિના આપી દીધું હોત તો આટલું ક્ષાત્ર લોહી રેડાયા વિના આ ભૂમિમાં મ્લેચ્છોનું નામ નિશાન ન રહ્યું હોત.

**રોહિણી**—વ્હાલા પુત્ર, મારા મનમાં ફક્ત એટલીજ ઇચ્છા છે કે મારા પતિને વધુ અસહયોગ કરતા અટકાવવું, હમીરસિંહે શોભાવેલી ગગનમણિની ગાદીના યોગ્ય સ્તમ્ભ બનાવું, બાપા રાવળના યશસ્વી છત્રમાં આપણા માટે ઉચિત સ્થાન નિયત કરાવું.

**વનવીર**—માતાજી, આ વિષયમાં જરીકે શ્રમ પડે તેમ નથી. પ્રાચીન વેર ઝેરને મહત્વ આપી વિરોધ ચાલુ રાખવો એ મહારાણા

હમીરસિંહનો અભિલાષ નથી. ફક્ત પિતાજી પોતાની દુર્બુદ્ધિ છોડી મહારાણાના મુકુટમાં કૌસ્તુભ–મણિનું પદ પામવા વિચાર કરે તેટલીજ વાર છે

**રોહિણી**—મલિન વાસનાનો ક્ષય કરી શુભ પંથે પ્રેરણા કરનાર હજાર હાથવાળો જગદાધાર છે, તેના ઉપરજ આ પ્રસંગે આપણો પુરો આધાર છે.

**વનવીર**—ખરેખર સજ્જનોની શુભેચ્છાઓને પરમ પ્રભુ અવશ્ય પાર પાડનાર છે. ( મૃણાલિની અને જાલ પ્રવેશ કરે છે. )

**જાલ**—વ્હાલી મૃણાલિની, ચિતોડદુર્ગમાં પ્રવેશ કર્યા બાદ અંતઃપુરમાં પોતાની પૂજ્ય માતા રોહિણીદેવી અને પ્રિયભાઈ વનવીરનો મેળાપ થવાથી દિલગીર થએલાં મહારાણી વીરમતી તરફથી આપણને આજ્ઞા થઈ છે કે રોહિણીદેવી અને વનવીરને ગમે તે સ્થળેથી શોધી કાઢવાં અને અભયપ્રદાનની ચોક્કસ ખાત્રી આપી સન્માન પુરઃસર ચિતોડમાં લઈ જવાં. પણ મૃણાલિની, આટલું બધું ફરી ફરીને થાકી ગયાં, તો પણ ઈષ્ટ મનોરથ સિદ્ધ કરી કૃતાર્થ ન થયાં.

**મૃણાલિની**—વ્હાલા જાલ, નિરાશ થાઓ નહિ. જુઓ, દૂર કોઈ અપરિચિત સ્ત્રી અને બાળક ઉભાં છે.

**જાલ**—વ્હાલી, તે બાળક બીજો કોઈ નહિ પણ જેને આપણે શોધવા નિકળ્યા છીએ તેજ વનવીર છે. તે બાળકની સાથે જે તેજસ્વી લલના દૃષ્ટિગોચર થાય છે તેજ રોહિણીદેવી હોવી જોઈએ એવું અનુમાન થાય છે.

**મૃણાલિની**—ચાલો ત્યારે આપણે તેમની સમીપ જઈએ, આવી પડેલી અણધારી આફતથી ગભરાએલાંને આશ્વાસન દઈએ.

જાલ—( વનવીર પાસે જઈ ) ભાઈ વનવીર, કેમ મારી ઓળખાણ પડે છે કે ?

વનવીર—હા, ભાઈ જાલ, દરેક સમયે સમીપ રહેનાર તમારા જેવા નિષ્કામ સ્નેહી કેમ વિસરાય ?

માતાજી, બ્હેન વીરમતીની સતત સેવા કરવા જે મહાશય તેમની સાથે કેલવાડા ગયા હતા તેજ આ સ્વામિનિષ્ઠ પરાક્રમી પુરુષરત્ન જાલ.

જાલ—રોહિણીદેવી, તેજ જાલ તમારી સેવામાં ઉપસ્થિત છે. મહારાણા હમીરસિંહ અને મહારાણી વીરમતીની ઇચ્છાનુસાર તમે ચિતોડમાં લાયક સ્થાન દીપાવો તે ઉચિત છે, પોતાના વડીલોની માન મર્યાદા પુરેપુરી જાળવવી એજ રાણાવંશની રીત છે.

રોહિણી—મારા પૂજ્ય જમાઈની મરજી મુજબ વર્તવું એમાંજ અમારી શોભા સમાઈ છે, પણ જ્યાં સુધી મારા પતિ અભિમાન છોડી મહારાણાના હિતૈષી થાય નહિ ત્યાં સુધી મારાથી હમીરના આશ્રયે રહી શકાય નહિ, તેથી મદોન્મત્ત સ્વામીને ઉપદેશના અંકુશે સત્યપંથે વાળવા મારા મનમાં ઉમેદ છે.

વનવીર—હું પણ મારા પિતાને સમજાવી તેમની સાથેજ મહારાણીની સેવામાં હાજર થવાની અભિલાષા ધરાવું છું.

જાલ—તમે નિશ્ચિંત રહો કે મહારાણા હમીરસિંહ તરફથી તમને લગારે હરકત નહિ પડે. સીધી રીતે કે બળ વાપરી માલવદેવને વશ કરવાની હમીરસિંહને હામ છે. માલવદેવ પોતે ગમે તેટલાં તરફડીયાં મારશે પણ તે છેવટે મહારાણાને શરણ થશે અને તે વખતે પણ સઘળા અપરાધોની ક્ષમા ઉદારચરિત હમીરસિંહ આપશે, તેથી તમે વધુ વિચાર કર્યા વિના અમારી સાથે ચિતોડમાં પધારો,

તમારા પવિત્ર ચરણુ કમળથી તે પ્રાચીન દુર્ગને શણુગારો.

મૃણાલિની—અમારી માગણી કબુલ રાખો, ઉદાસ થએલાં મહારાણી વીરમતીના હૃદયમાં હર્ષ વધારો, પોતાનાંજ બાળકોની ઉન્નતિ શાન્તિપૂરક નિહાળો, આશિષ પરંપરાથી તમારા બાળકોના ચિત્તમાં પ્રમોદ પ્રવાહ પ્રસારો.

રોહિણી—ભાઈ જાલ, તમારો વિચાર સર્વોત્તમ છે પણુ ભ્રાન્તિના ભયાનક કૂપમાં ઝોલા ખાનાર પતિને પાપાચરણુમાં પ્રવૃત થવા દેવો એ સાધ્વી સ્રીને માટે કેટલું અધમ છે? તેથી સમગ્ર મહીતલમાં મને જંગલે જંગલ અને શહેરે શહેર મારા પતિની પાછળ ભટકવા દો, અનીતિ અને અધર્મના પાસમાં વધુને વધુ ફસાતા તેમના આત્માને બચાવા દો.

જાલ—સતી શિરોમણિ રોહિણી દેવી, અત્યાર સુધી અધર્માચરણુમાંથી માલવદેવને નિવૃત કરતાં તમારી જીભના ચૂરા થયા છે તો પણુ હરેક સમયે તમારા અમૃતમય વિનીત વચનો માલવદેવના એક કર્ણુમાં પ્રવેશ કરી બીજા કર્ણુદ્વારા તત્કાળ નીકળી ગયાં છે. દર્પદેવતાના ધૂમે ધુંધવાતા દશકણ્ઠ રાવણુને સમજાવવા મન્દોદરીએ શી કચાશ રાખી હતી? દુષ્ટ દુર્યોધનને સુધારવા શું ભાનુમતીએ થોડી મહેનત કરી હતી? પણુ કુદરતનો નિયમ એવો છે કે જ્યારે માણુસનું નસીબ નબળું હોય છે ત્યારે સાકર જેવો મીઠો ઉપદેશ પણુ કરિયાતા જેવો કડવો લાગે છે. ખરેખર,

જેના શિરે ભાવિ વિપદ્ ફરે છે,
નિર્ભાગિ તે ભ્રષ્ટ મતિ બને છે;
ઉન્મત્ત થાયે ભુલી સાવ શુદ્ધિ,
વિનાશ કાળે વિપરીત બુદ્ધિ.

મૃણાલિની—માજી, અમારી આજીજી ઉપર લક્ષ્ય આપો અને અમારી માગણી કબુલ કરી મહારાણી વીરમતીના હૃદયમાં શાન્તિ સ્થાપો. હમીરસિંહની શક્તિ દિન પ્રતિદિન એટલી વધતી જાય છે કે અલ્પ સમયમાં માલવદેવ માન મુકી મહારાણાને શરણ થશે અને તે વખતે તમારો બધાનો મેવાડના રાજ્યમાં યથાયોગ્ય સત્કાર થશે. માટે વૃથા વનવાસનું કષ્ટ ઉભું કરવાની અગત્ય નથી. તમારી વ્હાલી દુહિતા વીરમતિને તમારા સંકટથી ઓછું આવશે, તેમના મનમાં નકામી ચિન્તા ઉદ્ભવશે.

રોહિણી—પ્રેમી જાલ, તમારાં સઘળાં વચનોને હું શિરોમાન્ય ગણું છું તો પણ છેવટ સુધી ધર્મપત્ની તરીકેની મારી ફરજ બજાવીશ, પતિના કલુષિત મનને સ્વચ્છ બનાવવા અસાધારણ કોશીષ કરીશ.

વનવીર—હું પણ મારા પિતાને સમજાવવા મારાથી બનતું કરીશ, ઈશ્વર કૃપાએ ફતેહ મળશે તો તેમની સાથેજ મહારાણા હમીરસિંહના સમીપ રજુ થઈશ.

(નેપથ્યમાંથી જોસબંધ ચાલતા મનુષ્યોના પગલાંનો અવાજ સંભળાય છે.)

જાલ—( નેપથ્ય તરફ નજર કરી ) માતા, કોઈ ક્રોધાવિષ્ટ પુરુષો આ તરફ જોસબંધ આવતા જણાય છે તેથી આપણે બાજુએ સંતાઈ તેમની ચેષ્ટા સાંભળીએ.

( માલવદેવ, કુમાર હરિસિંહ અને કારભારી કપૂરચંદ પ્રવેશ કરે છે. )

માલવદેવ—કારભારી કપૂરચંદ હવે આપણે માટે શો છે ઈલાજ ? તમારી કુશળતા ઉપરજ ટકી રહી છે આજ દિન સુધી અમારી લાજ.

કપૂરચંદ—મહારાજ, આમાં નાસીપાસ થવાનું કાંઈ કારણ નથી આપણે જાતે જઈ દિલ્હીના બાદશાહને સમાચાર કરીએ, શહેનશાહતના

કબજામાંથી મુક્ત થએલા મેવાડને પાછું સર કરવા બાદશાહી ફોજની માગણી કરીએ.

**હરિસિંહ**—પિતાજી, કારભારીનું કહેવું યથાર્થ છે. બાદશાહ કનેથી સૈન્યની માગણી કરી હમીરને પરાસ્ત કરીએ. કપટજાળથી પડાવી લીધેલા ચિતોડ દુર્ગને પાછો હસ્તગત કરીએ. જ્યાં સુધી હમીર પર વેર ન લઈ શકાય, ત્યાં સુધી બ્હીસે ચ્હેરે આપણાથી કેટલો કાળ જીવી શકાય? ગએલું પાછું મેળવવા અસાધારણ પુરુષાર્થની જરુર છે. આપણા ભયાનક બાહુ બળમાં બાદશાહી મદદનો ઉમેરો થાય તો પછી ઇષ્ટ સિદ્ધિ શું દૂર છે?

**માલવદેવ**—બહાદુર હરિસિંહ, તમારા ઉત્સાહથી નરમ પડેલા મારા શરીરમાં શૌર્યનો સંચાર થાય છે. બસ, આપણા પોતીકા કે પારકા બળથી હમીરનો વિધ્વંશ કરવો એજ આપણું લક્ષ્ય બિન્દુ છે. આપણી રાજ્યલક્ષ્મીને છીનવી લેનારનો ગમે તે રસ્તે જડ-મૂળથી ઉચ્છેદ કરવો એજ આપણું નિશાન છે, તે તરફ ગમે તે ઉપાયે પ્રયાણ કરવું એમાંજ આપણું યશોગાન છે.

**રોહિણી**—( એકદમ માલવદેવની સમીપ જઈ ) પ્રાણપતિ; જે બાયલી વિદ્યાનો પ્રયોગ કરવા માગો છો તેમાં શું તમારૂં યશોગાન છે? ના, ના, તેમાં તમારી અને તમારા કુલની શ્યામ અપકીર્તિનું આબાદ સ્થાન છે.

**માલવદેવ**—મૂર્ખ નારી, બેવકુફ લલનાને રાજનીતિનું શું ભાન છે? દુશ્મનને મહાત કરવામાં મિત્રની મદદ લેવી પડે તેમાં શી હરકત છે?

**રોહિણી**—પ્રાણનાથ, તમારી મતિ આટલી ભ્રષ્ટ થઈ છે કે તમે મિત્રને દુશ્મન ગણો છો અને દુશ્મનને મિત્ર ગણો છો. આપણો

પૂજ્ય જમાઈ હમીરસિંહ આપણો સાચો સ્નેહી છે, અને જેની મદદ માગવા તમે જાઓ છો. તે આપણો, સાચો આપણી સમગ્ર કોમનો અને આપણા ધર્મનો પાકો વૈરી છે.

માલવદેવ—જે હમીરસિંહે મેવાડપર જામેલી મારી સત્તાને નિર્મૂળ કરી દીધી, તેને મિત્ર ગણવાની સલાહ ફક્ત બુદ્ધિહીન બૈરીઓજ આપી શકે,

રોહિણી—મેવાડપર તમારી સત્તા હતીજ ક્યાં? જેઓ આપણી ભૂમિના આપણા ધર્મના અને આપણા ગૌરવના કટ્ટા દુશ્મન છે, તેઓના ક્ષુદ્ર ચાકર તરીકે જાતિબંધુઓ ઉપર જુલમ ગુજારવાની તમારામાં સત્તા હતી. પ્રતિષ્ઠાની હાનિ કરનાર આવી નીચ સત્તાનું મિથ્યાભિમાન ધરાવી તમે તમારી પોતાની અને પોતાના ભાઈઓની અધોગતિ કરી છે. પરમાત્માના પ્રસાદથી પરાક્રમી હમીરસિંહે તે અધોગતિમાંથી આપણને, આપણી ધરણીને આપણા ધર્મને અને આપણા મહત્વને બચાવ્યું છે, તેથી ડાહ્યા થઈ અસત્પ્રયાસ છોડી દો અને મેવાડપર હમીરસિંહનું આધિપત્ય કબુલ રાખી તેના હાથ નીચે ગૌરવશાળી સ્થાન સ્વીકારો.

માલવદેવ—હરામી હમીરનો સમૂલ વિધ્વંસ કરવા મારામાં શક્તિ છે.

હરિસિંહ—હમીર પતંગને બાળી દેવા ભડભડ બળતી આ મારા તેજસ્વી ખડ્ગની જ્યોતિ છે.

રોહિણી—પ્રાણનાથ, જો તમારામાં અને તમારા બટક બોલા કુંવરમાં શક્તિ હોય તો તમારા ભુજબળથી હમીર સામે લઢો. પણ ધરાદ્રોહી કાકુ શેઠ અને માધવ પ્રધાન પેઠે પોતાના અંગત વૈરાગ્નિને

તૃપ્ત કરવા આપણી પવિત્ર વસુધાના રિપુઓનું આવાહન ન કરો.

આલવદેવ—કમઅક્કલ કામિની કયમ જીભને બીલકુલ છુટી મૂકી છે ? જ્યારે જ્યારે અમે આગળ પગલું ભરતા હોઈએ છીએ, ત્યારે ત્યારે તારાં કર્કશ વચનોથી અપશુકન કરવા વંત્રીની માફક સામેજ ઉભી રહે છે. દિલગીર છું કે સ્ત્રીહત્યાનું પાતક થાય છે, નહિ તો આ સમશેરના એકજ ઘાએ તારા કલેવરના ક્ષણમાં ટુકડા કરૂં.

રોહિણી—લ્યો અજમાવી જુઓ તમારૂં બળ. તમારા હિતનું ચિન્તવન કરતી એક અબળા ઉપર તમારૂં જોર વાપરી લ્યો. હું તમારા હાથે મરવા તૈયાર છું, પણ તમારા હાથે થતી ધરાજનનીની દુર્દશા જોવા અસમર્થ છું.

આલવદેવ—દુષ્ટ દારા, પોતાના પતિની અશુભ વાંછના કરનાર અને તેના કટ્ટા દુશ્મનોના ગુણ ગાનાર પાતકી પ્રમદા, તારી વ્યર્થ વાણી મારા રોમેરોમમાં રોષનો ધગધગતો અનલ સળગાવે છે. આનાકાની કરતા અંતઃકરણને વધારે મજબુત બનાવે છે, કાંટા સમી નીમકહરામ નારીને માર્ગમાંથી સદંતર દૂર કરવા પ્રચણ્ડ હસ્તની પ્રગતિ મ્યાન તરફ કરાવે છે.

રોહિણી—' નબળો ધણી બૈરી પર શૂરો ' એ નિયમ મુજબ તમારી ચેષ્ટા. તમારૂં બાયલાપણું, હિચકારાપણું સ્પષ્ટ દર્શાવે છે.

હરિસિંહ—મત્ત માતા, પિતા પ્રત્યે અસભ્ય શબ્દોચ્ચાર ન કરો, શૂર શિરોમણી હરિસિંહને વધુ ન ઉશ્કેરો.

રોહિણી—નાદાન કુમાર, તું અને તારો મદાંધ પિતા સ્વહસ્તે આપણો વિનાશ કરવા ઉદ્યોગ આદરો છો એ નિઃસંશય છે,

તેમાંથી તમને બચાવી લેવા મારો દૃઢ નિશ્ચય છે. તેથી ફરી ફરી પોકારી પોકારીને કહું છું કે મુક્ત થયેલા મેવાડને પુનઃ હેરાન કરવા દુશ્મનની સ્હાય લેવા જાઓ નહિ, દીર્ઘ સમયની વિષમ વેદના પછી નિરાંતે શ્વાસ લેતી ધરા જનનીને પીડા કરનારાં પિશાચ કૃત્યો તમારા હાથે થાઓ નહિ.

હરિસિંહ—પિતાજી, આપ જેમ બોલતા નથી તેમ તેમ આપણું અહિત ઇચ્છનાર મારી માતા મહાન્ધ બની વિચારશુન્ય બકવાદ કરે છે, મારા હૃદયને અસાધારણ કોપથી ભરે છે, તેથી પૂજ્ય પિતાજી, આજ્ઞા કરો તો જેવી રીતે પરશુરામે પોતાની માતા રેણુકાનો પળમાં પ્રલય કર્યો હતો, તેવી રીતે એક ક્ષણમાં મારી દુષ્ટ જનનીને શાશ્વત શાંતિ આપી દઉં.

રોહિણી—હરિસિંહ, તારી હલકી વાણીથી તારૂં ભાવિ ભયંકર દેખાય છે, તારૂં અનિષ્ટ અલ્પ સમયમાં થનાર છે.

માલવદેવ—પુત્ર હરિસિંહ, શું જોઈ રહ્યા છો ? આ ઉન્મત્ત લલનાને સખ્ત શિક્ષા ન થાય, ત્યાં સુધી અમંગલ લવરી કરતી તેની કડવી રસના બંધ ન થાય.

હરિસિંહ—અધર્મી અબલા, જોઈ લે હું તને મારી તીક્ષ્ણ તલવારનો તીખો અનુભવ કરાવું છું, તારી સાન શુદ્ધિ ઠેકાણે લાવું છું.

( હરિસિંહ તલવાર ખેંચી રોહિણી ઉપર પ્રહાર કરવા જાય છે. વનવીર એકદમ આગળ જઈ પોતાની તલવાર ઉપર હરિસિંહનો ઘા ઝીલી લે છે. )

વનવીર—હીચકારા હરિસિંહ, પોતાનીજ માતા પ્રત્યે, અબલા પ્રત્યે, તારૂં પરાક્રમ અજમાવવા પ્રેરાય છે, તારી કાયરતા બીરૂતાની

હવે પુરી પ્રતીતિ થાય છે. આ સામર્થ્યથી તુ મહાબાહુ હમીરસિંહ સાથે લડી શકીશ ! ના, ના, મૂર્ખ ભાઈ, તું એક પામર પતંગ માફક હમીરના દેદીપ્યમાન ઓજસ્‌માં બળી જઈશ.

હરિસિંહ—વનવીર તું પણ પિતૃદ્રોહી ભ્રાતૃદ્રોહી બની દુશ્મનની ભાટાઈ કરે છે, તું પણ સમજી લે કે તારે માથે કૃતાન્ત ભ્રમણ કરે છે.

વનવીર—હરિસિંહ, હું છાતી ઠોકી જણાવું છું કે મેવાડ મુક્ત કરનાર વીરના શ્રંગાર મહારાણા હમીર તરફ મારો સાચો પ્રેમ છે.

હરિસિંહ—ત્યારે શું તું સમજે છે કે તારા ઉપર મારે એક રતિભર પણ રહેમ છે ?

વનવીર—ત્યારે તું પણ મનમાં નિશ્ચય કરી લે કે વનવીર તારા હાથે માતૃવધ નહિ થવા દે.

હરિસિંહ—તું પણ માની લે કે હરિસિંહ તને જીવતો નહિ રહેવા દે.

( હરિસિંહ અને વનવીર વચ્ચે યુદ્ધ થાય છે, હરિસિંહને હરાવી તેની છાતી ઉપર વનવીર ચઢી બેસે છે. )

વનવીર—મિથ્યાભિમાની હરિસિંહ, જોઈ લીધી તેં તારી શક્તિની અજમાયશ. આજ પ્રસંગે તારો નાશ કરી મેવાડ પર વધુ આફત આપતી અટકાવી શકું પણ તારા જેવા નિર્માલ્ય કાપુરુષોની ઉશ્કેરણીથી આવાહન કરેલા દુશ્મનના દળ ઉપર મહારાણા હમીરસિંહ અસાધારણ વિજય મેળવે એ મારા મનની આશ છે, અને તારા જેવા મહીદ્રેષીના વધનું માન મહારાણાને મળે એ મારો અભિલાષ છે. ( હરિસંહને છુટો કરી ) જા, હરિસિંહ, જા દિલ્હીમાં સત્વર જા.

અને તેટલી મોટી ફોજ લઈ આવ પણ યાદ રાખજે કે સત્યાગ્રહી સૂર્યવંશી મહારાણા હમીરસિંહનો વિજય થશે, તેમને હાથેજ તારા પાતકી જીવનની દોરી તુટશે.

માલવદેવ—હરિસિંહ, નિજકુલદ્રોહી આ નારી અને કુંવરનું મોં કાળું કરો. એ જણના ફૂટી જવાથી કાંઈ આપણા સામર્થ્યમાં ઘટાડો નહિ થાય.

કપૂરચંદ—કુંવર, શાન્ત થાઓ, આ હરામી ટોળાની શી દરકાર છે ? દિલ્હીની મદદ મળી પછી આવાં તરખલાંઓનો શો ભાર છે ? ( માલવદેવ, કપૂરચંદ અને હરિસિંહ જાય છે. )

રોહિણી—ભાઈ જાલ, મારાથી બનતું મેં કરી લીધું. હવે હું સુખેથી મહારાણા હમીરસિંહના આશ્રયે રહીશ.

વનવીર—હું પણ મહારાણાના ચરણકમળમાં મસ્તક નમાવી તેમનો સાચો મદદગાર થઈશ.

જાલ—બહુ સારૂં થયું કે તમારો આવો નિશ્ચય થયો. અમારો પ્રયાસ સફલ થયો.

મૃણાલિની—ચાલો, ત્યારે, આપણે સાચાની ઉમેદો સિદ્ધ કરનાર વિશ્વાધાર પરમાત્માની પ્રાર્થના કરીએ, મહારાણા હમીરસિંહના સંપૂર્ણ વિજયની માગણી કરીએ.

સઘળા—

કરિયે કિરતાર તારી અભ્યર્થના;
ગુણ ગાતી વિભુના રસિક રસના.—કરિયે૦
મોહ વમળમાં માનવી ડુબતા,
પાપનું ભાથું તે નર ભરતા;
ભોગવતા લખ ચોરાશી યાતના.—કરિયે૦

જો પરમેશ ધ્યાન ન જોડ્યું,
તો નિષ્ફળ જીવન સબ ખોયું;
વ્યર્થ જવાની સકલ સાધના.—કરિયે૦
નિર્મલ ચિત્તે ધરણી સેવા,
પ્રીતે કરશું ત્રિભુવન દેવા,
સિદ્ધ કરજો વિજય એ યાચના.—કરિયે૦

( જાય છે. )

( હમીરસિંહ નાટક. પ્રોફેસર જેઠાલાલ ચી૦ સ્વામીનારાયણ. એમ. એ. )

# (૧૭) સુરપાળ અને મિહીરનો સંવાદ.

પાત્રો:—

સુરપાળ—ગુજરાતના ચાવડા રાજા જયશિખરનો સેનાપતિ અને સાળો.

મિહીર—કનોજના કલ્યાણી નગરના સોલંકી રાજા ભુવડનો સેનાપતિ; દૂત, ૩ ગુર્જર સામંતો, ૨ કલ્યાણી સામંતો.

દૂત—ગુર્જરમણિ સોલંકી સેનાપતિ મિહીરનો ભાટ આપની પાસે આવવા માગે છે.

સુરપાળ—ભલે, તેને આવવા દો.

ભાટ—( પ્રવેશ કરીને ) ગુર્જર સેનાપતિ મહા શૂરવીર સુરપાળ શ્રીમંત ચક્રવર્તી મહારાજાધિરાજ દિગ્વજયી શ્રી કલ્યાણપતિ મહારાજા ભુવડની આજ્ઞાથી તેનો સામંત શિરોમણિ મુખ્ય સેનાપતિ

મિહીર આપને ખાનગીમાં મળવા ઇચ્છે છે, તે પોતાના ત્રણ સામંતો સાથે નજીકમાંજ છે. આજ્ઞા હોય તો બોલાવું.

સુરપાળ—ભલે બોલાવો, રજપુતો વેરનો બદલો રણભૂમિ સિવાય અન્ય સ્થળે લેતાજ નથી તેમજ મારે મારા સોબતીઓથી ખાનગી જેવું કંઇ છેજ નહિ; તો આજ મંડળની અંદર પોતાના સામંતો સહિત તેમને અહીં આવવાને કોઇ જાતનો પ્રતિબંધ નથી.

( પ્રવેશ કર્યા બાદ એક બીજાને મળે છે. )

મિહીર—સેનાપતિજી, અમારા રાજા તમારૂં યુદ્ધકૌશલ્ય, તમારૂં શૌર્ય, તમારાં પરાક્રમ અને તમારી ચાતુરી જોઇ તમારા ઉપર પ્રસન્ન થયા છે, અને પોતાની સેવામાં તમને રાખવાને ઇચ્છે છે. તમે ગુર્જર રાજાને છોડી અમારા સ્વામીની સેવા સ્વીકારશો, તો ધરાશો એટલું ધન તથા એક લાખની જાગીર ભૂપતિ ભુવડ તમને આપશે.

૧ લો ગુર્જર સામંત—શ્રીમાન ચાવડામણિ મહારાજાધિરાજ રાજેંદ્ર જયશિખરી ગુર્જરેશ્વરના વિશ્વાસુ આધીન અને નીમકહલાલ સેવક, ગુર્જરી માતાના સાચા તન, સુભટોપરિ ગુર્જર સેનાપતિ સુરપાળ પ્રત્યે આ કેવી અધમ યાચના!

સુરપાળ—મિહીર, તમારા નીચ કહેણથી તમારી નીચ ભ્રષ્ટ બુદ્ધિને માટે મને ખેદ થાય છે. પૂર્વકાળથી આર્ય શરવીરો નિષ્કપટી, ચોકખા મનના, સદ્દગુણી અને સદ્દગુણને ઉત્તેજન આપનારા હોઇ, તેવાજ ગુણો સામાવાળાઓમાં ઇચ્છતા. રિપુ રાજાના સેવકોને લાંચ રૂશવત આપી નરકમાં મોકલવાનો દુષ્ટ પ્રયાસ તેઓ કદી કરતા નહિ. ધર્મ-યુદ્ધ કરી જય પામવો, કે રણમાં પડી સ્વર્ગે જવું કે શત્રુને મોકલવા, એજ તેમનો હેતુ હતો. તમે એ પવિત્ર બુદ્ધિ તજી અધમ મતિને પામ્યા છો.

૨ જો ગુર્જર સામંત—એથી તમારા રાજ્યની થોડા વખત પછી પડતી થશે એ નક્કી જાણજો. હાલ કદાપિ દૈવયોગે ફતેહ મેળવશો તથાપિ તેનું ફળ ઝાઝી વાર ટકવાનું નથી. અમારા બહાદુર ચાવડા તમને સુખે બેસવા દેવાના નથી.

૧ લો કલ્યાણી સામંત—જયશિખરીની પડતી દશા આવી છે, એનો કાળ પાસે છે, એને વળગી રહેવાથી આપને લાભ થવાનો નથી. તમારા જીવની હાનિ થશે, તમારૂં કુટુંબ રઝળશે, રવડી રખડી કમોતે મરશે, માટે દુઃખ તજી સુખમાં આવો.

સુરપાળ—તમે લાંચીઆ ચોર હશો, તેથી મને પણ તમારા જેવો ધારી ફોડવા માગો છો, પણ એ ખચીત જાણજો, કે જે લોક લાંચથી વિશ્વાસઘાત કરે છે, સાચાનું જુઠું કરે છે, પક્ષપાત કરે છે, અન્યાય કરે છે કે કરાવે છે, પોતાનો ખરો ધર્મ બજાવતા નથી, તેઓ વખતે થોડા કાળ સુધી દ્રવ્ય જોડે મોટી પદવીને પામે, પણ અંતે તેમનો નાશ થાય છે. તેમનો વંશ દુર્દશાને પામે છે. તેમનો આત્મા નરકવાસ કરે છે. તેઓ પોતાને હાથે પોતાનો કુહાડો પોતાના પગમાં મારે છે. તેઓ પોતે નઠારા છે અને બીજાને બગાડે છે.

મિહીર—જો આપ આણી તરફ આવી જયશિખરીનો પરાજય કરવામાં સહાય કરશો, તો અમારા મહારાજ તમને મોટી પદવી આપશે. પરંતુ ખુલ્લી રીતે બહાર ન પડતાં અંદર રહી છળભેદ કરી તમારી નજરમાં આવે તેમ જયશિખરીનો ઘાટ ઘડશો, કે લશ્કરને ફોડી દરવાજા ઉઘડાવશો, કે અમારો ઝટ જય થાય એવી યુક્તિ કરશો તો અમારા મહારાજાની મરજી એટલે સુધી છે કે તમને ગુજરાતની ગાદીએ બેસાડવા, અને અમારા અનેક ખંડીઆ રાજાની ટીપમાં દાખલ કરવા. એમ વંશપરંપરા આપને મોટું રાજ્ય મળશે.

૨ જો કલ્યાણી સામંત—હાલ નિત્ય કેટલી બધી હિંસા થાય છે, તે થતી અટકશે અને હજારો જીવ ઉગરશે, તેનું પુણ્ય પણ તમને લાગશે. તમારો દેશ તો દયા ધર્મને માટે આખી પૃથ્વીમાં વિખ્યાત છે.

મિહીર—लक्ष्मी चांल्लो करवा आवे त्यारे मों धोवा जवुं नहि, तरत कपाळ धरवुं, એ ધ્યાનમાં રાખી મારૂં કહેણું સ્વીકારો. અમારા મહારાજ સ્વહસ્તે તમારે અને વિમળદેવીને મસ્તકે મુગટ પહેરાવશે.

૨ જો ગુર્જર સામંત—રાજકારભારીઓમાંથી, રાજસેનામાંથી, નોકરચાકરોમાંથી સત્ય અને ન્યાય ગયાં, પ્રમાણિકપણું ગયું, ઉદારતા ગઈ, નીચ બુદ્ધિ આવી, લોભ પેઠો, સ્વાર્થે દેશકલ્યાણભાવને મનમાંથી ખસેડયો, કે રાજ્યમાં નબળાઈ, કુસંપ, દુરાચાર, દુષ્ટ પ્રપંચાદિક વિનાશ કરનારા શત્રુઓ પેસવાના અને નખોદ વાળવાનાજ, સત્યં અંતે તરશેજ, એમાં જરાએ સંદેહ નથી. વેદવાક્ય છે કે सत्यमेव जयते.

૩ જો ગુર્જરસામંત—અમારા ચાવડા લોકમાં, અમારા ગુર્જરોમાં લાંચ લેનારા નથી, માટે અંતે અમારૂં રાજ્ય પાછું નક્કી મેળવીશું.

સુરપાળ—હલકા દરજ્જાનો સિપાઈ સરખો લાંચથી ફૂટે તેવો નથી, તો મને તું કેમ ડગાવી શકીશ ? શાસ્ત્રમાં કહ્યું છે, કે धर्मे जय, માટે અંતે ગુર્જરોનો જય થવાનોજ છે. તમે પાપી છો, અને મને પાપના ખાડામાં ખેંચવા પ્રયત્ન કરો છો, પણ पापे क्षय, માટે હું તમારો તાણ્યો તણાવાનો નથી. રે દુષ્ટ! ભુંડા, શું તારો રાજા પણ તારા જેવો દુષ્ટ હશે, કે તારા ભરમાવ્યાથી ભૂલ્યો ? ઇંદ્રાસન મળતું

હોય તો પણ હું મારો ધર્મ ચૂકું નહિ. ત્રિલોકના રાજ્યની લાલચે પણ હું લુણહરામ ન થાઉં, મારા સ્વામીની સેવા તજું નહિ, વિશ્વાસઘાત કરૂં નહિ, લાભના લોભથી કે વેર લેવાને, કે બીજા કશાથી કદી ડગું નહિ, કદી સત્ય છોડું નહિ. હું સાચો છું, અને મારા દેહમાં જીવ છે ત્યાં સુધી સાચો રહીશ. તારા આ કહેણુથી તારા દેશની, તારા રાજ્યની, તારી, અને તારા બાપદાદાની પ્રતિષ્ઠા ગઈ છે. મને રાજદ્રોહી કરવા ચાહનારને ફીટકાર છે! મારી સુકીર્તિને, મારા રૂડા નામને બટ્ટો લગાડવાનું કરનારને ધિક્કાર છે! ધિક્કાર છે!! લાંચીઆને પણ ધિક્કાર છે!

બધા સાથે— શાર્દૂલવિક્રીડિત.

ઘેરે લાંચની લાલચે લચીપચી આસુરી લક્ષ્મી મહીં,
દેશપ્રીતિ સ્વદેશભક્તિ સ્વપ્ને સંભારી સૂણી નહિ;
ના કીધી દીન સ્હાય ન્હાય જનના જે હાથમાં દાઝતા,
દેખાડે જન વાર વાર દઈને ધિક્કાર પોકારતા.
પૈસાદાર વડો બહાદુર વડો વિદ્વાન હુંએ વડો,
માને દિલથી કૂપ દાદુર પડ્યો બ્રહ્માંડના જેવડો;
દેશદ્રોહી બની પ્રજાહિત હણી ભારે ભૂમિ મારતા,
દેખાડે જન વાર વાર દઈને ધિક્કાર પોકારતા. (વિહારી).

( વનરાજ ચાવડો. ગુજરાતી વાંચનમાળા ત્રીજી ચોપડીના પાઠ ૩૯, ૪૦ નો સંવાદ રૂપમાં ફેરફાર )

# (૧૮) સ્વાર્થપરાયણતા.

પાત્રો—પ્રવીણલાલ, સ્વાર્થદાસ.

પ્રવીણલાલ—કેમ, મિત્ર સ્વાર્થદાસ, પ્રણામ છે.

સ્વાર્થદાસ—આવો મિત્ર, હું પણ તમને નમન કરૂં છું.

પ્રવીણલાલ—મિત્ર, આજે તમારૂં એક કામ પડ્યું છે. મારે દૂર ગામડે જવું છે માટે તમારી ધોળી ઘોડી આપવા મહેરબાની કરો, તો હું આપનો ઉપકાર માનીશ.

સ્વાર્થદાસ—પ્રિય ભાઈ, મિત્રનું કામ કરવામાં મને ઘણો આનંદ થાય છે, પણ અત્યારે તો મારે ત્રણ કોથળા અનાજ લઈને મિલમાં દળાવવા જવું છે, તેથી લાચાર છું.

પ્રવીણલાલ—પણ, મિલ તો આજે બંધ છે. પાણી નીચું હોવાથી આજે મિલ ચાલી શકશે નહિ એમ મિલના શેઠ, રામજી-શેઠને વાત કરતા હતા.

સ્વાર્થદાસ—જો એમ હશે તો લોટ માટે મારે શહેરમાં જવું પડશે. જો તેમ ન કરૂં તો મારા ઘરમાં ભારે કજીઓ જામે.

પ્રવીણ૦—પણ તે મહેનતમાંથી હું તમને બચાવી શકું તેમ છું. મારા ઘરમાં ઘણો લોટ છે, તેથી તમારી સ્ત્રીને જેટલો લોટ જોઈતો હોય તેટલો ઉછીનો આપવા તૈયાર છું.

સ્વાર્થ૦—મિત્ર, તેને માટે હું આપનો ઉપકાર માનું છું, પણ મારી સ્ત્રી એવી ચેપળી છે કે તેને તમારો લોટ બીલકુલ પસંદ પડશે નહિ.

પ્રવીણ૦—તે ગમે તેવી ચેપવાળી હોય તો પણ તેને તે કોટ પસંદ પડશે એવી મારી ખાત્રી છે, કારણ કે તે કોટ મેં તમારી દુકાનેથીજ લીધો હતો, અને આપ્યો ત્યારે તમે કહેતા હતા કે તે સારામાં સારો કોટ છે.

સ્વાર્થ૦—ખરી વાત. હું સઘળો સારોજ માલ રાખું છું. મિત્રને મદદ કરવા હું હંમેશાં તૈયારજ છું, પણ આજે સવારે ઘોડીએ ઘાસ ખાધું નથી, તેથી તમારો ભાર ઉંચકીને તે ચાલી શકશે નહિ.

પ્રવીણ૦—ફીકર નહિ. હું તેને રસ્તે ખૂબ ચણા ખવડાવીશ.

સ્વાર્થ—ચણા! ચણા તો ઘણા મોંઘા મળે છે.

પ્રવીણ૦—તેની ફીકર નહિ. મારે જરુરનું કામ હોય છે ત્યારે હું પૈસાની દરકાર કરતો નથી.

સ્વાર્થ૦—પણ, આજે રસ્તામાં ઘણો કીચડ થઈ ગયો છે, તેથી મને ડર લાગે છે કે ઘોડી લપસશે તો તમે પડશો અને તમારાં હાડકાં ભાંગી જશે.

પ્રવીણ૦—તે બાબતની તમારે જરાએ ચિંતા કરવી નહિ. લપસણી જગ્યામાં તો શું, પણ ગમે તેવા વિકટ માર્ગમાં પણ તમારી ઘોડી ચાલી શકે તેવી છે એમ તમે પોતેજ મને કહેતા હતા.

સ્વાર્થ૦—મિત્ર, હું તમને અંતઃકરણપૂર્વક મદદ કરવા ઇચ્છું છું, પણ આ સત્ય વાત છે કે મારૂં જીન તદ્દન તૂટી ગયેલું છે.

પ્રવીણ૦—જો એમ હોય તો નશીબદાર; કારણકે મારે ઘેર નવું જીન તૈયાર છે.

સ્વાર્થ૦—પણ તમારૂં જીન મારી ઘોડીને બરાબર થશે નહિ.

પ્રવીણ૦—કેમ નહિ થાય? જો તેમ હશે તો હું મારા પાડોશી ધનજી શેઠનું જીન માગી લાવીશ.

સ્વાર્થ૦—શું ધનજી શેઠનું ? એ બેમાંથી એકે જીન બરાબર થશે નહિ.

પ્રવીણ૦—તેમ થશે તો હું મારા માયાળુ મિત્ર પ્રાણલાલ પાસેથી માગી લાવીશ. તેની પાસે એક ડઝન જીન છે તેમાંથી બરાબર થાય એવું તે શોધી આપશે.

સ્વાર્થ૦—અરે મારા મિત્ર, તમે જાણતા હશો કે હું પાડોશીઓને જેટલી મદદ કરૂં છું તેટલી મદદ બીજો કોઈ ભાગ્યેજ કરતો હશે. હું તમને ખરા જીગરથી કહું છું કે એ પ્રાણી તમારૂંજ સમજવું, અને જ્યારે કામ હોય ત્યારે લઈ જવું; પણ અરેરે, મને હમણાંજ યાદ આવે છે કે તેને નાળ જડેલ નથી તેનું કેમ કરશો ?

પ્રવીણ૦—એમાં કંઈ હરકત નહિ. આટલામાં હરિ લુહાર રહે છે તે જડી આપશે.

સ્વાર્થ૦—અરે, એવા અણઘડ લુહારને તો મારા બકરાંને નાળ જડવાનું કામ પણ સોંપું નહિ. આપણો હીરો લુહાર એ કામમાં બાહોશ અને લાયક છે. તે સિવાય બીજા કોઈને એ કામ સોંપાયજ નહિ.

પ્રવીણ૦—ઠીક, ત્યારે હું તેના ઘર પાસે થઈને જઈશ.

સ્વાર્થ૦—( પોતાના ભાઈને બોલાવીને ) ધૂર્તલાલ, ધૂર્તલાલ, આ આપણા પાડોશી પ્રવીણલાલ આજે ગામ જવા સારૂં આપણી ઘોળી ઘોડી માગે છે. તું જાણે છે કે ગયે અઠવાડીએ તેની પીઠ ઉપર હાથ દોઢ હાથનું મોટું ભાઠું પડેલું છે; ( તેની તરફ આંખની નિશાની કરીને ) પણ મારા ધારવા પ્રમાણે તે હવે ઠીક થઈ ગઈ હશે. તને ખબર છે કે પાડોશીઓના ભલા માટે હું કેટલો તત્પર છું. માટે

આપણી ઘોડી જો કામ લાગે તેવી હોય તો તેમને જરુર આપવી જોઈએ. અરે, હા હા, મારા ભાઈના ચહેરા ઉપરથી પણ જણાય છે કે તે પણ તમારા ઉપર ઉપકાર કરવાને ઘણો ખુશી છે. તમે એમ નહિ સમજતા કે મારી ઘોડી કીમતી છે માટે તે આપવાને હું તમને ઉડાવું છું. જો મારા જેવી સ્થિતિમાં તમે હોત તો તમે પણ મને એવોજ જવાબ આપત. ( ધૂર્તલાલ તરફ જોઈને ) કેમ ધૂર્ત, તું શું કહે છે ?

ધૂર્તલાલ—મોટાભાઈ હું શું કહું ? પાડોશીઓનું ભલું કરવામાં હું પણ કાંઈ તમારાથી ઓછો તત્પર નથી. તમે હાયેક જેટલું બાહું પડયાનું કહ્યું, પણ તેમ નથી. તેની પીઠ પરની ચામડી એટલી બધી છોલાઈ ગઈ છે કે તે ઉપર જીન મૂકી શકાય તેમ નથી. વળી તે સાજી થાય કે તુરત વાડીએથી શાક લઈ આવવા માટે રામા પટેલને હવાલે કરવાનું મેં તેમને વચન આપેલું છે.

સ્વાર્થ૦—વહાલા મિત્ર, તમે સાંભળો છો કે ? આવું આંત્રું નીકળી આવે છે તેને માટે હું અત્યંત દિલગીર છું. મારી ઘોડી ગમે તેટલી કીમતી હોય, તોપણ તમને આપવાને હું કદી ના પાડું નહિ. આવું કારણ વચમાં ઉત્પન્ન થયું તેને માટે હું ઘણોજ દિલગીર ઘણોજ દીલગીર.

પ્રવીણ૦—અરે પ્રિયમિત્ર સ્વાર્થદાસ, હું પણ તમારા જેટલોજ દિલગીર છું. હું ખરી વાત કહું છું કે મને આજે ધનજીશાનો કાગળ છે. તેમાં તે લખે છે કે " જો તમે આજે નહિ આવો, તો કાપેલ ઇમારતી લાકડાં બીજાને આપી દેવામાં આવશે." એ લાકડામાં મને ખાસો ૪૦૦ રૂપીઆનો નફો રહે તેવું છે, અને તેનો અરધો હિસ્સો ૨૦૦ રૂપીઆ થાય તે તમને આપવાનો મારો ઇરાદો હતો.

સ્વાર્થ૦—હેં ! શું કહ્યું ! ૨૦૦ રૂપીઆનો હિસ્સો ! અધધધ !

પ્રવીણ૦—હા, ખરેખર સત્ય કહું છું; પણ જ્યારે તમારી ઘોડી માંદી છે ત્યારે હું મનજી લુવાણાનો કાબરો ઘોડો લઈ જઈશ.

સ્વાર્થ૦—અરે, એ મુડદાલ ઘોડો ! પ્રિયબંધુ, મારી ઘોડી તે તમારીજ છે. ધૂર્તલાલ, અહીં આવ. રામા પટેલને કહેજે કે " તે ઘોડી તમને નહિ મળે, કારણકે તે અમારા ભલા પાડોશી મિત્રે માગી છે; તેમને મારાથી ના પાડી શકાય તેમ નથી.

પ્રવીણ૦—પણ તમે લોટની શી ગોઠવણ કરશો ?

સ્વાર્થ૦—જો તમે એક પખવાડીઉં ઘોડી રાખો, તોપણ તેટલી મુદ્દત સુધી મારી ઓને લોટની હરકત આવે તેમ નથી.

પ્રવીણ૦—બહુ સારૂં. પણ તમારૂં જીન તૂટી ગયું છે તેનું કેમ થશે ?

સ્વાર્થ૦—અરે, એતો હું મારૂં જુનું જીન સમજતો હતો; પણ ત્યાર પછી મેં નવું જીન ખરીદ્યું છે, અને તે તમને વાપરવા માટે આપીશ.

પ્રવીણ૦—તમે તમારા બાહોશ લુહાર હીરાની દુકાને જઈને ઘોડીને નાળ જડાવી આવશો કે કેમ ?

સ્વાર્થ૦—ના ના, ગયે અઠવાડીએ મેં પડોશમાંના હરિ લુહારની દુકાને નાળ જડાવી લીધા છે, અને મારે ન્યાયની ખાતર કહેવું જોઈએ કે તેણે બહુ સારી રીતે નાળ જડ્યા છે, પણ એ વાત હું તદ્દન ભૂલી ગયો હતો.

પ્રવીણ૦—ઠીક, પણ પીઠ ઉપર મોટું બાઠું પડ્યું છે તેનું કેમ થશે ?

સ્વાર્થદાસ૦—એ તો મારા ભાઈ ધૂર્તલાલે રજનું ગજ કર્યું

લાગે છે. હું ખાત્રીથી કહું છું કે તે મારા અંગુઠાના નખથી વધારે મોટું નહોતું, અને હું ચોક્કસ રીતે જાણું છું કે તે ત્યારપછી જરાએ વધ્યું નથી.

પ્રવીણ૦—ત્યારે તેણે આજે ઘાસ ખાધું નથી, માટે થોડું ઘાસ તો ખવડાવો.

સ્વાર્થ૦—ખરેખર, આજે સવારે તે ઘાસ ખાતી નહોતી, કારણકે તેણે અકરાંતિયા થઈને ચંદી બહુ ખાધી હતી. ભલા પાડોશી, ઘોડી તદ્દન સારી હાલતમાં છે, તેથી તે તમને પવન વેગે લઈ જશે. હવે ઘોડી લઈને જાઓ, અને તમારો પ્રવાસ સફળ કરો એમ હું ઇચ્છું છું.

( શ્રીયુત્ પ્રેમચંદ કરમચંદ શાહ ગોંડળ તરફથી મળેલું. )

---

# (૧૯) ધાતુનો સંવાદ.

---

## સ્થળ—ન્યાયાધીશ કચેરી.

ન્યાયાધીશ—અરજદારને પોકાર કરો.

પટાવાળો—અરજદાર હાજર હે ? (ત્રણ વખત).

સિરસ્તેદાર—સોનું, રૂપું, તાંબુ, પિત્તળ, અને લોઢું એ પાંચ અરજદાર છે. તેઓને માહોમાંહે શ્રેષ્ઠપણા માટે ટંટા વારેવારે થાય છે; માટે તેઓમાં સૌથી શ્રેષ્ઠ કોણ તેનો નિર્ણય કરાવવા આપના ન્યાયાસનને અરજ ગુજારે છે.

ન્યાયાધીશ—તમારામાંથી એકેક જણને વારા ફરતી જે કંઈ અરજ કરવાની હોય તે કરો.

સોનું—સાંભળો સાહેબ, મારૂં એમ કહેવું છે કે આ બીજા બધા કરતાં હું બધી રીતે ચડીઆતું છું. રાજ્યનો અને મ્હોટા ઘરનો સ્તમ્ભ હું છું. લોકો મારાં ઘરેણાં ઘડાવી શરીર દીપાવવાને પહેરે છે, કેટલાક દેશોમાં મારાં નાણાં પણ વપરાય છે, અને મોટા રાજાઓ પણ મને ચાહે છે. વળી—

> પૃથ્વી મારી માત છે, પણ નહિ જગ પંકાય,
> તેનો સપુત્ર સોનું હું, જેથી મા પરખાય.
> અનેક રૂપે હું રહું, થઈ જગ રૂપક ભાણુ,
> કહો કાં હું મોટું નહિ, સોનું રૂપ સુજાણુ.

ન્યાયાધીશ—હવે વિશેષ તમારે કાંઈ કહેવું છે ?

સોનું—જી ના, સાહેબ.

ન્યાયાધીશ—હવે રૂપું, તમારે જે અરજ કરવાની હોય તે કરો.

રૂપું—મારે તો ઘણુંજ થોડુંજ બોલવાનું છે, કેમકે મારાથી તમે અગર કોઈ અજાણ્યું નથી. સોનું તો રાજ દરબારે કે પૈસાપાત્રને ત્યાં માન પામે છે, પણ મને તો તેઓ ઉપરાંત ગરીબમાં ગરીબ પણ અત્યાદર આપે છે. સાંભળોઃ—

> રૂપૈયો હું થઈ રહું, તો પછી જય જય કાર.
> રાજવીર આવી નમે, કરે સલામ હજાર,
> માનપાન પામું સદા, રહું પ્રેમથી જગત,
> કહો કાં હું મોટું નહિ, કામ લાગું બહુ વખ્ત.

ન્યાયાધીશ—એથી વધારે તમારી કંઈ અરજ છે ?

રૂપું—જી ના.

ન્યાયાધીશ—તાંબુ, તમારે જે અરજ કરવાની હોય તે કરો.

તાંબુ—મારા વગર તો દુનિયામાં ચાલશેજ કેમ ? લોકોના ઉપયોગ માટે ટીપાઈ ટીપાઈ હું વાસણ બનું છું. સોના રૂપામાં મિશ્રણ માટે મારી જરુર પડે છે. પિત્તળ અને લોઢું મારી આગળ કાંઈ બિસાતમાં નથી. સાંભળોઃ—

અન્ન પકાવી આપું હું, સંતોષું જગ જન,
રાજ કાજ અવસર સમે, થાઉં હું પરસન.
બહુ જગત ઉપયોગી છું, હું જાણો સજ્જન,
કહો કાં હું મોટું નહિ, તાંબુ દુઃખ ભંજન.

ન્યાયાધીશ—( પિત્તળ તરફ જોઈને )—તમારે કંઈ કહેવું છે ?

પિત્તળ—મારે તો અવશ્ય બોલવું પડશે. મારા વગર જમવા ખાવાનો વ્યવહાર કેમ ચાલશે ? વિચાર કરો કે અગ્નિ સેવીને જાત જાતના ઘાટ બનું છું. ત્યારપછી તેમાં ભોજન તૈયાર થાય છે, અને નાત જાતમાં મોટાં કારજો થાય છે વળી તાંબા કરતાં હું વધારે સસ્તું અને ચળકતું છું, જેથી લોકોમાં મારો વધારે વાપર થાય છે. જુઓઃ—

સર્વ સિવાયે ચાલશે, પણ મુજવિણ ન ચલાય.
માનવ સરવે માનશે, પિત્તળ જગ પંકાય.
જે સસ્તું ઉપયોગી છું, વળી વ્હાલું સંસાર,
કહો કાં હું મોટું નહિ, જેનો ખપ ઘરબાર.

લોઢું—છેવટે મારે બોલવાનું રહ્યું. હું તો સોના રૂપા, તાંબા પિત્તળના કાંઈ લેખામાંજ નથી. પણઃ—

દાગીના સોના તણા, ઘડવા લે મુજ હાથ,
મારૂં હું જો માર તો થાય પાંસરૂં સાથ.

રૂપાને પણ પાધરૂં, કરવા હું કરૂં મ્હેલ,
તાંબા પિત્તળને વળી, કરૂં પાંસરા સ્હેલ.

જમીનને ખોદું વળી, તોડું પત્થર ખાણ,
મોટા પહાડ ગરાડને, પાડું પળમાં જાણ.

સર્વ તણો શિક્ષક બનું, જગત લોકનું પેટ,
કહો કાં હું મોટી નહિ, કામ આવું હું ઠેઠ.

ન્યાયાધીશ—તમો બધાએ જે કહ્યું તે મેં સાંભળ્યું. હવે તે ઉપરથી મારો જે છેવટનો નિર્ણય છે તે ધ્યાન દઈ સાંભળો:—

કંચનમાં ગુણ સર્વ છે, રૂપું પણ નહિ નેષ્ઠ,
પિત્તળ તાંબુ પણ ભલું, લોઢું જગમાં શ્રેષ્ઠ.

સર્વ ચીજ કદી હોય નહિ, ચાલે જનને સ્હેજ,
પણ લોઢું બહુ કામનું, ડગ ન ભરાયે કે'જ.

જગજીવનને કારણે લોઢું બહુ ઉપયોગ,
સોના રૂપાથી નહિ, ખોદાએ જમીનોજં.

માટે સરસ અને વળી, બહુ કામની ચીજ,
લોઢા વિણ બીજી નહિ, જે જગજીવન બીજ.

માટે ગુણ ગાઓને સર્વ, મરો નહિ લાવી નિજ ગર્વ,
સોનું રૂપું પિત્તળ સોય, તાંબુ પણ લોઢું મહ હોય.

( શ્રીયુત્ પ્રેમચંદ કરમચંદ શાહ, ગોંડળ તરફથી મળેલું.)

# (૨૦) લોઢું અને સોનું.



( રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે, બી. એ. )

લોઢું—ભાઈ સોના, નવું વર્ષ મુબારક હો!

સોનું—કટાયલા ગુલામ, તારા શેઠની સાથે આમ બોલવાની તું છાતી ચલાવે છે ?

લોઢું—મારા શેઠ, તું કોણ છે તે મને મહેરબાની કરી કહેશે ?

સોનું—તું મને ઓળખતો નથી ?—મને, આખી દુનિયાના દેવને, મણિસમાન પ્રકાશમાનને, શુક્રતુલ્ય સૌન્દર્યવાનને!

લોઢું—બેસ, બેસ, હવે ! જાણી તારી શેખી!

સોનું—સુખ મને વાંછતું નથી ? સૌન્દર્ય મને પૂજતું નથી ? અને જ્ઞાન મારી પાછળ આવતું નથી ?

લોઢું—ખરેખર, સોના સાહેબ, સુખ તારી પાછળ પાછળ ફરે એ ડહાપણ મૂર્ખાઇની પાછળ ફરે તેના જેવું છે. પણ તું ભૂલી ગયો કે તારે લીધેજ સ્નેહી હૃદયોમાં સ્નેહ સુકાઈ જાય છે, પુત્ર પિતાનું ખૂન કરે છે, રાજ્યલોભી નિર્દોષનાં ગળાં કાપે છે, અને દુકાળ અને અન્ધકારથી દેશ છવાઈ જાય છે ?

સોનું—પણ આ બધું તારી મદદથીજ થાય છે કેની ?

લોઢું—મારી મદદ! પાપ કરવામાં તને મારી મદદ! શિવ, શિવ, શિવ,! ગર્વિષ્ઠનું માન ઉતારવામાં, દુષ્ટને દંડવામાં, અને દીનને રક્ષવામાંજ હું તો સજ્જનોને મદદ કરૂં છું.

સોનું—તું તો હાસાનુહાસ છે, પણ હું તો રાજાધિરાજ છું.

લોઢું—હું તને જમીનમાંથી બહાર કાઢું છું તે તને ખબર છે કે ?

સોનું—હું તને ખરીદું છું.

લોઢું—હું ખેતર ખેડું છું, નદી ઓળંગું છું, દુનિયાને વસ્ત્રથી ઢાંકું છું, અને મોટા મહેલો ઉભા કરૂં છું.

સોનું—હું બધાને શણગારૂં છું.

લોઢું—હું જનસમાજને સાંધું છું અને બાતૃભાવ ઉત્પન્ન કરૂં છું, અને તે—

સોનું—મારા તાબામાં રહે છે અને તેને હું વધારે નિકટ સંબન્ધથી જોડું છું.

લોઢું—પાઠશાળાનો પ્રકાશ આખી દુનિયા પર હું પાથરૂં છું અને મારા વગર તું તો પ્રકાશમાંજ આવ્યો ન હત. મારી મારફતેજ તને દુનિયાનું ભાન થાય છે.

સોનું—હવે હું તારી કિંમત બરોબર સમજ્યો; માટે આપણે દોસ્તી બાંધીએ અને સર્વત્ર ગુણની પ્રશંસા કરીએ.*

( ગુજરાત શાળાપત્ર નવેંબર–ડિસેંબર સને ૧૯૧૩ ઉપરથી )

---

* 'Indian education' માંના એક લેખનો અનુવાદ.

# (૨૧) સોય–કાતરનો સંવાદ.

સોય કહે છે—અલી કાતર, તારૂં કામ તે કેવું કહેવાય ? કીનખાબ, અને સાટીન જેવા, અને ઉંચા કપડાના તાકાના પણ તું કકડે કકડા કરી મૂકે છે ! તને આખું ગમતું નથી કે શું ? દોશી વાણીઆ પોતાના ઘરાકને કાપવાળું કપડું આપે તે ઘરાકને કાપવાળું કપડું આપે તે ઘરાક પસંદ કરતું નથી, અને તું તો કપડાના વાંકાને ત્રાંસા અનેક કાપ કરી મૂકે છે, શું ધંધો લઈ બેઠી છે ! જે હોય તેને કાપવું એજ જાણે તારો ધંધો—કેમ ?

કાતર—છે તો છેક નાની સરખી, પણ શેખી કેટલી બધી કરે છે ! અલી સોય ! તું તે શી ગણતીમાં છે ? એક પડીકામાં જ્યાં ત્યાં પડી રહે છે અને સહેજવારમાં તારા કકડા થતાં તને જ્યાં ત્યાં ફેંકી દેવામાં આવે છે તેનું તને ભાન નથી ? ખાલી ડોળ અને આંપવડાઈ કરી બીજાના દોષ કાઢવામાં તત્પર દેખાય છે કે શું ?

સોય—વિચારીને બોલ ! ભલે હું નાની છું પણ મારૂં કામ મોટું છે, તારૂં બગાડી મૂકેલું કામ મારે સુધારવું પડે છે. દરેક પોશાક અને ઉપકારી છે. જો હું ન હોઉં તો જનસમૂહ પોતાના પોશાકથી સભા શોભાવે છે તે થવું પછી અશક્ય થઈ પડે, માટે હું જનસમૂહને ઉપકારી છું, એટલુંજ નહિ, પરંતુ તારે પણ મારો ઉપકાર માનવો ઘટે છે.

કાતર—કોણ કોનું ઉપકારી છે તે કોઈ ત્રાહીત માણસથી નક્કી થશે, પણ તારી તો એક પાઈ જેટલી કિંમત થતી નથી, અને મને તો મોંઘે મૂલે ખરીદવામાં આવે છે. દોશી વાણીઆ, દરજી, હજામ

અને બગીચાના માળી લોકોને પૂછશો તો જણાશે કે કાતર કેટલી ઉપયોગી છે ?

એક મુસાફર આ તકરાર સાંભળતો હતો તે વચમાં બોલી ઉઠયો.

દોહરો.

એકજ કુળમાં ઉપજ્યાં, ધંધો જૂદો હોય;
કાતર કાપે સર્વને, સાંધે સત્વળું સોય. १

મુસાફર—બેનો, શા માટે કજીઓ કરો છો ? કારણુસર કજીઓ થયો હોય, તોપણ ડાહ્યાં માણસો તે તુરત પતાવી દે છે, પણ તમારો કજીઓ તો કારણ વગરનો છે.

જુઓ બેનો.—

તમે બંને એકજ જાતનાં છો, તમારૂં કુળ ઘણા કાળ સુધી ભોંયમાં દટાઈ રહ્યું હતું. તમે સંપીને ચાલો તોજ દુનિયાંને ઉપયોગી છો. તમારા કુળમાં મજબુતાઈ અને સંપ જોઈ દરેક ધંધે તમારી જાતને માન આપ્યું છે. વળી સહનશક્તિ અને ઐક્યના ગુણોથી મિલોમાં અને દુનિયાદારીના લગભગ બધા ધંધાદારીઓમાં તમારો વાપર વધી પડયો છે; તમારી ચાહના આટલી થઈ છે તે તમારા રૂપ રંગ ઉપરથી નહિ, પણ ગુણ ઉપરથી થઈ છે. વળી તમારે એકજ સ્થાનમાં રહેવાનું છે, માટે અમુક નાનું મોટું છે એવો ભેદ રાખ્યા વગર સંપીને રહો અને મિથ્યાભિમાન મૂકી દો; એટલુંજ નહિ પણ દરેક એક બીજાને મદદ આપતાં રહેશો, તો તમારી ચાહના સૌ કોઈ કરશે અને તમે દુનિયામાં વખાણશો. વળી સાંભળો બેનો.

## રાગ કલ્યાણ.

કુસંપ પરહરો, સુસંપ આદરો,
મમત્વને મૂકી, તમે ફરજ અદા કરો.
ઈર્ષાને દ્વેષાદિ કેરૂં, સજ્જડ કાઢો મૂળ;
એકમેકને મદદ કરી, મનમાં થજો મગરૂર. કુસંપ પરહરો. ૧
જુઓ ઝાડ પરમારથ કારણ જાતે વેઠે દુઃખ,
ટાઢ તાપ આદિક વેઠીને, જનને દે છે સુખ. કુસંપ પરહરો. ૨
જો આકાશે સૂર્ય મહત,ને અગણિત તારા ચંદ્ર;
ખભળે કે ખખડે નહિ કદીએ, કેવો દીસે સંપ. કુસંપ પરહરો. ૩

ગી. ક. ભટ્ટ.

સોય કાતર બંને—આવી અમૂલ્ય શિખામણ આપે આપી તે માટે અમો આપનો ઉપકાર માનીએ છીએ.–( એમ કહી સર્વ છૂટાં પડે છે. )

( મિ. ગિરિજાશંકર કરૂણાશંકર ભટ્ટ.
તાલુકા માસ્તર પચ્છે ગામ. )

( ગુ. શા. પત્ર. ૧૯૧૬ માર્ચ પૃષ્ટ. ૧૦૦,૧૦૧ )



# (૨૨) વિદ્યા અને લક્ષ્મીનો સંવાદ.

**વિદ્યા**—બ્હેન લક્ષ્મી, તું આટલો મદ અને અભિમાન શા ઉપર રાખે છે? અને વિદ્વાનોથી વિરક્ત કેમ રહે છે?

**લક્ષ્મી**—જો બ્હેન વિદ્યા, જુદી નજરે જુદું દેખાય. કુલિનતાના આનંદને તું મદ અને અભિમાન કહેતી હોય એમ જણાય છે.

રત્નાકર મહાસાગરની હું દીકરી થાઉં. શંકરના લલાટને શોભાવનાર ચંદ્રમા મારો ભાઈ થાય. ઇચ્છિત સમયે ઇચ્છિત પદાર્થને દેવાવાળી કામદુધા મારી બ્હેન થાય છે. પુરાણ પુરુષ જગત્પતિ વિષ્ણુ સ્વામી છે. મિત્ર (સૂર્ય) પર અનુરાગ રાખનાર કમળ મારૂં સ્થાન છે.

વિદ્વાનોના શબ્દ અને કૃતિ જોઈને મને તેમનાપર પ્રીતિ થતી નથી. તેઓ મારા સગાંઓનો દ્રોહ કરનારા છે. જો અગસ્ત્ય મુનિએ મારા પિતાનું પાન કરી તેને ખારા બનાવ્યા. બૃહસ્પતિએ મારા ભાઈ ચંદ્રને કલંક લગાડયું. વિશ્વામિત્રે બ્હેનને હરી જવા માટે ઘણાએ પછાડા માર્યા. ભૃગુ ઋષિએ વિષ્ણુને લત્તાપ્રહાર કરી નીચું જોણુ કર્યું, અને મહાદેવની પૂજાને નામે મારા નિવાસસ્થાન કમળને વિદ્વાનો હરહંમેશ છેદ કર્યાજ જાય છે, માટે હે વિદ્યા, તારા એ ભકતોથી મારૂં ચાલે ત્યાં સુધી હું છેટેજ ભાગું છું.

**વિદ્યા**—બ્હેન, કુલિનતાનું અભિમાન ધરાવ્યાથી શો લાભ? સગાંના સદ્‌ગુણો ગ્રહણ કરીએ તો કંઈએ ફાયદો.

સમુદ્રની દીકરી થઇને તારામાં સમુદ્રની ગંભીરતા કે સ્થિરતા ક્યાં ? જળમાંથી ઉત્પન્ન થઈને જળની નીચી ગતિ લીધી છે, અને જળના સહવાસથી ધીમાપણું અને ઝટ લપસી જવાપણું ગ્રહણ કર્યું. તારૂં વલણ હલકા ગુણોવાળા તરફ ઝટ વળે; બાકી તો જેને મળે તેને થોડે થોડે મળે, અને જાય ત્યારે એક સામટી લપસી જાય. ચંદ્રની બ્હેનમાં ચંદ્રની શીતળતા કે શાન્તિને બદલે તેની વક્રતા અને કુટિલતા નજરે પડે છે. કામદુધાની બ્હેનમાં સમય અને ઇચ્છા કશાનું ઠેકાણુંજ નહિ.

કુલીન કુંવરી પોતાના હલાહલ અને સુરા જેવા ભાઇબ્હેનને તો ગણાવતી જ નથી. તેમની પાસેથી મેળવેલા અવગુણ—મોહ અને મદ-ની અસર તને પોતાને તો થાય તેમાં નવાઈ નહિ, પણ તારા સ્વામીને પણ તેની અસર થઈ ગઈ છે; નહિ તો તે ભાન ભૂલી જઈ, ઘર જમાઈ થઈ, સર્પની શય્યા કરીને, ઘોર નિદ્રામાં સુમુદ્રમાં પડયા રહે ? ઝેરની બ્હેન કોઈનો પ્રાણ હરી નથી લેતી એટલોજ પાડ; બાકી મૃતપ્રાય તો કરી મુકે છે.

સ્વામીને પણ સમુદ્રમંથન કરાવીને પ્રાપ્ત થઈ છે. તેને પણ પ્રયાસ કરાવ્યામાં બાકી રાખી નથી. તેમની પાસેથી ભક્તવત્સલતા અને સર્વવ્યાપીપણું શીખી લેવાને સ્થાને છળકપટ અને વૈભવવિલાસ શીખી લીધાં છે.

કમળ તારૂં નિવાસ સ્થાન કહે છે, તેમાં પણ સ્થિતિ તો સંધ્યાકાળ સુધી કે વધારે ? આવી ચપળતા તેં ક્યાંથી મેળવી ? હં અં. અઅ ઠીક, ઉચ્ચૈઃશ્રવાની બ્હેન ખરી કેની ?

વિદ્વાનોને તું તારા સગાના દ્રોહી કહે છે ? પણ શૂરવીર, દાતાર ધર્મિષ્ઠ એઓએ તારૂં શું બગાડયું ?

**લક્ષ્મી**—વાચાળપણામાં હું તારી બરાબરી ન કરી શકું; મને તારાજેવું ગોઠવી ગોઠવીને બોલતાં ન આવડે.

શૂરવીર, દાતાર અને ધર્મિષ્ઠ ઉપર મને પોતાને કોઈ રીતે અભાવ છે એવું નથી; પણ તેઓ ક્ષણે ને પળે મારો અનાદર કરી મને વ્હેતી મૂકે છે, એટલે હું તેમને સંગે રહેતાં બ્હીઉં છું.

**વિદ્યા**—બ્હીએ તો ખરીજ તો. તું **જળજંતુ** અને તેઓ **ધીવર.** ધીવરથી જળજંતુ બ્હીએ એમાં આશ્ચર્ય શું ?

**લક્ષ્મી**—હસવાની વાત નથી, બ્હેન. કહે, એઓ મને સંઘરતા કેમ નહિ હોય ?

**વિદ્યા**—ખરીવાત કહું ? ગુસ્સો ન કરીશ. એઓ **ધીવર** એટલે **પરમ બુદ્ધિશાળી** છે; તેથી તેઓને તારા ઝાઝા સહવાસથી વાણી, નેત્ર, શ્રવણેન્દ્રિયમાં જળતા—**જડતા**—આવી જવાની ભીતિ રહે છે.

**લક્ષ્મી**—એમ કેમ હોય ? હું તો ઉલટું એ ઇન્દ્રિયોને સતેજ કરૂં છું. ગુણહીનને પણ પોતાના ગુણનું કથન કરવા માટે વકતૃત્વ આપું છું. રૂપ, સૌન્દર્ય અને નાટક ચેટક તરફ નજર ન રાખી શકનારાને પણ સહૃદય બનાવી સનેત્ર કરૂં છું. પરનિંદા કે શૃંગારીપદો કાનપર ન ધરનારાની કર્ણેન્દ્રિય તીવ્ર બનાવું છું. ન હોય તેને મળે છે, તો હોય તેનાં જાય શી રીતે ?

**વિદ્યા**—તારા પર ભક્તિ વધે, તો દાન પ્રસંગ ઉપસ્થિત થતાં મુગા થવાય. સદસદ્ વિવેકમાં અંધ થવાય. પારકાના કષ્ટ કાપવાની વાતમાં બહેરા થવાય એમ તેઓ માને છે.

**લક્ષ્મી**—અરે બ્હેન, શાણા થઈને ભૂલે છે. હો રૂપ ગુણ

વિના નિરાશ થઈને બેઠેલા પણ મારી કૃપાથી સારાં વસ્ત્રાલંકાર ધારણ કરી-છેલબટાઉ થઈ રૂપાળા અને ગુણવાળામાં ખપે છે. મૂઢ જડ મનુષ્યો પણ મારા પરિચયથી વિદ્વાન્ અને ચતુર ગણાય છે. રૂપ વિનાના પણ મારી ભક્તિથી કુલિનતા પામે છે. અવિકળ ઇન્દ્રિયો અને અખંડિત બુદ્ધિ મારા વિના નિસ્તેજ સમજવી. એ તું કયાં નથી જાણતી?

વિદ્યા—અરે, હું તો બધુંએ જાણું છું.

आलस्यं स्थिरतामुपैति भजते चापल्यमुद्योगिताम्,
मूकत्वं मितभाषितां वितनुते मौढ्यं भवेदार्जवं।
पात्रापात्रविचारणाविरहिता यच्छत्युदागतमताम्
मातर्लक्ष्मि तव प्रसादवशतो दोषा अमो स्युर्गुणाः॥

( અરે, હું તો બધુંએ જાણું છું. ) ( આળસુ માણસ વિચારીને કામ કરનારો ગણાય છે. ઉછાંછળાપણું ઉદ્યોગમાં ગણાય છે. મુગું હોય તોપણ થોડા બોલું કહેવાય છે. મૂર્ખ હોય તો પણ સરલ સીધો ગણાય છે, અને પાત્ર કુપાત્રની પરીક્ષા ન કરે તો વળી ભિન્નભાવ વિનાનો ઉદાર માણસ કહેવાય છે. હે માતા લક્ષ્મી, તારી પ્રસન્નતાથી આવા દોષો પણ ગુણોમાં ગણાય છે. ) માડી, તું તો ભગવત્‌ને પણ એક વખત ભૂલાવે.

લક્ષ્મી—અત્યારસુધી હું તો સમજી નહિ; પણ તું તો મને બનાવતી જાય છે. સામાના અવગુણ જોવામાંજ હોંશિયાર થઈ છે કે શું? વિદ્વાનોની માતા, તું મારૂં કયારે રૂડું બોલી છે કે હવે બોલવાની હતી? પણ બોલ વારૂ, પેટલાદમાં લાડે લાગી હોય ત્યારે પ્રભુ મદદે દોડે છે? કે તારાં પોથાં થોથાં કામ આવે છે? કે મને યાદ કરવી પડે છે? તારાથી ભૂખ ભાગતી હોત તો સુદામા વિદ્વા-

નજ હતા તો! પ્રભુએ પણ પાછલે હાથે મને મોકલી આપી ત્યારેજ તેમનું દારિદ્રય ટળ્યું, હો. તારે વિશ્વાસે આમને આમ કેટલાકને ભૂખ ભેગા કરી દીધા છે?

**વિદ્યા**—મૂર્ખ જેવી વાતો શું કરે છે? મારે હાથે ભૂખ ભેળું કોઈ થાય નહિ. સદ્વિદ્યાવાળાને પોષણની ચિંતા રહે નહિ. પ્રાણીમાત્રનું પેટ ભરવાનો સંતાપ તનેજ આવી પડ્યો લાગે છે. પૃથ્વી, જળ, વાયુ, તેજ, આકાશ, એ તત્ત્વોની સહાયતાથી પોષણ મેળવનારાં તારી રજ જેટલી પણ દરકાર કરતાં નથી. પંચતત્ત્વોને પૂર્ણ શક્તિમાં પ્રવર્તાવનાર પ્રભુએ પોષણનું સાધન તો આગળથીજ તૈયાર કરી રાખ્યું છે. માત્ર સાચા જ્ઞાનની ખામી છે, અને તે તારામાં હોય નહિ તો તારાથી આવે કયાંથી?

**લક્ષ્મી**—પ્રભુને તું પડખામાં લઈશ તો મને અદેખાઈ આવશે હો. પ્રભુ નજરે ન ચઢે એટલા સારૂ તેને સંતાડી રાખું છું; છતાં તારા જેવીઓ કોણ જાણે કયાંથી તેને પહોંચી જાય છે? વારૂ ઠીક, પોષણની ફીકર ટળી; પણ મારા વિના ગાડી, ઘોડા, પેટી, પટારા, મળે ખરા? લાલ લીલા થઈને ફરાય ખરૂં?

**વિદ્યા**—બ્હેન, વિદ્યા અને ઉદ્યોગથી બધુંએ થાય, પણ સદ્વિદ્યાવાળા વૈભવવિલાસના પદાર્થોને ઉપરનો આડંબર ગણી તેની સ્પૃહા કરતા નથી. વિદ્યારસમાં ચંચુ પ્રવેશ કરી પોતાનું મૂલ્ય ઉંચું આંકનારા હલકા મનુષ્યો ડોળડમાકના પવનથી ઉંચકાઈ ઉડવા માંડે છે, પરંતુ અનુભવવિદ્યાથી આસ્તે આસ્તે કે જન્મે પરજન્મે સત્ય જ્ઞાન થતાં ખોટા દમામનાં પડળ આંખ ઉપરથી ખરી પડે છે.

**લક્ષ્મી**—ત્યારે બ્હેન, નવાણુંનો ધક્કો લાગતાં સોની ઇચ્છા સોવાળાને સહસ્રની, સહસ્રવાળાને અયુત નિયુતની, અને એમ રાજ, ચક્રવર્તીપણું અને છેવટ ઇંદ્રપદની ઇચ્છા કરનારા તો તારે મન મૂર્ખજ કે?

**વિદ્યા**—એમજ. અ-યુત ધન તે અધન, એટલે ગરીબાઈ, છે. નિ-યુત ધન તે નિધન, એટલે મોતની નિશાની, છે. મારૂં ધન તો બ્હેન વિદ્યાજ છે. તારા ધનની તો બ્હેન, ભાગીદારો સ્પૃહા કરે છે, ચોર ચોરી જાય છે, રાજાઓ દૂર રહી છળકપટથી હરી લે છે, અગ્નિ ભસ્મ કરે છે, દાટ્યું હોય તો જળ તાણી જાય છે, સંચય કર્યો હોય તો પુત્રો ઉડાવી દે છે, વગેરે હજાર રસ્તે નાશ પામે છે. પણ વિદ્યાધન તો બ્હેન,—

**न चौरहार्यं न च राजहार्यम्**
**न भ्रातृभाज्यं न च भारकारि ।**
**व्यये कृते वर्धत एव नित्यं**
**विद्याधनं सर्वधनप्रधानं ॥**

**લક્ષ્મી**—એ બધું સાચું, પણ એક વિદ્વાન્ અને એક ધનવાન બે જણા સાથે કોઈ સ્થળે ગયા હોય તો પ્રથમ માન કોણ પામે?

**વિદ્યા**—ધનવાન પોતાના દેશમાંજ પૂજાય, પણ વિદ્વાન્ તો સર્વ સ્થળે પૂજાય છે.

**લક્ષ્મી**—ત્યારે મૂર્ખની તો મારા વિના ગતિજ નથી કેની? વિદ્વાન્ તો પોતાનો રસ્તો બધે કરી લેશે; પણ મૂર્ખ ક્યાં જાય? એટલા સારૂ હું મૂર્ખ ઉપર વધારે પ્રીતિ રાખી રહી છું. પણ હવેથી જા, જયાં જયાં-અભ્યાગતને દાન અને માન મળતું હશે-વૃદ્ધ, વડિલ અને ગાયોને પ્રણામ થતા હશે-સત્પુરુષોની શ્રદ્ધાપૂર્વક સેવા થતી હશે-ઉત્સાહથી દરેક શુભ કાર્ય તીવ્રતાથી થતાં હશે-વ્યસનમાં અને દેખાદેખીના ખોટા ખર્ચમાં આસક્તિ નહિ હોય-શૌર્ય, વિદ્યા અને ધર્મપર પ્રીતિ હશે-માતાપિતા અને દેવતાઓનું અર્ચનપૂજન થતું હશે-પશુપક્ષી

વગેરેનું પાલન થતું હશે-લાલચ, લોભ કે સ્વાર્થના ન્યાય અન્યાય કોરે રાખી સત્યનુંજ અવલંબન થતું હશે-ઉપાન કે વસ્ત્રોને બદલે ધાન્યનો સંગ્રહ થતો હશે-સ્ત્રીઓ, છોકરાં અને નોકરો આજ્ઞાકારી અને અનુકૂળપણે વર્તતાં હશે-અને ક્લેશનું નામ પણ નહિ હોય-ત્યાં ત્યાં નિશ્ચળપણે નિવાસ કરીશ.

વિદ્યા—ત્યારે હવે આપણું વેર નષ્ટ થશે.

જ્યાં સત્ય, તપ, દાન, અહિંસા, નમ્રતા, સુશીલતા, વગેરે સદ્ગુણો અને સદ્ધર્મ સાથે સંતોષ હોય છે ત્યાંજ હું પણ પૂર્ણતાથી વસું છું.

નેપથ્યે—આજ સુધી તો ત્યારે તમે બન્ને કોઈ સ્થાને એકત્ર થઈ સ્થિર થયાં નથીને ?

વિદ્યા લક્ષ્મી—ભગવત્ કૃપા હોય ત્યાં થયાં હશું.

लक्ष्मीश्चेन्न सरस्वती तदुभयं यद्यस्ति नोदारता
सा चैतत्त्रितयं भवेच्च कुहचित्पुण्यैरगण्यैरपि ।
सौजन्यं न विजृम्भते तदपि चेन्नास्तेऽवक्लृप्तामतिस्
तत्सर्वं परमेश्वरस्य कृपया त्वय्येव संभाव्यते ॥

( લક્ષ્મી હોય તો વિદ્યા હોતી નથી; એ બન્ને હોય તો ઉદારતા હોતી નથી; અગણિત પુણ્યોને લઈને એ ત્રણે હોય તો સુજનતા હોતી નથી; કદાચ ચારે હોય તો ઉચ્ચ પ્રકારની બુદ્ધિ હોતી નથી; પરંતુ-નામદાર શ્રી—આપનામાં તો એ પાંચે જણાય છે. )

સર્વે—

कल्याणं भवतां यशः प्रसरतां धर्मः सदा वर्धताम्
संपत्तिः प्रथतां प्रजाः प्रणमतां शत्रुक्षयो जायताम् ॥

**वाक्यं संवदतां वपुः प्रभवतां लक्ष्मीपतिः प्रीयताम्**
**आयुस्ते शरदां शतं विजयतां दानाय दीर्घायुषे ॥**

( આપનું કલ્યાણ થાઓ; કીર્તિ ચોતરફ ફેલાઓ; ધર્મ સદા વૃદ્ધિ પામો; સંપત્તિ વિસ્તાર પામો; પ્રજા અનુકૂળ રહો; શત્રુઓનો ક્ષય થાઓ; વાણી, મન અને કાર્યો સાથે, મળતી થાઓ; શરીરશક્તિ વધ્યા કરો; પ્રભુ પ્રસન્ન રહો; અને લાંબો સમય દાન દેવા માટે આપનું આયુષ્ય સો વર્ષનું થાઓ. )

[ શ્રીયુત, **પ્રેમચંદ કરમચંદ શાહ,** તરફથી મળેલું. ]

# ( ૨૩ ) બે લુટારા.

**વસ્તુ**—મહાન અલેકઝાંડરના સમક્ષ થેરેસીઅન લુટારાને, લાવવામાં આવેલ છે. છૂટથી વાત કરવાની ઇચ્છાથી લુટારો કેટલીક વાતચીત કરી સંભાષણથી અલેકઝાંડરને ખાત્રી કરાવે છે. કે તે બન્ને મ્હોટા અને સરખા લુટારા છે.

**દેખાવ**—અલેકઝાંડર પોતાના ભભકામાં લશ્કર સાથે સિંહાસન ઉપર અને એક માણસ ભયંકર ચ્હેરાવાળો હાથે પગે બેડીથી સીકડાયેલો તેની આગળ લાવવામાં આવે છે.

**અલેકઝાંડર**—શું શું તું થરેસીઅન લૂટનાર?
જેના વિષે હું આટલો માહીતગાર?

**લુટારો**—શું હું થરેસીઅન શૂરવીર,

**અલેકઝાંડર**—શૂરવીર!

ચોર, લુટારા, ખુની દેશના સીતમગાર,
હિંમતવાન વખાણું હિંમત પણુ ગુનેહગાર.
ધિક્કારી શિક્ષા કરૂં તુજ ગુનાહની.

લુટારો—કર્યું શું મ્હેં જેથી ફરિયાદ કરો ગુનાહની ?

અલેકઝાંડર—મારી સત્તા ધિક્કારી, પ્રજા શાંતિ ઉકળાવી, જાત મીલકત મારી પ્રજાની નુકસાને નાંખી નથી શું ?

લુટારો—અલેકઝાંડર, હું તારો કેદી છું તેથી તારાં વચન સાંભળવાં અને શિક્ષા માનવી પડશે. પણુ મારો આત્મા અજીત છે. જો જવાબ દઈં તો સ્વતંત્રતાથી દઈશ.

અલેકઝાંડર—છૂટ છે બોલવાની.

કરૂં હું વાત જે સાથે લાભ શક્તિનો તેમાં
દૂર રહે મારાથી ચુપકીદીમાં લેવા,

લુટારો—તો તમારા પ્રશ્ન સામા પ્રશ્ન પૂછીશ.

તમારી જિંદગી તમે કેમ ગાળી ?

અલેકઝાંડર—વીરનર જેમ. પૂછે કીર્તિને સત્ય કહેશે.

શૂરવીર વીરમણી, ભૂપતિમાં ઉચ્ચ મતિ,
વિજેતામાં શક્તિમાન જિંદગી ગુજારી મ્હેં.

લુટારો—અને શું ? કીર્તિ મ્હને નહિ કહે !

તમારી સોનાની શૂરતાથી મહાન
શૂરવીરોમાં વીરમણી મારા સમાન
કોણુ અને કેટલા ?

ધિક્કારૂં આત્મપ્રશંસા પરંતુ જાણો છો આપ પકડતાં મુસ્કેલી ?

અલેકઝાંડર—પરંતુ તોયે શું ? લુટારો તું;

નીચ અપ્રમાણિક લુટારો છું ?

લુટારો—અને વિજેતા શું ?

શું તમે દુર્બુદ્ધિથી શાંતિ અને ઉદ્યોગોનાં પકવ ફળ બગાડવા પૃથ્વીઅટન કર્યું ના ? ભૂમિના ભાગ માટે, અસંતુષ્ટ લોભ માટે, વિના નિયમે વિના ન્યાયે લૂટફાટ, ખૂન કર્યા ના ?

સો જેવી સંખ્યાથી લુટયા પ્રાંતને અમે
લાખ જેવી સંખ્યાથી લુટયા દેશને તમે.
ઝુંપડાં થોડાંઓ આગથી બાળ્યાં અમે
સામ્રાજ્યો, શહેરોને, ખંડેર બનાવ્યાં તમે.
ફેર માત્ર એજ છે રાજા જન્મ્યા તમે
ગરીબ છું હું તેથી મહાન લુટારા તમે.

અલેકઝાંડર—લીધું જો મ્હેં રાજા માફક
દીધું પણ તે માફક.
બદહયાતી કીધી રાજ્યોની તો સ્થાપના કીધી મોટાની.
હુન્નર, વૃદ્ધિ, ફિલોસોફી સ્થાપી મ્હેં તે વિચારવું.

લુટારો—સદ્ધર પાસે મેં લીધું, ગરીબને તે આપ્યું;
અંતક્રૂર માણસોમાં, રાજ્ય મારૂં મ્હેં સ્થાપ્યું.
ફિલસોફી નહિ જાણું પણ જાણું આટલું
ખરાબી જગતની બન્નેએ જે કીધી
તેનો બદલો નહિ અપાય.

અલેકઝાંડર—દૂર થા. લઈ લો જંજીર
અને કરો પરોણાગત ઠીક. ( લુટારો જાય છે, )
અલેકઝાંડર અને લુટારો એક સરખા
જઈને વીચારું પૂર ધ્યાનમાં.

યોજક-કાંતિલાલ સાકરલાલ દેસાઈ. )

# (૨૪) ઉદારતાનો નમુનો.

વસ્તુ—મહારાણા પ્રતાપને ભામાશાની મદદ મળવાથી મેવાડની ભૂમિ ફરી ધમધમાવી શૌર્ય બતાવતાં શહેનશાહ અકબર ઘણો ખુશ થયો અને તેથી રાણાને જાતે મળવાની ઇચ્છા થવાથી શુક્તસિંહ મારફતે તેના મેળાપની ગોઠવણ થઈ છે. કેટલીક આનાકાનીથી શુક્તસિંહ મેળાપ કરાવે છે અને શાહ અકબર મેવાડને નહિ કનડવા અને હિંદુ તેમ મુસલમાન ધર્મમાં ઐક્ય કરવા વચન દે છે અને પોતાની ઉદારતા બતાવે છે.

દેખાવ—શુક્તસિંહના ઉતારાનો એક ભાગ.

પાત્રો:—શુક્તસિંહ તથા અકબર.

શુક્તસિંહ—માનલોભી માનસિંહના કૃત્યનું ફળ આ
લાગ્યો જહાંપનાહને હું દેખાડવા.
સત્યના, શિયળના, ટેકના વડે
પ્રતાપ નામ અમર આ જગતમાં કરે.

અકબર—દેખીને ત્હેના ભાવો ખુશ હું બન્યો છું,
દેખીને તેની રીતો દંગ હું થયો છું.
છું ઉત્સુક મળવાને મેળવ શુક્ત તું રાજને.

શુક્તસિંહ—ધર્મોની તડામારી બન્નેને જુદા કરે
નહિ તો મહારાણો શુભ મિત્ર તે ઠરે.

અકબર—હિન્દુ ને મુસલમાન ભાઈ કેમ બને
તે યત્ન મ્હારો તો સફળ કેમ થશે ?

શુક્તસિંહ—મેળાપ મહારાણાનો રાહ સૂઝાડશે
  શહેનશાહને સૌ સાર બતાવશે.
અકબર—ઉત્કંઠા મળવાની ઘડી ઘડી વધે
  શુકતસિંહ ઢીલ તું કેમ હવે કરે ?
શુક્તસિંહ—હૃદયની શંકાઓ જરા ઢીલ કરે.
અકબર—શંકાસ્થાન થા માં બે તુષમનો નથી હું
  કુરાનને માનનાર કુરાનના કસમ લઉં.
શુક્તસિંહ—સલાહ માનસિંહની લીધા વિના આપથી મળાશે ! ?
અકબર—મ્હારા કામમાં કેમ તેનાથી વચમાં પડાશે ?
શુકતસિંહ—તો સબૂર-ધીરે ધીરે
  આપના નેક કદમ જરા ધીરે ધીરે
  આંખ બંધ કરો. આપ પ્રતાપને જુઓ
  આપનો શત્રુ તે જુઓ પ્હણે ઉભો.
અકબર—નૂરે અલ્લાહી, નૂરે આલમ,
  અહા શું તરે મુખ ઉપર તે
  રાણા સાહેબ,—
પ્રતાપ—( પ્રવેશી )   શહેનશાહ !
અકબર—શહેનશાહ પદે શહેનશાહ બન્યો
  રાણા પદે રાણા બનો
પ્રતાપ—શાહ અકબર, શૌર્યતાના શોખીન,
  ઉદારતાના એક્કા—આપના ચરણથી ભૂમિ આનંદે છે.
  રજપુતોનો ધર્મ છે અતિથિ સંતોષવા
  સંતોષું આપને જેમ યોગ્ય હોય.
  પધારો.

અકબર—હેરત બન્યો વચનથી
હેરાન બનું વર્તનથી
માનસિંહની મુર્ખાઈએ
અધમ દશા આવી છે.
લઉં સોગંદ હું આજે કનડવા નહિ મેવાડને
કરી એ યત્ન એકતાનો મળી આપણુ દોસ્ત બન્ને.
—ટેબ્લો—
( યોજક–કાન્તિલાલ સાકરલાલ દેસાઈ. )

# (૨૫) આંખોનું હ્હેણું.

વસ્તુ—ઇંગ્લંડના રાજા જોનના ભત્રીજા આરથરની આંખો ફોડવા હુબર્ટ નામના પુરુષને મોકલે છે જે પોતાના કડક મિજાજથી કામ પાર પાડવા નિશ્ચય કરી આવેલ છે છતાં કુમારના હ્રદયવેધક શબ્દોથી તે પોતાનો નિશ્ચય ત્યાગે છે. (શેકસપીયર–કિંગ જોન)

હુબર્ટ અને બે નોકર પ્રવેશે છે.

હુબર્ટ—તપાવો ગરમ આ સળીઆ અને રહો અટારીપર
દોડી આવો તમો જ્યારે પછાડું પગ ભૂમિપર.
અને બાંધો બાળકને જુવો મારા સાથેનો
ખુરશીની સાથે, સમાલો, જાવ–અને જુવો.
પહેલો—ઇચ્છું કુશળ કામ આપનું.
હુબર્ટ—દૂર વહેમ વસે–ધ્યાન રાખવું. ( બે જાય છે. )
કુમાર, આવ બ્હાર વાતપર ધર ધ્યાન.
( આરથર પ્રવેશે છે. )

આરથર—ગુડ મોરો હ્યુબર્ટ.

હ્યુબર્ટ—ગુડ મોરો કુમાર.

આરથર—કુમાર! ઉપાધિ કુમારની ખરી!

બની શકે તેટલો કુમાર!

હ્યુબર્ટ છો તમે દિલગીર?

હ્યુબર્ટ—નહિ, નથી હું ગમગીન.

આરથર—વિના મારા નહિ કોઈ હોય ગીરફતાર

એવી મારી ધારણા હતી એવિચાર

છતાં મેં દીઠા ફ્રાન્સમાં ઘણા

રજની શોક ધરતાં કામના વિના.

કસમ ક્રાઇસ્ટના જો હું કેદ બહાર જઉં

ચારી મેંઢાંને સુખનો સ્વાદ લઉં

આનંદ અહીં ગણું ખરો પણ સતાવવા

કાકા યત્ન આદરે.

છે શું હું છું જ્યોફ્રેનો પુત્ર તે મારો ગુન્હો?

નહિજ, ખચીત નહિજ. હ્યુબર્ટ, હ્યુબર્ટ ઇશ્વર પાસે માગું છું ને ઇચ્છું છું જો હોત દીકરો તારો તો તમે મને કેવા પ્રેમથી ચાહત!

હ્યુબર્ટ—(સ્વગત) મરેલી દયા લાગણી રખે તેના વચનથી

નવ જીવે જાગ્રત બને વાત તેની નરમથી.

તુરત બની કરી દઉં કામગીરી માહરી.

આરથર—હ્યુબર્ટ, છે શું શરીર તમારૂં કાંઈ બગડેલું? કેમ દિલગીર જણાઓ છો?

હ્યુબર્ટ ઇચ્છું છું હું કે તમે માંદગીમાં રહો જેથી બતાવી શકું કે તમો મને ચાહો છો તેથી અધિક હું ચાહું છું.

હ્યુબર્ટ—(સ્વગત) હૃદયને જીતતા શબ્દ તેના !
(પ્રકાશ) કુમાર, વાંચ આ લેખ.
(સ્વગત) મસ્તિષ્કનાં મૂખે તોફાનો
        ધિક્કારયુક્ત કર્કશ વિચારો દૂર કરે !
        ટૂંકાણુમાં પતવું. રખે ઠરાવ મારો નારીનૂર
        આંસુથી આંખથી ઝરે.
(પ્રકાશ) વાંચ્યું કે કુમાર ? અક્ષર ઓળખ્યા ?

આરથર—પુરૂં વાંચ્યું. નિર્દય કામ માટે અક્ષર ખુલ્લા છે.
        હ્યુબર્ટ ગરમ સળીઆથી આરથરની આંખ બાળશે !

હ્યુબર્ટ—કુમાર તેમ થશે.

આરથર—અને તમે બાળશો ?

હ્યુબર્ટ—તેમાં સવાલ શો ?

આરથર—એમ હામ ચાલશે ? હ્યુબર્ટ, હ્યુબર્ટ તારૂં જરા શિર
        દુખતાં કુંવરીના વણેલા સરસ રૂમાલને તારા માથાની
        આસપાસ બાંધતાં મને જોયો છે.
        તેવા રૂમાલને મેં તે આગળ તુચ્છ ગણ્યો છે.
        તારા દુઃખને દૂર કરવા આ હાથેથી તારૂં શિર દબાવ્યું છે.
        જેમાં ઘડિઆળની મિનિટો કલાકને જેમ
        નોકરી આપે તેમ નોકરી આપી છે.
        "શું જોઈએ ?" "કાં દિલગીર ?" "કંઈ ઈચ્છા ?"
        વગેરે સવાલોથી તારી નોકરી બજાવી છે.
        ગરીબીમાં જિંદગી ગાળનારને કેટલા
        કેટલી મદદ કરે છે તે વિચાર.
        યાદ રાખ તારો વિશ્વાસુ રહ્યો હતો આ કુમાર.

મારૂં હેત બહારનું-દેખાવનું હતું એમ ભલે ધાર
અને હું તર્કટી રીતે પ્રેમ બતાવતો હતો એમ ભલે ધાર-
મને કહે કે તું મારી આંખો
જેણે કદી પણ ભૂતકાળમાં
તારા સામો ગુસ્સો કર્યો નથી
જે ભવિષ્યકાળમાં તારા સામે ગુસ્સો કરશે નહિ
તે તું ફોડીશ? બોલ.

હુબર્ટ—લોખંડના તપાવેલા સળીઆથી બાળવા
આંખને સોગંદ છે.

આરથર—કળિયુગના પાસ વિના
નહિ તું તેવી હિમ્મત ધરે
સાંભળ તારૂં તપાવેલું લોહું
આંખ આગળ આવતાં
અશ્રુથી પલળતાં
તપ્ત તાપને શોષશે,
દીન જતાં તે મારે માટે અગ્નિ ઉપર રહેવાના
કારણના લીધે ખુબ કાટે સડશે.
હુબર્ટ કદી આકાશથી દેવદૂત ઉતરી મને કહેત
કે હુબર્ટ, મારી આંખ ફોડવા આતુર બનશે
તો હું માનત ના. પણ જ્યારે તારા મુખથી સાંભળું છું
છતાં ઇચ્છું છું કે તું આ લોખંડના સળીઆથી વધુ
હઠીલો નથી.

હુબર્ટ—( પગ પછાડી ) આગળ આવો ( માણસો આવે છે. )
કરો હુકમનું કામ.

આરથર—બચાવ, બચાવ, હ્યુબર્ટ, બચાવ મને.
આ ભયાનક દેખાવવાળા
દુષ્ટ પિશાચી મુખવાળા
મનુષ્યોના આગમને
મારી છતી આંખે આંખ ફૂટી છે.

હ્યુબર્ટ—દો મને તમ સળીઆ
અને બાંધો આને લ્યાં.

આરથર—હ્યુબર્ટ, થા ન તું બહુ ક્રૂર
નહિ પડું નહિ પડું વચ્ચે હું તારા કામમાં
રહીશ સ્થિર હું અહીંજ આરામમાં.
ઇશ્વરના માટે હ્યુબર્ટ મને બંધાવના.
સાંભળ, મારી આ નમ્ર યાચના
દૂર કર આ તારા સાથીઓ
અને હું ઘેટા માફક નમ્ર બની
હાલીશ નહિ, ધ્રૂજીશ નહિ, શબ્દ એક પણ કહીશ નહિ.
નહિ કદી હું ક્રોધથી હું એક શબ્દ કહું.
નિકાસો આ મનુષ્યોને દઈ ક્ષમા દિલથી સાચા
કરાશે કૃત્ય કચરવાનાં તારાથી સામે મારા.

હ્યુબર્ટ—જાવ દૂર થોભો, એકાંત દો.

પાહેલો—ક્રૂર કૃત્યથી દૂર જાતાં સંતોષ મળ્યો.

( બંને જાય છે ).

આરથર—નમ્ર હૃદયી—પરંતુ કઠોર દેખાવમાં,
કાઢ્યો મિત્રને અહીંથી દૂર જવા.

આવવા દો પાછો તેને
સંભળાવે દયાની જિંદગી.

હ્યુબર્ટ—કુમાર, થા તૈયાર આંખ છેદવા.

આરથર—નથી ઉપાય કાંઈ ઉગરવા ?

હ્યુબર્ટ—નહિ આંખ ખોવા સિવાય.

આરથર—અરે પ્રભુ !
હોય જો આનામાં શુદ્ધિ અણુભર ઈશ્વરની
તો ભાગે જરૂર આ વિચાર ક્રૂર અને ઘાતકી.

હ્યુબર્ટ—આ તારૂં વચન? બોલવું બંધ કર.

આરથર—બે આંખોને માટે જીભ આજીજી વદે
તે જીભને નહિ તું ના, ના, ના કહે.
આંખને બદલે જીભ લે
આંખને ટકવા દે.
તારા મુખ જોવાને
નહિ બીજાને માટે.
જો થયા સળીઆ ઠંડાગાર
હવે કેમ થશે તે દુઃખ દેનાર ?

હ્યુબર્ટ—હું તપાવી શકીશ કુમાર.

આરથર—અશક્ય છે તે બનવાનું.
સુખ માટે સર્જેલો દુઃખ માટે વપરાતા,
દિલગીરીમાં આવીને જોયો અગ્નિ બુઝાતાં.
દયાવાન આતશને પવનના ફુંફાટાથી
સહાય દઈ હોલવી રાખ પશ્ચાત્તાપની બનાવી.

હ્યુબર્ટ—પરંતુ મારી ફુંકથી સતેજ બનશે.

આરથર—સતેજ બનશે તને ધિક્કાર આપવા
શરમિંદગી થકી બહાર આવતાં
પાળેલ શ્વાનને કાંઈ ઇચ્છા વિના
લઢાઈમાં મોકલે
પ્રાણહાન જેમ સ્વામીને મળે,
તેમ કેમ ના ગણે? તને આંખને સતાવે?
દયાહીન ગણેલાં જે આગ ને ઓજારો
નકારે છે તારી આજ્ઞા
દયા કેમ તેટલી તને આવે ના?

હ્યુબર્ટ—તારા કાકાના ભવ્ય ભંડારમાંથી
મળનાર નાણાંને ધિક્કારી
તારી આંખ નહિ લઉં—જા જીવ;
પરન્તુ આ ઓજારોની મદદથી
તારી આંખ ફોડવા મેં સપથ લીધા હતા—સોગંદ લીધા હતા તે વિસરીશ.

આરથર—હવેજ તું હ્યુબર્ટ એમ દેખાય છે.
તારા ગુણો આ અગાઉ ઢંકાયેલા હતા.

હ્યુબર્ટ—બસ વધુ નહિ. ખલાસ.
તારા કાકા જાણશે તે જીવન ત્યાગ્યું છે.
આ ચાડીઆઓને બરોબર ખબર દઈશ
ઉંઘ તું નિદ્રામાં સ્વસ્થતા ધારીને
જગતના ધનને માટે હ્યુબર્ટ દુઃખ ના દઈ શકે.

આરથર—પાડ પ્રભુનો,—ઉપકાર હ્યુબર્ટનો.

હ્યુબર્ટ—બસ ચૂપ હવે, ચાલ અંદર તું
લઉં ભારી ભય તુજમાટ હું.

( કાન્તિલાલ સાકરલાલ દેસાઈ. )

# (૨૬) સતી સાવિત્રી અને યમરાજ.

નોંધઃ—અતિપ્રાચીન સમયમાં મદ્ર દેશના રાજા અશ્વપતિએ સાવિત્રી દેવીની આરાધના કરી સંતાન માટે વર માગ્યો. દેવીના વરદાનથી તેને સાવિત્રી નામની પુત્રી થઈ. તે વયમાં આવતાં તેના પિતાએ ઇચ્છિત વર શોધવા માટે તેને દેશ વિદેશ મોકલી. સાલ્વદેશનો અંધ રાજા દ્યુમત્સેન, જેનું રાજ્ય શત્રુ રાજાએ લઈ લીધેલું હોવાથી, તે પોતાની સ્ત્રી અને પોતાના પુત્ર સત્યવાન સહિત વનમાં રહેતો હતો, તેના ગુણવાન પુત્ર સત્યવાનને સાવિત્રીએ પતિ તરીકે પસંદ કરી, પોતાના પિતા પાસે પાછી આવી, બનેલી વાત કહી. નારદ ઋષિએ રાજા અશ્વપતિને કહ્યું કે સત્યવાન એક વર્ષ પછી મરણ પામશે, તેથી કોઈ અન્ય સાથે સાવિત્રીનાં લગ્ન કરવાં યોગ્ય છે. પણ સાવિત્રી તો અડગ રહી સત્યવાનનેજ પરણી. વનમાં પતિ સાથે એક વર્ષ પુરું થવા આવતાં જે દિવસે સત્યવાનનું મૃત્યુ થવાનું હતું તે દિવસ આવી પહોંચતાં સાવિત્રી પણ પોતાના પતિ સાથે વનમાં લાકડાં ફાડવા ગઈ. ત્યાર પછીની ઘટના આ સંવાદમાં વર્ણવેલી છે.

પાત્રો.

સત્યવાન—અંધરાજા દ્યુમત્સેનનો પુત્ર;
સાવિત્રી—તેની પતિવ્રતા સ્ત્રી.
યમરાજ—મૃત્યુદેવ. સમય—પ્રભાત પછીનો.

## વિભાગ ૧ લો.

સ્થળ......વન.

( સાવિત્રી તથા સત્યવાન પ્રવેશ કરે છે. )

સત્યવાનઃ—પ્રિયતમે! આ વન કેવું રમણીય છે? સૌરભ ભર્યાં અનેક પુષ્પથી મહેકતું આ મનોહર વન હૃદયને કેવું આનંદિત કરે છે?

**સાવિત્રી:**—( પતિની પાછળ ચાલતાં મનમાં ) હાય ! સ્વામી ! તમને કયાં ખબર છે કે આજ આનંદનો દિવસ નથી. પણ પરમશોકનો દિવસ છે. આજ મારૂં સૌભાગ્ય નષ્ટ થનાર છે. રે પ્રભુ ! દયા કરજે.

**સત્યવાન:**—શાન્ત કેમ રહી સૌભાગ્યવતી ! માતાપિતાની આજ્ઞા લઈ તું આજ મારી સાથે આવી તો મને કેટલો આનંદ થયો ? પ્રિયા ! તારૂં મોં કરમાયેલું કેમ જણાય છે? ચાલવાથી થાક તો નથી લાગ્યો ?

**સાવિત્રી:**—( સ્હેજ હસતું મોં રાખી ) ના, ના, પતિદેવ ! કંઈ નથી, મને જરાયે થાક લાગ્યો નથી.

**સત્યવાન:**—મંજુવાદિની રમા ! તું અહીં સ્વસ્થ થઈ બેસ. આ પાસેનું વૃક્ષ કાપી લાકડાં ભેગાં કરી લઉં છું. તને કંઈ થાક લાગ્યો હશે તો વિરામ મળશે.

**સાવિત્રી:**—સ્વામી ! આજ લાકડાં ન ફાડો તો ? તમે પણ અહીંજ બેસો ને ?

**સત્યવાન:**—પ્રિયે ! લાકડાં લેવા તો આપણે અહીં આવ્યાંજ છીએ. તું બેસ હું આજ ઝટ ઝટ વૃક્ષને કાપી નાખીશ.

**સાવિત્રી:**—ભલે નાથ ! જેવી આજ્ઞા.

( સાવિત્રી બેસે છે. સત્યવાન કુહાડો લઈ વૃક્ષ કાપવા માંડે છે. થોડીવાર પછી તેનું માથું ફરવા માંડે છે. )

**સત્યવાન:**—પ્રિયે ! મારા માથામાં સ્હેજ વેદના થાય છે; શરીરના અવયવો દુ:ખે છે, મારો જીવ અસ્વસ્થ જણાય છે. આહા ! જાણે માથું ચીરાઈ જતું હોય એવી પીડા થાય છે. સતી ! મારી શક્તિ હરાઈ જતી હોય એમ જણાય છે. મારાથી ઉભાતું નથી.

**સાવિત્રીઃ**—ચિન્તા નહિ નાથ! આપ મારા ખોળામાં સુઈ જાઓ. ( સત્યવાન કુહાડો નાખી દઈ સાવિત્રીના ખોળામાં સુવે છે. સાવિત્રી મનમાં વિચાર કરે છે. ) દેવર્ષિ નારદનાં વચનો ખરાં પડવાનો સમય શું આવી પહોંચ્યો? શું મારા પતિદેવ હમણાં મને તજી જવાના! હાય! વિધિ! મારા સૌભાગ્યસુખનો શું અંત આવશે? રે! રે! તો પછી મારેયે સંસારમાં જીવવું શા કામનું? સહાય કરો, બ્રહ્માંડના દેવતાઓ! સહાય કરો. તમારી પુત્રીનું સાૈભાગ્ય જતું અટકાવો. ( પ્રકટ ) સ્વામી! કેમ છે. હવે? ( સત્યવાન બોલતો નથી. ) શું નહિ બોલો? રે! આવા ચેતનહીન કેમ થઈ ગયા? ( એટલામાં સામે નજર કરતાં **યમરાજ** ઉભેલા જુએ છે. ) દેવેશ! આપ કોણ છો? શ્યામ શરીર, લાલ નેત્રો અને હાથમાં આ મહાદંડ તથા પાશ લઈ આપ શા અર્થે અહીં પધાર્યા છો? દેવ! આપને આ પુત્રીના પ્રણામ છે.

**યમરાજઃ**—સાવિત્રી? હું કોણ છું તે માનવીઓને હું કદાપિ જણાવતો નથી, પરંતુ તારી પતિભક્તિ અને તારાં કઠીન વ્રત તેમજ તપથી હું તને માનવીઓથી સ્હેજ અધિક ગણું છું, તેથી હું જણાવું છું કે હું "**યમરાજ**" છું.

**સાવિત્રીઃ**—યમરાજ?

**યમરાજઃ**—હા, સાવિત્રી!

**સાવિત્રીઃ**—અહીં આવવાનું પ્રયોજન દેવેશ?

**યમરાજઃ**—પ્રયોજન એજ કે તારા સ્વામી સત્યવાનનું આયુષ્ય પુરૂં થઈ ગયું છે, તેથી તેના દેહમાંથી તેના આત્માને લઈ જવા હું આવ્યો છું.

**સાવિત્રીઃ**—દેવ! સર્વ સ્થળે મનુષ્યોના દેહમાંથી આત્મા

લઈ લેવા આપજ જાઓ છો શું ?

**યમરાજ:**—ના સાવિત્રી! અન્ય સ્થળે તો મારા દૂતોજ પ્રાણહરણ કરવા જાય છે, પણ પુત્રી! તારા સમી મહાપતિવ્રતાના ખોળામાં સૂતેલા તારા પતિના પ્રાણ હરી લેવાની મારા દૂતોમાં શક્તિ નથી; તેથી હું જાતે અહીં આવ્યો છું.

( એમ કહી યમરાજ સત્યવાનની કાયામાંથી પ્રાણને ખેંચી પોતાની સાથે આણેલા પાશથી બાંધે છે અને જવાને તત્પર થાય છે. )

**સાવિત્રી:**—મૃત્યુદેવ, દયા કરો. મારા સ્વામી મને પાછા આપો.

**યમરાજ:**—ચિન્તાતુર ન થા પુત્રી ! તારા સ્વામીએ સંસારમાં સદાકાળ પોતાના કર્તવ્યનું પાલન કીધું છે, તેથી તેનો આત્મા સ્વર્ગમાંજ જશે. તું અસંભવિત માગણી શા માટે કરે છે? તારા પતિના સદ્‌ગુણોનું સ્મરણ કર તેમજ સાસુસસરાની સેવા કરી તારૂં બાકીનું આયુષ્ય વિતાડ. જા પુત્રી !

( એમ કહી યમરાજ ચાલવા માંડે છે. )

**સાવિત્રી:**—( યમરાજની પાછળ જતાં ) એટલી દયા ન કરો યમદેવ !

**યમરાજ:**—સાવિત્રી! મિથ્યા પ્રયત્ન કરવાથી શો લાભ! તારા કહેવા પ્રમાણે જો હું અને મારા દૂતો દયા કર્યા કરીએ તો આ સંસારમાં કોઈ મનુષ્ય મરેજ નહિ. તું તો સમજુ છે સાવિત્રી ! જા પાછી ફર અને તારા પતિની મરણક્રિયા કર.

**સાવિત્રી:**—દેવ ! આપ સ્વયં ધર્મરાજા છો, તો મને ધર્મથી ચલિત થવાની સલાહ કેમ આપો છો ?

**યમરાજ:**—ધર્મથી ચલિત થવાની !

**સાવિત્રી:**—હા દેવ, ધર્મથી ચલિત થવાની જ્યાં મારા પતિ

જાય ત્યાં મારે જવું એ મારો ધર્મ નથી શું ? તમે કેમ ભુલો છો ધર્મરાજ ? કે મેં આ સંસારમાં સર્વ કાળ મારા વડીલોની સેવા કીધી છે, મારા પતિમાં મારો અખંડ પ્રેમ રોપ્યો છે અને તેમના સુખ અને દીર્ઘાયુષ્ય માટે અનેક કઠીન વ્રતો કીધાં છે, તો મારા એ કર્મોના પુણ્યસંચયથી મને આપ પાછળ આવતી અટકાવી શકશો નહિ.

**યમરાજ:**—( વિચાર કરીને ) સતી ! તારાં પુણ્યકર્મોએ તને એ બળ અપાવ્યું છે ખરૂં, પણ મારી પાછળ આવવાથી શો ફાયદો થનાર છે ?

**સાવિત્રી:**—ન પૂછો. ન પૂછો યમરાજ ! ફાયદો ન પૂછો. પતિનો સહવાસ એ અનુપમ સુખ છે. બસ હું તો પાછળ આવીશજ. તમે જયાં મારા સ્વામીને લઈ જશો ત્યાં હું યે જઈશ. જેની સાથે સાત પગલાં ચાલ્યા હોય તેને મહાત્મા પુરુષો મિત્ર ગણે છે, તો હું આપને મિત્ર રૂપ ગણી વિનંતી કરું છું. દેવ ! કે મને મારા ધર્મથી ડગાવવા યત્ન ન કરશો. મારી સ્વામીભક્તિનો પ્રકાશ લેશમાત્ર પણ ઝંખો કરી નાખવાની કૃપા કરી મને સલાહ ન આપશો. મૃત્યુદેવ ! આ સંસારમાં " ધર્મ " એજ સર્વસ્વ છે. ધર્મ વડેજ સર્વ પ્રાપ્ત થાય છે. મને મારા પ્રાણનાથ આપો. તેમની સહચારિણી બની હું ગૃહસ્થાશ્રમમાંનો મારો ધર્મ પૂર્ણ કરીશ. મારા સ્વામીનાથને હરી લઈ મને ધર્મભંગ ન કરો.

**યમરાજ:**—સાવિત્રી ! તારાં સત્ય જ્ઞાન અને શુદ્ધ વાણીથી હું ખરેખર પ્રસન્ન થયો છું. માગ પુત્રી ! તારા પતિના જીવતદાન સિવાય બીજું જે કંઈ વરદાન તારે માગવું હોય તે માગ. હું તને તે આપીશ.

**સાવિત્રી:**—( મનમાં ) યમદેવ! પતિના આયુષ્ય સિવાય બીજું માગવાનું કહે છે તે માગું ? હા, તેમાં શો વાંધો છે ? તેથી મારી પતિભકિત જરા પણ ઓછી થવાની નથી ( પ્રકટ ) અરે ધર્મરાજ ! જો આપ પ્રસન્ન થઈ વરદાનજ આપતા હો તો આપો કે મારા સસરા જે અંધ છે તે દેખતા થાય અને સૂર્યસમા તેજવાન થાય.

**યમરાજ:**—જા પુત્રી ! તારા સસરા આ ક્ષણથી દેખતા થશે, એ મારૂં વરદાન છે તું ઘણી થાકી ગઈ હોય તેમ જણાય છે, માટે હવે પાછી વળ.

( યમરાજ જાય છે. સાવિત્રી પાછી ન ફરતાં તેની પાછળજ જાય છે. )

## વિભાગ ૨ જો.

સ્થળ:—ગાઢ ભયંકર વન.

( યમરાજ પ્રવેશ કરે છે. સાવિત્રી પાછળ પાછળ આવે છે. )

**યમરાજ:**—પુત્રી ! હજી માનતી નથી ? આવી હઠીલી કેમ થઈ ? જા દીકરી ! જા. ખોટી મહેનત શા માટે કરે છે ? (મનમાં) આ વનમાં ભયંકર આગ ઉત્પન્ન કરું એટલે સાવિત્રી આપોઆપ જશે, એ વિના એ જવાની નથી.

( વનમાં ભયંકર જવાળાઓ પ્રકટે છે. સાવિત્રી તેથી ન ડરતાં યમરાજની પાસેથી ખસતીજ નથી, તેની પતિભકિતના બળથી તેને કશી આંચ આવતી નથી. )

**સાવિત્રી:**—યમરાજ ! સતી નારી પાસે અગ્નિ શો વિસાતમાં? જેને તમે ભયંકર અગ્નિ ગણો છો તે મારે મન શીતલ જલ

સમાન છે. મને તે પ્રજાળશે નહિ, પણ ઠારશે. મારી અખંડ સ્વામીભક્તિ કોઈપણ પ્રકારના ભયમાંથી મારૂં રક્ષણ કરશે.

**યમરાજ:**—(મનમાં) સાવિત્રીને અગ્નિજવાળા પણ કંઈ ન કરી શકી, ખરેખર, સતીનો પ્રભાવ મહાન છે, તેની સહાયે ભગવાન છે. લાવ, ત્યારે અગ્નિ હોલવી નાખું.

( અગ્નિ હોલવાઈ જાય છે. )

પુત્રી સાવિત્રી! જો અતિશય ચાલવાના શ્રમથી તારૂં મોં કેવું નિસ્તેજ થયું છે? જણાય છે કે, વધારે ચાલીશ તો થોડી વારમાં તું બેશુદ્ધ થઈ જઈશ, માટે હવે પાછી જા.

**સાવિત્રી:**—યમદેવ! પતિની પાછળ આવતાં મને થાક લાગતોજ નથી. જ્યાં પતિ ત્યાં હું. જ્યાં તે હોય ત્યાંજ મારી ગતિ. હું તો આવીશ દેવ! જ્યાં જ્યાં મારા પતિ જશે ત્યાં ત્યાં હું આવીશ. વળી આપ જેવા સત્પુરુષનો સમાગમ કંઈક ફળ આપશેજ એવી મારી ખાત્રી છે, તેથી હું પાછી તો નથીજ જનાર.

**યમરાજ:**—સાવિત્રી! તારી વાણી ખરેખર ધર્મથી પરિપૂર્ણ અને મીઠી છે. તારાં આ સર્વ વચનોએ મારા હૃદય પર ઉંડી અસર કરી છે. માગ, માગ, તારા પતિના જીવન સિવાય જે કંઈ માગવું હોય તે માગ. હું તે અર્પીશ.

**સાવિત્રી:**—રાજ? મારા સસરાના શત્રુએ તેમનું રાજ્ય લઈ લીધું છે. શત્રુ રાજાના જુલમથી પોતાની પ્રજા પીડાતી હશે એ વિચાર તેમના મનમાં સર્વદા સાલ્યા કરે છે, તો એટલું આપો કે તેમને ગયેલું રાજ્ય પાછું મળે, અને તેઓ ધર્મથી રાજ ચલાવી પ્રજાને સુખી કરે.

**યમરાજ:**—જા કલ્યાણી! તારી આ મનોકામના પરિપૂર્ણ

થશે, સત્વરજ તારા સસરાને તેમનું રાજ્ય પાછું મળશે, અને તેઓ ધર્મથી પ્રજાને પાળશે. હવે તો સંતોષ થયો સતી ? હવે જા, તારાં સાસુસસરા સમીપે જા, અને તારૂં કર્તવ્ય આચર, હવે પાછળ ન આવીશ પુત્રી.

( યમરાજ જાય છે. સાવિત્રી તેનો કેડો ન મુકતાં તેની પાછળજ જાય છે. )

## વિભાગ ૩ જો.

**સ્થળઃ**—પર્વત ઉપરનો અગ્નિકુંડ.

( પર્વત પર ચઢતા યમરાજ આવે છે; સાવિત્રી તેની પાછળ પાછળ ચઢે છે. )

**યમરાજઃ**—દીકરી સાવિત્રી ! હવે તો માન. તારી પતિભક્તિ મેં જાણી, સ્વર્ગમાં જઈ હું પોતે તારી પતિભક્તિનો મહિમા દેવો સન્મુખ ગાઈશ. હવે તું જા, તારાં સાસુસસરો તારી વાટ જોતાં હશે.

**સાવિત્રીઃ**—ધર્મરાજ ! પતિ વિના જઈ હું શું કરું ? હું તમારી સાથેજ આવ્યા કરીશ; મને એમાંજ આનંદ છે.

**યમરાજઃ**—પુત્રી ! પણ હવે તું આવી શકે એમ નથી. ધગધગતી જ્વાળાવાળો આ ભયંકર અગ્નિકુંડ ઓળંગી તારાથી આગળ જવાશે નહિ. પાછી વળ, હું તો આ ચાલ્યો.

( યમરાજ અગ્નિકુંડ ઓળંગી સામી બાજુએ જાય છે. )

**સાવિત્રીઃ**—હે મહાકૃપાળુ ભગવાન ! જો મેં મારૂં હૃદય પતિભક્તિથી નિરંતર શુદ્ધ રાખ્યું હોય અને મારી સ્વામીભક્તિમાં એક પણ કલંક ન આવ્યું હોય તો આ અગ્નિકુંડ હું નિર્વિઘ્ને ઓળંગી જાઉં એવી શક્તિ મને અર્પો.

( અગ્નિકુંડમાં ઝંપલાવે છે અને તે નિર્વિઘ્ને ઓળંગી સામી બાજુએ આવી યમરાજ સન્મુખ ઉભી રહે છે. યમરાજ સ્તબ્ધ બની જોયાજ કરે છે. )

**યમરાજઃ**—સાવિત્રી તારી પતિભક્તિએ ખરેખર તને અતુલ શક્તિ અર્પી છે, પણ દીકરી ! આ કુંડ ઓળંગે તોયે શું અને ન ઓળંગે તો એ શું ? ઓળંગીનેયે હવે તું શું કરવાની છે ?

**સાવિત્રીઃ**—દેવેશ ! કર્મ પ્રમાણે આ જગતમાં સર્વ મનુષ્યોને સુખદુઃખ મળે છે અને મનુષ્યની ઇચ્છાઓ સફળ કે નિષ્ફળ થયા કરે છે. તમે ધર્મરાજ એટલે ધર્મનું શાસન કરનારા કહેવાઓ છો તો દયા એ આપનો મુખ્ય ધર્મ છે, જેથી મારી મનોકામના પૂર્ણ ન કરો દેવ ?

**યમરાજઃ**—સતી ! કોણ જાણે શાથી તારાં વચનો મારા હૃદયમાં અપૂર્વ સંતોષ ઉત્પન્ન કરે છે. જા પુત્રી, હજી એક વાર માગી લે, તારા સ્વામીના આયુષ્ય સિવાય બીજું જે કાંઈ જોઈએ તે માગી લે અને સંતોષ પામ.

**સાવિત્રીઃ**—દેવમૂર્તિ ! આપને સ્મરણમાં તો હશેજ કે મારા પિતાએ સંતાન પ્રાપ્તિ માટે સાવિત્રી દેવીની આરાધના કરી હતી.

**યમરાજઃ**—હા પુત્રી ! મને સ્મરણમાં છે.

**સાવિત્રીઃ**—દેવીએ પુત્ર ન આપ્યો, પણ પુત્રી આપી. મારાં પિતા અને માતા હજી યે પુત્ર માટે તલસ્યાં કરે છે. આપો. દેવ ! આપો, તેમને એકસો તેજસ્વી પુત્ર આપો જેથી મારાં માતપિતાનાં હૃદયો ઠરે અને તેમનું વંશવૃક્ષ નિરંતર વૃદ્ધિ પામતું રહે, તેમજ હું ભાઈ વગરની બ્હેન કહેવાતી મટી જાઉં.

**યમરાજઃ**—તથાસ્તુ ! પુત્રી તું સો પ્રભાવશાળી ભાઈની બ્હેન થઈશ. હવે તો થયું ? હવે જા અને તારૂં શેષ આયુષ્ય સત્કાર્યોમાં વિતાડ.

( યમરાજ જાય છે. સાવિત્રી હજી પણ પાછળ જાય છે. )

---

## વિભાગ ૪ થો.

**સ્થળ:**—સ્વર્ગદ્વાર.

( સ્વર્ગના દૂતો રક્ષણ માટે ચોકી કરતા ફરે છે, તેટલામાં યમરાજ અને તેની પાછળ પાછળ સાવિત્રી આવે છે.

**યમરાજ:**—રે હઠીલી ! હવે તું મારો કેડો છોડ હવે રખે તું આશા રાખતી કે આ સ્વર્ગના દૂતો તને અંદર દાખલ થવા દેશે. હવે જા, તારા પતિના આત્માને આ દૈવી સ્થાનમાં મૂકી આવી હું સુખી કરીશ.

**સાવિત્રી:**—ભગવાન્ સ્વામીજ મારૂં સર્વસ્વ છે. મારૂં મન સ્વામીથી દૂર નથી, આપ એને સ્વર્ગમાં લઈ જાઓ કે ગમે ત્યાં લઈ જાઓ. હું તો તેની સાથેજ રહીશ.

**યમરાજ:**—પુત્રી ! તારી પતિભક્તિ અખંડ છે, છતાં હું નિરુપાય છું કે તારા સ્વામીનો પ્રાણ હું તને પાછો આપી શકતો નથી. પરમાત્માએ મને જે કર્તવ્ય પૂર્ણ કરવાનું સોપ્યું છે તેમાં હું પક્ષપાત કરી શકતો નથી. હવે ઘણું થયું, તું જા, તારાં સાસુસસરો આશ્રમમાં તારી રાહ જુએ છે.

**સાવિત્રીઃ**—દેવ ! આપ વિવસ્વત્ સૂર્યના પુત્ર છો, આપ ધર્મ પ્રમાણે આ સકલ સૃષ્ટિને શાસન કરો છો. આપના ધર્મિષ્ઠપ-

ણામાં મનુષ્યોને પુરેપુરો વિશ્વાસ રહે છે, તો ભગવન્! મેં આપનામાં વિશ્વાસ રાખ્યો છે તે શું પૂર્ણ નહિ થાય ?

**યમરાજઃ**—કલ્યાણી ! પતિભક્તિથી ઉત્પન્ન થયેલી જેવી પવિત્ર મહાશક્તિ તારા હૃદયમાં છે, તેવીજ કોઈક અનુપમ શક્તિ તારી નિર્મળ વાણીમાં જણાય છે. પુનઃ માગી લે પુત્રી ! પુનઃ એકવાર વરદાન માગી લે, પણ સ્મરણમાં રાખજે કે હવે હું તને એકે વધુ વરદાન આપવા ઇચ્છતો નથી તેમજ મારી પાછળ આ દિવ્ય સ્થાનમાં તને પ્રવેશ કરવા દેવાની પણ મારી મરજી નથી. આ શેષ વરદાન સમજજે. માગી લે, સત્વર માગી લે. મને વિલંબ થાય છે.

**સાવિત્રી;**—( વિચાર કરીને ) મૃત્યદેવ ! જો આપ ખરેખરા પ્રસન્ન થયા હો તો મને એક મહાપ્રતાપી પુત્ર થાય એ વરદાન આપો.

**યમરાજઃ**—તથાસ્તુ, જા એમજ થશે. હવે જા પુત્રી ! હું આ દિવ્ય ભૂમિમાં તારા પતિના આત્માને મૂકવા જાઉં છું. ( ચાલવા માંડે છે. )

**સાવિત્રીઃ**—ઉભા રહો, દેવ! ઉભા રહો, ક્યાં જાઓ છો ?

**યમરાજઃ**—ના સાવિત્રી! હવે હું ઉભો રહી શકીશ નહિ. તું જબરી હઠીલી છે. કાંઈ કાલું ઘેલું બોલી મારી પાસેથી વળી કાંઇક માગી લેવાની મરજી રાખતી હઈશ.

**સાવિત્રીઃ**—ના દેવ! ના, પણ મને એક વાતનો ઉત્તર દેતા જાઓ એટલે બસ.

**યમરાજઃ**—શી વાતનો?

**સાવિત્રીઃ**—ભગવાન્! સંસાર જેને "ધર્મરાજ" ને નામે ઓળખે છે તે આપજ છો શું ?

**યમરાજ:**—(હસીને) તેમાં વળી શંકા શી ? પુત્રી ! તારા જેવી સતી સ્ત્રી એવો પ્રશ્ન કરે એ નવાઈ જેવું છે. એવો પ્રશ્ન કેમ પૂછવો પડયો સાવિત્રી ?

**સાવિત્રી:**—એટલા માટે કે આપ ધર્મરાજ થઈ બીજાઓને અધર્મ કરવાની સલાહ આપ્યા કરો છો.

**યમરાજ:**—અધર્મ ? કેવી અસંભવિત વાત ? સાવિત્રી ! હું એવી સલાહ કોઈ કાળે આપું ?

**સાવિત્રી:**—મનેજ હમણાં આપીને ભગવન્ !

**યમરાજ:**—તને ?

**સાવિત્રી:**—હા મને. એ સલાહ આપી મને પાંચમું વરદાન આપવા માટે પણ તમે તમારી મેળેજ બંધાઈ ગયા.

**યમરાજ:**—આ તું શું કહે છે સાવિત્રી ? લાંબી વાત ન કર. જે હોય તે કહી દે. મને જવાની વાર થાય છે. હું નવરો નથી.

**સાવિત્રી:**—દેવ ! તમેજ મને હમણાં વર આપ્યો ને કે હું સો પ્રતાપી પુત્રની માતા થાઉં ?

**યમરાજ:**—હા.

**સાવિત્રી:**—પણ પતિને પુનઃ મેળવ્યા વિના કે અધર્મને માર્ગે ગયા વિના શું મને કદાપિ પણ પુત્રની પ્રાપ્તિ થઈ શકે છે ? શું તમે મને અધર્મને માર્ગે જવાનું કહેશો પિતારૂપ યમરાજ ?

**યમરાજ:**—કદી નહિ પુત્રી !

**સાવિત્રી:**—તો મારા પતિનો પ્રાણ આપી દો મને પાછો. એજ મારૂં પાંચમું વરદાન ગણી લ્યો. આપ્યા વિના આપને છુટકો નથી. આપ પોતાની મેળેજ વચનથી બંધાઈ ગયા છો.

**યમરાજ**:—( જીભ કચડીને ) ના...રાયણ, ના...રાયણ, મને તો એ સ્મરણમાંજ ન રહ્યું જવાની ઉતાવળમાં તેં જે વરદાન માગ્યું તે આપી દીધું, હવે શું કરું ? નિરુપાય, હવે તારા પતિનો પ્રાણ પાછો આપ્યા વિના છુટકો નથી. સાવિત્રી! મહાશક્તિશાલિની સાવિત્રી! તારા જેવી મહાસતી શું ન કરી શકે ? સ્વય નારાયણ પણ તને નમતું દઈ દ્યે, તો હું શા લેખામાં? સાવિત્રી ! સાવિત્રી ! દેવીરૂપ સન્નારી ! તારી શક્તિ કેટલી છે તેનો તોલ મારાથા થઈ શકે એમ નથી. મેં તારી ઘણી પરીક્ષા કરી, તને ઘણી સમજાવી, પણ પતિભક્તિમાં તું અડગજ રહી. આવ, દેવી ! આવ, આ દિવ્ય ભૂમિમાં પ્રવેશ કર અને તારા પદની પરમ પવિત્ર અને પુનિત રેણુથા એ ભૂમિને પાવન કર. આવ પુત્રી !

( બંને સ્વર્ગમાં પ્રવેશ કરે છે. )

## વિભાગ ૫ મો.

સ્થળ.........સ્વર્ગની દિવ્ય ભૂમિ.

( સાવિત્રી અને યમરાજ પ્રવેશ કરે છે. )

**યમરાજ**:—જો પુત્રી ! સંસાર જેને સ્વર્ગને નામે ઓળખે છે તે આ ભૂમિ. આ ભૂમિ મહાપવિત્ર ગણાય છે, પણ હું માનું છું કે ખરેખરી પવિત્ર તો તે આજેજ તારા ચરણની ધૂળથી થઈ છે. સાવિત્રી! સાવિત્રી ! તું અન્ય કોઈ નહિ, પણ સ્વયં સાવિત્રી દેવીનો અવતાર છે. મહાદેવી ! જગતની સર્વથી શ્રેષ્ઠ શક્તિ! તને મારા વારંવાર પ્રણામ છે. ( પ્રણામ કરે છે. )

**સાવિત્રી**:—ધર્મદેવ ! આપની કૃપાથીજ મને સર્વ પ્રાપ્ત થયું છે, તો મને આપ શા માટે પ્રણામ કરો છો?

**યમરાજ:**—નહિ સાવિત્રી! તું સર્વથા પ્રણામ કરવા યોગ્ય છે. જો, જો, તારા પ્રભાવથી આ ભૂમિ આજ વિશેષ શોભાયમાન અને પ્રકાશવંતી દેખાય છે. સાવિત્રી! સાવિત્રી! બ્રહ્માંડમાં જ્યાં સુધી સૂર્ય અને ચન્દ્ર ઝગહળશે ત્યાંસુધી તારૂં નામ સમસ્ત સંસારમાં ગવાતું રહેશે. ભારતની સ્ત્રીઓ તારા પુનિત નામનું સ્મરણ કરી કરીને ધર્મને માર્ગે વળતાં શીખશે. સકલ સંસારના મનુષ્યો તારી આ શક્તિની પ્રશંસા કરશે. યુગે યુગે તારૂં નામ એક સરખું પ્રકાશ-વંત રહેશે. ગૃહે ગૃહે તારી પતિભક્તિની પવિત્ર જ્યોતિ ઝગહળતી રહેશે. ખંડે ખંડે અને દેશે દેશે તારા આ અપૂર્વ કામની ગાથા ગ-વાતી રહેશે. આજ તેં ભારતવર્ષની સ્ત્રીઓનું ગૌરવ પરાકાષ્ટાએ પહોં-ચાડ્યું છે. ભારતના ઇતિહાસમાં તારો સ્ત્રીધર્મ અને તારૂં કર્ત્તવ્યપાલન સુવર્ણાક્ષરે લખાઈ રહેશે સાવિત્રી!

**સાવિત્રી:**—દેવ! પ્રશંસા ન કરો, હું માત્ર પામર પ્રાણી છું. પણ મને સંતોષ માત્ર એટલોજ છે કે આ સંસારમાં મેં સદાકાળ મારૂં કર્ત્તવ્ય પરિપૂર્ણ કીધું છે. અને પરિણામે આપની કૃપાનો પ્રસાદ પ્રાપ્ત કરી મારા પતિદેવને પુનઃ પ્રાપ્ત કરવા શક્તિવાન થઇછું.

**યમરાજ:**—સાવિત્રી! આજનો દિવસ અતિપવિત્ર છે. આજ જ્યેષ્ઠ માસની કૃષ્ણ ચતુર્દશી છે. આજ ગૌરવપૂર્ણ દિવસ ભારતની સ્ત્રીઓ માટે પરમ પુણ્યભર્યો ગણાશે. પ્રતિવર્ષે આજની તિથિએ જે સ્ત્રીઓ તારે નામે વ્રત કરશે. તે પોતાના પતિના સુખ અને દીર્ઘાયુષ્યમાં વધારો કરશે. મારા હૃદયનો ઉમળકો આ વરદાન મારી પાસે ઉચ્ચરાવે છે. આ લે પુત્રી! તારા પતિના પ્રાણને પાશમાંથી મુક્ત કરૂં છું. તું જા, જે સ્થળે તારા પતિનું શરીર પડ્યું છે તે સ્થળે

જા; ત્યાં જઈ તું તારો હાથ લગાડીશ કે તરતજ તે નિર્જીવ દેહમાં પ્રાણનો પ્રવેશ થશે, અને તારો પતિ તને મળશે.

**સાવિત્રીઃ**—પ્રણામ ધર્મરાજ! પ્રણામ. આપનો સદા જય થાઓ.

( સાવિત્રી જાય છે. )

( લખનાર, **ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.** )

---

# (૨૭) શુદ્ધિ મહિમા.

---

( **સ્થળ**—અમદાવાદથી મુંબઈ સુધીની ફાસ્ટ ટ્રેનમાં સેકન્ડ કલાસનો ડબ્બો. )

**આનન્દમોહન**—કેમ રાવ સાહેબ! તમે પણ મુંબઈજ કે? તમને આજ ક્યાંથી રજા મળી?

**સકલશુદ્ધશંકર**—હું તો એક મહિનાથી ત્રણ મહિનાની રજા ઉપર છું, નહિ તો આ ડિસેંબરમાં હમને કયાંથી રજા મળે! તોપણ બારમી તારીખ ઉપર મ્હારે તાલુકામાં તો હાજર થવું પડશે, પણ તે પ્હેલાં હવે આપણા નામદાર શહેનશાહ આવે છે તે ઉપર ચાર દિવસ મુંબઈ જઈ આવવું ધાર્યું છે, તમે પણ ત્યાંજ કે?

**આનન્દમોહન**—હા જી? ત્યાં ચાર દિવસ તમાશો જોઈશું પછી વળી હમારી સંસારસુધારા સમાજ તરફથી એક મ્હોટું જમણુ થવાનું છે ત્યાં પણ જવું છે.

**સકલશુદ્ધશંકર**—અરે મહેરબાન! એ વાત વળી તમે ક્યાં

કાઢી ? એ તમારી સમાજોએ તો દેશનું સત્યાનાશ કહાડયું છે. ધર્મ ગયો તેથીજ ધન ગયું !

**ઝવેરચંદ**—ધર્મ ગયાથી ધન ગયું એમ ના કહો સાહેબ ! ઉદ્યોગ ગયાથી ધન ગયું એમ કહો ! બધા લોકો સમાજો કરે–કોઈ કહે છોકરીઓને ભણાવો, બીજા કહે ન ભણાવો; કોઈ કહે રાંડીરાંડોને પરણાવો તો બીજા આવીને કહે ના, તેમને તો ભજન અને પશ્ચાત્તાપ કરવાનુંજ શીખવો–વળી પેલા કયા નીકળ્યા છે તે વળી બધા ભાષા અને વ્યાકરણજ સુધારવા નીકળી પડયા છે. લાંબું લખો ને ટૂંકું લખો અને એમ બધા માંહી માંહી નજીવી વાતો માટે લઢી પડે છે; પણ ખરૂં તો ઉદ્યોગનાં સાધન વધારવાં જોઈએ.

**નિર્મળકુમાર**—પણ ઝવેરચંદ શેઠ ! ભાષા વગર કાંઈ પણ થાય નહિ અને ભાષા તો શુદ્ધજ હોવી જોઈએ તે વગર અર્થ કેમ સમજાય ? લખવું બોલવું બધું શુદ્ધ વ્યાકરણના નિયમોને અનુસરીને થવુંજ જોઈએ.

**ઝવેરચંદ**—પણ વ્યાકરણના નિયમ તમે કાંઈ પરમેશ્વર પાસેથી કરાવી લાવ્યા છો ? અમને ફાવે તેમ લખીએ અને ફાવે તેમ બોલીએ! તેમાં તમારા દાદાનું શું ગયું ? મતલબ સમજાય અને કામ થાય એટલે થયું, કેમ ભાઈ બોલતા નથી ?

**કામિનીમોહન**—ખરૂં કહો છો; શેઠ સાહેબ ! જગત્માં મતલબ સમજાય, મતલબ સરે એટલે બસ; નાહક મગજમારી શા માટે જોઈએ ? ખાઓ પીઓ ખુશ થાઓ ! બસ ! આપણે તો ચાર દિવસ મુંબઈમાં તમાશો જોઈશું ને આનંદ કરીશું; એકલા છીયે; રૂપીઆ પાંચસેં ખરચવા ધાર્યા છે.

ઝવેરચંદ—શું પાંચસે ! તમે એકલા ચાર દિવસમાં !
બાપ ગજબ કર્યો તો ?

આનન્દમોહન—તેના કરતાં કાંઈ ધર્માદા આપો તો સા

નિર્મળકુમાર—અથવા તો મ્હારી પેલી ચોપડી મેં તે
આપને બતાવી હતી તે છપાવી આપો તો સારૂં-પેલી "શુદ્ધ
વાની તથા લખવાની વિદ્યા"—

ઝવેરચંદ—વળી ભાઈ તમે એ શુદ્ધ બોલવાની વાતમાં
ઘાલ્યું તે આ તમારી સોપારી ઢોળાઈ તેની ખબર તમને ના ર

નિર્મળકુમાર—અને સાહેબ આ તમારા કૂજામાંથી પાણી
છે તેની તમને ખબર ના રહી !

ઝવેરચંદ—પાણી વળી વેરાય કહેવાતું હશે કે ?

નિર્મળકુમાર—તો વળી સોપારી ઢોળાઈ પણ કેમ કહે
જુઓ સાહેબ ! આ એક ટૂંકા વાક્યમાં ઝવેરચંદ શેઠે ચાર
કરી-સોપારી નાન્યતરજાતિ છતાં તેની નારીજાતિમાં નાંખ્યું
નાન્યતરમાંથી કાઢી નાંખ્યું અને સોપારી પ્રવાહી ન છતાં તેને ઢ
કહી પ્રવાહી બનાવ્યું-આમ આવાં ટૂંકાં વાક્યમાં ચાર ચાર ચૂકો
તો દેશની કેવી દુર્દશા થાય એનો કંઈ ખ્યાલ છે ?

દાક્તર નિઘંટરામ—ભાઈ! ચાર ભૂલ કેમ કહેવાય ?
ખાતર કબુલ કરીયે કે એ તો ભૂલ ખરી પણ ચાર કેમ ?

વકીલ સભાજિતરામ—Omission અને Commis
એ જાતની ભૂલો કાયદામાં છે, એટલે જે કૃત્ય કરવું જોઈએ
કર્યું, અને ન કરવું જોઈએ તે કરવું-એ ન્યાયથી નિર્મળ
ચાર ચૂકો ગણે છે.

**નિર્મળકુમાર**—ખરેખર છે વકીલ સાહેબ! મને નિશાળમાં માસ્તરે આ ન્યાય શીખવ્યો છે. મેં એક વખત નીતિ ને બદલે નિતી લખી તેથી માસ્તરે મ્હારી ચાર ભૂલો ગણી તે વખતે મને ઘણો ક્રોધ ચઢ્યો અને આશ્ચર્ય પણ લાગ્યું કેમકે ડિક્ટેશનમાં ત્રણ ભૂલે નાપાસ ગણવાનો ધારો હોવાથી હું નાપાસ થયો પણ ત્યાર પછી મેં બહુ અભ્યાસ કર્યો, વિચાર કર્યો, અને એ ન્યાય મને ખરોખર લાગે છે.

**નરીમાન**—સાહેબ આ રીતે તો હમારા પારસી લોકોના ડિક્ટેશનમાં તો ઘણી ભૂલો આવે!

**નિર્મળકુમાર**—જવાદો ભાઈ! તમારા પારસીની વાત! તમે લોકે તો હમારી ભાષાની જેવી ખરાબી કરી છે તેવી તો કોઈએ નથી કરી. હિન્દુસ્થાનમાં બીજી કોઈ પણ ભાષા પારસીને હાથ ગઈ નથી તેથી તે બધી ભાષાઓની શુદ્ધિ સચવાઈ છે; પણ ગુજરાતીનો તો તંમે બોલવામાં, લખવામાં, છાપવામાં બધી રીતે ઘાણ વાળ્યો છે.

**સકલ શુદ્ધશંકર**—અને પારસીઓએ શું આપણી સમાજ સ્થિતિમાં નથી બગાડો કર્યો? ખાવા પીવામાં વટાળ એમણે ઘાલ્યો છે! કપડાં લપડાંની ફેશનો પણ એમણે પેસાડી છે! મુંબઈની કપોળ વાણીયણો તમે જોશો તો પારસણો જેવીજ જણાશે!

**આનન્દમોહન**—પણ ગુજરાતમાં કંઈક સુધારાનો પ્રચાર વિ. શેષ છે; સ્ત્રી કેળવણી વિશેષ છે તે પણ પારસીનાજ પ્રતાપ.

**નિર્મળકુમાર**—પણ તે કેળવણી બધી અધુરી છે. જ્યાં સુધી કેળવણીનો પાયો ભાષાશુદ્ધિ છે. તે ઉપર પૂરતું લક્ષ અપાય નહિ ત્યાં સુધી સર્વ નિરર્થક છે. પારસી લોકોએ આપણા શબ્દોને ખરાબ કરી નાંખ્યા છે અને ફારસી પરભાષાના શબ્દો કેટલા બધા દાખલ

કરી દીધા છે? પારસી કે મુસલમાન સાથે ખાનારને જોતાં મને જેટલો આંચકો નથી આવતો તેટલો પારસી ગુજરાતી અને ફારસી ઈંગ્રેજી શબ્દો ગુજરાતીમાં પેસી ગયેલા જોઈને ત્રાસ થાય છે!

**સકલ શુદ્ધશંકર**—ભાઈ! તમે પારસી સાથે ખાવામાં વાંધો ગણતા નથી અને ફારસી શબ્દોનો ઉચ્ચાર કરવામાં વાંધો ગણો છો એ તો ઘણી નવાઈ? આચારવિચારની શુદ્ધિની વિશેષ જરૂર કે નહિ

**નિર્મળકુમાર**—મહેરબાન! વિચાર અને આચારનું અનુમાન હંમેશ ઉચ્ચાર પરથીજ થાય છે! જેના ઉચ્ચાર શુદ્ધ, જેની ભાષા શુદ્ધ, તેના આચારવિચાર હંમેશ શુદ્ધજ હોય, બોલવા ઉપરથી માણસના ચરિત્રની પરીક્ષા થાય છે.

**દાક્તર**—આ કાંઈ નવું શાસ્ત્ર જણાય છે! અમે કાંઈ Physiology માં આવું શીખ્યા નથી.

**નિર્મળકુમાર**—માનસશાસ્ત્રના તત્ત્વોનું મ્હેં પૂરેપૂરૂં અધ્યયન કર્યા પછી આ અભિપ્રાય બાંધ્યો છે. યુરોપના લોક એક બીજાની ભાષા અશુદ્ધ બોલે છે તેથીજ તે લોકોની નીતિ હલકી થઈ ગઈ છે.

**દાક્તર**—હું યુરોપ, અમેરિકા, આફ્રિકા, જાપાન; ચીન, ઑસ્ટ્રેલિઆ બધે ફરી આવ્યો છું પણ મ્હને તો આપ કહો છો તેવું કાંઈ દેખાયું નહિ. આપણા દેશમાં તો આ તમારા જેવા મિથ્યા ઝગડા ઉભા કરે છે ને ખરી મ્હોટી જરૂરની વાતો ઉપરથી લોકોનું ધ્યાન જતું રહ્યું છે.

**ઝવેરચંદ**—ખરૂં કહો છો! દાક્તર સાહેબ! આ વડોદરા આવ્યું; ત્યાં વળી પેલા હોળીમાં ભેગા થવાના છે. શું કહેવાય પેલું સાત પરિસહ કે શું?

નિર્મળકુમાર—સાહિત્ય પરિષદ્ શેઠ સાહેબ! ઉચ્ચાર બરોબર ના આવડે તો ખોટો ઉચ્ચાર કરવો નહિ; તે ઠેકાણે માત્ર લીટી દોરવી.

ઝવેરચંદ—પણ બોલવામાં લીંટી કેમ દોરાય?

નિર્મળકુમાર—હાથ વડે આમ—

ઝવેરચંદ—વડોદરામાં તો વળી બબ્બે સભાઓ ભરાય છે; મરાઠી અને ગુજરાતી બે ભાષાઓ સુધારવાના-

સકલ શુદ્ધશંકર—એ સર્વે મૂર્ખ છે; સુધારવાની વાત કહી એટલે આપણામાં બગાડો છે એવી કબુલત આપી. આપણામાં ક્યાં બગાડો છે? વિચાર, આચાર, સર્વ શુદ્ધ છે; ઉચ્ચાર પણ પોતપોતાની જાતિ પ્રમાણે શુદ્ધજ છે. સુધારવાનું છેજ શું? ઈંગ્રેજનું રાજ્ય આવ્યા પછી આ બધી સુધારવાની વાત નીકળી છે! પણ જે પોકાર થાય છે તે સર્વ મિથ્યા છે, આપણે કાંઈ ઈંગ્રેજ કરતાં જરા પણ ઉતરતા નથી.

દાક્તર—રાવ સાહેબ! આપે બીજા દેશ જોયા નથી એટલે આપને ખોટું અભિમાન રહે તેમાં નવાઈ નથી.

સકલશુદ્ધશંકર—દાક્તર સાહેબ! મ્હારે બીજા દેશ જોવા નથી, મ્હારે દેહ અશુદ્ધ કરી આત્માની હાનિ કરવી નથી, હમારી નાત્યના ચાર પાંચ જણા ઈંગ્લાંડ જઈ આવ્યા છે ત્યારથી હમારી નાત્યમાં ઝગડા પેઠા છે તે નીકળતાજ નથી, અને આજ ત્રીસ વર્ષથી બધા કેટલા એ લોકના પક્ષમાં ભળી ગયા છે; પણ હું, મ્હારૂં કુટુંબ મ્હારૂં મોસાળ, મ્હારૂં સાસરૂં સર્વે અડગ છીએ. હમારૂં તો પિતૃકુલ શુદ્ધ છે, માતૃકુલ શુદ્ધ છે અને શ્વસુરકુલ પણ શુદ્ધ છે.

નિર્મળકુમાર—પણ એ તમારાં ત્રણે કુલ ભાષાશુદ્ધિ તરફ દુર્લક્ષ કરશે તો બીજી કોઈ શુદ્ધિથી એમનો ઉદ્ધાર થવાનો નથી.

**ઝવેરચંદ**—કેમ સાહેબ જરા સોપારી ખાશો ? શેકેલી છે.

**નિર્મળકુમાર**—શેઠ સાહેબ ? હું સોપારી ખાતો નથી.પણ તમે સોપારીને નારીજાતિમાં મૂકીને મહાદોષમાં પડો છો.

**નરીમાન**—તારે સોપારી સું જાતિ ?

**નિર્મળકુમાર**—"શું જાતિ" વાક્યમાં તમે બે દોષ કર્યા. "શું" નહિ પણ "શું" કહેવું જોઈએ; અને "સુ જાતિ" નહિ પણ "શી જાતિ." **તમે વ્યાકરણ ભણ્યા પછી બોલતાં શીખો તો સારૂં.**

**દાક્તર**—સોપારીને ઘણાખરા લોક નારીજાતિમાં વાપરે છે.

**નિર્મળકુમાર**—તમને જાતિનાં તત્ત્વની ખબરજ નથી. ગુજરાતી ભાષાનું સ્વરૂપ બરોબર જોશો તો જણાશે કે, ફળમાત્ર નાન્યતરજાતિમાં છે-જેમકે જામફળ, દાડમ, બોર, કેળાં, સક્કરજન, આલુ, લીંબુ, ઈત્યાદિ.-તે પ્રમાણે સોપારી પણ નાન્યતરમાંજ છે. માત્ર કેરી, નારંગી અપવાદ રૂપે છે, પણ તે અપવાદથીજ સામાન્ય નિયમ સિદ્ધ થાય છે. નિરક્ષર વાણીઆ સોપારીને નારીજાતિમાં વાપરે છે.

**ઝવેરચંદ**—ભાઈ! વાણીઆ નિરક્ષર કે પોરક્ષરઃ પણ વાણીઆ વગર તમારૂં નભે તેમ નથી. વાણીઆ વગર તો રાવણનું રાજ ડૂબ્યું !

**વકીલ**—પણ હવે આ જાતિ, વિભક્તિ અને પ્રત્યયોના ઝગડા ગુજરાતીમાંથી ક્યારે બંધ થશે ? હું તો ધારૂં છું, આ ઝગડા કરનારા કોરટે ગયા વગર નથી રહેવાના. આ ઝઘડામાંથી એક બીજાના ઉપર અંગત હુમલા એટલા થવા માંડ્યા છે કે કાંઈ વાત નહિ ?

**નરીમાન**—આ હિંદુ લોકોને બીજે કાંઈ લડવાનું નથી તેથી **અહી મહી બખાળા કરે છે.**

**નિર્મળકુમાર**—હવે એ ઝઘડાનો અન્ત આવશે. આજથી દશ વર્ષ ઉપર એક મહાન સભા ભરાઈ હતી તેમાં આ સર્વ વિવાદનો નિર્ણય કરવા માટે ઉપસભા ભરવાનો ઠરાવ થયો બીજે વર્ષે મહાન સભા, મળી, તેમાં ઉપસભાના સભાસદો ઠર્યા, ઘણી તકરારો થયા પછી સભામાં ગુજરાતનાં દરેક મુખ્ય સ્થાનનો એક વિદ્વાન્ અને તે દરેક જુદી જાતિનો એટલે જુદી નાત્યનો હોવો જોઈએ, એમ ઠર્યું, પછી ઉપસભા ત્રીજે વર્ષે ક્યાં મળે તેને માટે ઉપસભાના સભાસદો વચ્ચે ઝગડો થયો. તેમાં પ્રમુખ કોણ, મંત્રી કોણ, કયા કયા સવાલો વિષે વિચાર કરવાનો એ બધા ઝગડામાં બે ત્રણ વર્ષ નીકળી ગયાં. પછી છેવટે દર વર્ષે ગુજરાતના એક એક મુખ્ય નગરમાં ઉપસભા મળે એમ કરવાથી હવે તેનું કામ સરળ ચાલે છે.

**વકીલ**—પણ હવે કયા ગામના ઉચ્ચાર સ્વીકારવા તેનો મોટો ઝગડો છે ને ?

**નિર્મળકુમાર**—હા તે ઝગડો છે. પણ હું પ્રમુખ છું, હું પાટણનો છું, પાટણ ગુજરાતનું રાજનગર છે, અને હું સર્વથી ઉચ્ચ કોમનો છું, એટલે હમારી પાટણમાં વસતી કોમના ઉચ્ચાર સર્વમાન્ય ગણવા એમ મારો આગ્રહ છે; અને તે હું મરી જાઉં તો પણ છોડું નહિ.

**આનન્દમોહન**—પણ ગુજરાતનું રાજનગર અમદાવાદ છે ! અથવા ચાંપાનેર પણ ગણાય.

**નિર્મળકુમાર**—મહેરબાન ! આપ સંસાર સુધારા ગમે તેટલા કરો પણ આપને ઇતિહાસનું જ્ઞાન નથી. પાટણ પ્રથમથીજ ગુજરાતનું રાજનગર, અમદાવાદ તો આજકાલ પેદા થયું છે, એક પાંચ પચીસ મિલોનાં ભૂંગળાં થયાં માટે રાજનગર કહેવાય નહિ.

**સકલશુદ્ધશંકર**—અરે મિશોથી ધર્મનો લોપ એટલો કે વાત નહિ.

**વકીલ**—તમારી એ ઉપસભામાં કોણ કોણ, કયા ગામ કઈ નાત્યોના છે?

**નિર્મળકુમાર**—પાટણમાંથી હું પ્રમુખ-ઉચ્ચ કોમનો અમદાવાદમાંથી-કીશોરી કુમાર-ક્ષત્રિય-મંત્રી, સુરતમાંથી-કંચ કાયસ્થ-પત્રવ્યવહાર માટે, પાલનપુરથી વ્રજવલ્લભ-વાણી રક્ષક, રાજકોટથી-જગજીવન-લુવ્હાણા-પત્રરક્ષક, વડોદરાથી ર -નાપિત, દાહોદથી-રણસિંહ મૈયાવત રજપુત-

**કામિની મોહન**-વડોદરાના કાળિદાસ કોણ તે જાણ્યા કે પેલો કાળિયો હજામ હતોને તે. નાનસા હજામનો છોકરો સુધી ભણાવ્યો-સન ૧૮૯૦ માં મેટ્રિકમાં ગયો. પાંચમી વખ થયો-ચોથી વખત પ્રિવીયસમાં, તીજી વખત ઈંટરમાં-અને બીજ બી. એ. માં પણ પાસ થયો, તે ઘડીએ એનો બાપ મરણ હતો અને મરતી વખતે એની પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી તેમ થાય તોપણ બાપીકો ધંધો છોડવો નહિ અને રોજનાં ઓછાં ચાર માથાં ત્હારે હાથેજ બોડવાં-તેથી બીચારો બહુ ણમાં આવી ગયો, કેમકે પાસ થયો કે તુરત એને હાઇસ્કૂલમ રની જગા મળી-તોપણ બીચારો બાપની આજ્ઞા પાળવા ઉપર બેસી બાપની બધી ઘરાકી સાચવવા રોજ સવારમાં અમ હજામત કરી આવે છે.

**દાકતર**—અને રાવસાહેબ ! આ દાહોદનો રણસિંહ ઓળખ્યો કે? પેલા રાજીયા ઢેડાનો છોકરો રાણીયો જેને દની શુદ્ધિ સભાએ પાવન કર્યો અને ઉપવીત આપી તેનું ન સિંહ પાડયું છે તે, મ્હોટો લેખક થઈ ગયો છે !

**સકલશુદ્ધશંકર**—હર! હર!! હર!!! શંકર!!!! આ શો જમાનો આવ્યો છે? મહેરબાન નિર્મળકુમાર, ત્હમારૂં નામ નિર્મળ છતાં તમે આવા ઢેડાઓ અને હજમો સાથે તમારી ઉપસભામાં બેસો છો?

**આનન્દમોહન**—અને વળી બધા ભેગા જમે છે પણ ખરા!

**સકલશુદ્ધશંકર**—ત્રાહિ! ત્રાહિ!! ત્રાહિ!!! ભાઈ નિર્મળકુમાર તમે તો બહુ ચાલ્યા આગળ!

**વકીલ**—ગમે તેટલા તેઓ આગળ ચાલ્યા પણ એ ઢેડા હજામ ભણે ગણે અથવા એમને શુદ્ધિ સભા શુદ્ધ કરે પરન્તુ જે તેમનાં સ્વાભાવિક લક્ષણ હજી છે તે જવાનાં નથી.

**નિર્મળકુમાર**—અને તેમની ભાષા પણ હજી બહુજ અશુદ્ધ અને અનિયમિત છે, એ રણસિંહને હજી ઘડી ઘડી હા માબાપ કહેવાની ટેવ છે. તે એના પૂર્વજોની ટેવ છે. પેલો કાળિદાસ છે તેને ક્ષણે ક્ષણે જરા જરામાં લોકોને સમજાવવા માટે દાઢીમાં હાથ ઘાલવાની ટેવ છે, રોજ સવારે હજામત કરતાં કરતાં ટેવ પડી છે, વળી પેલો રાજકોટવાળો તો "ઓલ્યું" ને "ચારમુ" ને એવુંજ બોલ્યાં કરે છે. પેલો અમદાવાદવાળો છોકરીને બદલે છોડીજ બોલે છે. પેલો સુરતી કાયસ્થ છે તે તો 'સું સું' કર્યાં કરે છે ને "કરી લાખી હેં" "કરી લાખી હેં" જરા જરામાં કહે છે; અને પેલા પાલનપુરી શેઠ તો અડધી મુસલમાની અને અડધી ગુજરાતીજ બોલે છે. "લેમડા કેમ નહિ વાવતા હે." કરીનેજ પૂછે છે.

**ફોજદાર અબ્દુલ રહેમાન**—તમો સાહેબો આ જે ઝઘડો કરો છો તે સર્વેને કોરટે ઘસડવા જોઈએ છીએ.

**વકીલ**—કઈ કલમ મુજબ!

ફોજદાર—નામદાર શહેનશાહની પ્રજામાં એક બીજા અંદર અંદર તકરારો કરીને એક પ્રજાની બીજી પ્રજા વિરૂદ્ધ ઉશ્કેરણી કરવા બાબત!

વકીલ—તમે કાયદો ઠીક શીખ્યા જણાઓ છો.

ફોજદાર—બીજો શું ઇલાજ? સુરતી કહે "હું બોલું તે ખરૂં." ચરોતરી કહે "મ્હારૂં ખરૂં;" અમદાવાદી કહે "હું કહું તે ખરૂં;" કાઠિઆવાડી પોતાનુંજ ખેંચે તો એમાં એક બીજા વચ્ચે સંપ વધે કે લઢાઈ?

દાકતર—આપણા લોકોની દુર્બળતા એવી છે કે આવી બાબતના મતભેદને પોતાના હૃદયના ઊંડા ભાગમાં પેસાડી દઈને એક બીજા વચ્ચે કાયમ માટે હરેક બાબતમાં વિરોધીઓ થઈ પડે છે.

વકીલ—હમારા વકીલ લોકોની પેઠે એક પક્ષ પકડીને તેનું ખંડન મંડન કરવામાં માત્ર બુદ્ધિનોજ ઉપયોગ કર્યા પછી તે કરતાં વિશેષ સંબંધ તે વસ્તુ સાથે ન રાખવો એવું આ ભાષાશાસ્ત્રીઓ નથી કરતા, અને દાક્તર સાહેબ કહે છે તે પ્રમાણે હૃદયની લાગણી ઉપર મતભેદની છાપ પાડી નિરર્થક શત્રુતા વધારે છે.

નિર્મળકુમાર—આ સુધારાવાળાઓ તેવું નથી કરતા? તે લોક પણ જુના મતના લોકને ધિક્કારે છે; જુના મતવાળા સુધારાવાળાને ધિક્કારે છે! તેઓ તો વળી રાજદ્રોહીને દેશદ્રોહી બને છે. તેમને પણ કોર્ટે ધસડો ફોજદાર સાહેબ!

સકલશુદ્ધશંકર—ખરૂં કહ્યું નિર્મળભાઈ તેઓને પણ એજ ઘટે છે.

આનન્દમોહન—સુધારાવાળા શું ખોટું કહે છે? આપણા

દેશમાં ચાલતા દુષ્ટ રિવાજો દૂર કરવાના શું ઇલાજ લેવા એટલુંજ તેમનું કહેવું છે !

નિર્મળકુમાર—અરે સાહેબ ! તમે પાછી વ્યાકરણની ભૂલ કરી ' શું ઇલાજ ' ન કહેવાય પણ ' શો ઇલાજ ' કહેવું જોઈએ અને 'ઇલાજ' નહિ પણ ' ઉપાય ' શબ્દ વાપરવો જોઈએ. જે લોક આવું અશુદ્ધ બોલે છે અને યાવની ભાષાના શબ્દો વાપરે છે તેમની જીભ ખેંચી કાઢું એમ મ્હને થાય છે અને અશુદ્ધ લખનારાના હાથ કાપી નાંખવાનું મન થાય છે, પણ આ ફોજદાર સાહેબ બેઠા છે એટલે નિરુપાય છું, નહિ તો અત્યારસુધીમાં મેં કેટલાકને ખંડિત કરી નાંખ્યા હોત.

ઝવેરચંદ—ભાઈ ફોજદાર સાહેબ ! મ્હને તમારી પડખે બેસવા દેજો સાહેબ ! કેમકે આટલામાં સહુથી વધારે અશુદ્ધ બોલનારો હું છું તે જો આ નિર્મળભાઈના હાથમાં સપડાયો તો ગરીબ વાણીઓ માર્યો જઈશ.

કામિનીમોહન—તમને ગરીબ કોણ કહે ? આ પેટીમાં એક હજારની નોટો તો મેં જોઈ હમણાં તમે પેટી ઉઘાડી તે વખતે—મ્હારે મુંબઇમાં ખૂટશે તો લેવા આવીશ શેઠ !

ઝવેરચંદ—ફોજદાર સાહેબ ! હવે શું કરૂં ? આ પેટીની કુંચી તમે સંભાળશો. ઠીક થયું કે દહાડાની ગાડીએ નીકળ્યો છું નહિ તો આ ભાઈ જેવા કોઈ દિલ્હીના શાહુકાર મળ્યા હોત તો રાત્રે પેટી ઉતારીને ચાલ્યા જાત.

કામિની મોહન—શેઠ જરા જીભ સંભાળીને બોલજો—જો કંઈ લાંબું ટૂંકું બોલ્યા તો ખોખરાજ થશો,

ઝવેરચન્દ—હા ભાઈ ! આ નિર્મળભાઈની ખાતર જીભ સંભા-

બીશ અને તમારી ખાતર તો જીભ ને પેટી એ સંભાળવી પડશે ?

**કામિની મોહન**—મ્હને શું ચોર ધાર્યો ? યાદ રાખજો શેઠ ! મુંબઈ પહોંચ્યા પછી વાત !

**વકીલ**—અરે શેઠ ગભરાઓ છો શું કામ ! એ તો અત્યારે જરા નિશામાં છે તેથી ગમે તેમ બોલે ! તમે મુંબઈ જઈ મ્હને વકીલાતનામું આપજો એટલે હું તરત એના જામીન લેવડાવી દઈશ–એટલે તમે બેફિકર રહેજો.

**કામિનીમોહન**—મ્હને શું પીધેલો કહે છે ! ત્હારી વકીલાત બધી ઊંધી વળશે જાણે છે ?

**આનન્દમોહન**—આ સ્ટેશનના પાટીઆ ઉપર નામ ત્રણ ભાષામાં લખ્યાં છે તે ત્રણે જુદી જુદી રીતે કેમ લખ્યાં છે ? વલસાદ—Bulsar અને **वलसाड**.

**નિર્મલકુમાર**—અરે એવાં અશુદ્ધ નામ તો બધાં ઘણે ઠેકાણે છે. સ્ટેશનોનાં પાટીઆં, દુકાનોનાં પાટીઆં, વકીલ દાક્ટરોનાં પાટીઆં ઈત્યાદિ પાટીઆંમાં ઘણી અશુદ્ધ લેખનપદ્ધતિ છે તે સર્વ હું જાતે સુધારવાનો છું—ઉપદેશથી નહિ પણ પ્રત્યક્ષ હાથમાં રંગનું કુંડું ને પીંછી લઈ જ્યાં જ્યાં એવી અશુદ્ધિ હશે ત્યાં શુદ્ધિની સ્થાપના કરીશ અથવા એ સર્વ પાટીઆં અગ્નિદાહ કરી વિશ્વવ્યાપક જ્વાલ પ્રવર્ત્તાવીશ.

**સકલશુદ્ધશંકર**—તો વાહ આપ આ કલિયુગના હનુમાનની ગણનામાં આવશો.

**ફોજદાર**—અને તેમના ઉપર કોઈ Mischiefનો charge પણ લાવશો ?

**દાક્તર**—તો આ વકીલ સાહેબ એમનો બચાવ કરવા તૈયાર છે.

ઝવેરચંદ--અરે આ હું જરા ઉંઘી ગયો એટલામાં મ્હારા ખીસામાંથી ટીકીટ ને પાકીટ અને ઘડિઆળ કયાં જાય? ફોજદાર સાહેબ ? હું ત્હમારી પડખે બેઠો હતો તોપણ મ્હારા ખીસામાંથી ચોરી?

ફોજદાર--અરે મહેરબાન કામિનીમોહન ! ત્હમારૂં ખીસું તપાસવા દેજો ?

કામિનીમોહન--તમને મ્હારૂં ખીસું તપાસવાની શી જરૂર છે ! આ ડબ્બામાં આટલા બધા છે તેમાં માત્ર મ્હારા ઉપર શા માટે શક લેવો ?

ફોજદાર—શક એટલા માટે કે તમે નજીકજ હતા અને જરા બેભાન પણ હતા. જુઓ આ ત્હમારા ખીસામાંથી ઘડિઆળ, સાંકળી, પાકીટ, બધું નીકળ્યું. ચાલો ઉતરો. આ દમણને સ્ટેશને પોલીસને સ્વાધીન કરી દઉં,

વકીલ—પણ ફોજદાર સાહેબ—આ દમણ તો પરહદ છે તેની પોલીસને શો અધિકાર છે ?

ફોજદાર—અધિકારીની તજવીજ કરજો પછીથી, પણ હમણાં તો ચાલો ?

ઝવેરચંદ—અરે ફોજદાર સાહેબ ! જવા દો હવે મ્હારે પણ એમની પાછળ ધક્કા ખાવા પડશે. મારો માલ મળ્યો એટલે હવે કાંઈ નહિ.

સકલશુદ્ધશંકર—ફોજદાર, એમને ગ્રાંટ રોડની પોલીસને સોંપી દેજો.

કામિનીમોહન—એમકે ! મ્હને પોલીસને સ્વાધીન કરવો છે? ત્યારે તો લ્યો સાહેબ ! ( તમાચો મારે છે. )

આનન્દમોહન—અરે અરે ! આ શું તમે મામલતદારને તમાચો માર્યો.

**ડાકતર**—બસ ! બસ ! લ્યો આ જરા દવા ચોપડો.

**સકલશુદ્ધશંકર**—આ નિર્મળકુમાર સાથેની પંચાતમાં મેં તમાચો ખાધો. અશુદ્ધ બોલ્યા તેમાં શું થયું ! દેહશુદ્ધિ એ પ્રથમ કર્તવ્ય છે.

**નરીમાન**—જુઓ રાવ સાહેબ ! આ તમારા દોસ્ત દેહશુદ્ધિ કરે છે તે આ સ્ટેશન ઉપરથી મુસલમાની ચાહે પીએ છે !

**આનન્દમોહન**—એ મુસલમાન નથી. મેં પ્રથમ એની જાત પૂછી અને એણે કહ્યું કે હું મૈયાવત રજપુત છું.

**ડાકતર**—મૈયાવત રજપુત એટલે સુરતી લાલીયો ! ઢેડો.

**સકલશુદ્ધશંકર**—શાંતં પાપમ્ ! મ્હારે તો હવે ચક્ષુ અને કર્ણ બન્ને બંધ કરવાં પડશે! ઢેડાના હાથની ચાહે !

**નિર્મળકુમાર**—ચાહને નારીજાતિમાં કેમ બોલોછો ? તેને નાન્યતરજાતિ લાગુ પડે છે! કેમકે ચાહે તે પાણી છે અને પાણી નાન્યતરજાતિ છે. પાણીમાં ચાહ પડે તેથી પાણીનો રંગ, ગુણ બદલાય પણ તેની જાતિ બદલાતી નથી. માટે "ચાહ પીધું," કહેવું જોઈએ! દૂધ નાન્યતર જાતિ છે, ખાંડ નારીજાતિ છે પણ દૂધમાં ખાંડ નાંખ્યાથી "દૂધ પીધી" નથી કહેતા પણ "દૂધ પીધું" કહે છે તેજ ન્યાયે "ચાહ પીધું" ખરૂં છે !

**સકલશુદ્ધશંકર**—હવે તમારી જાતિ વિભક્તિ અને પ્રત્યય રહેવા દો બાજુ પર, અને આનન્દમોહન આ ઢેડાના સંસર્ગી થઈ પતિત થયા તેમને જાતિ બહિષ્કાર કરવાનું કાંઈ કરો !

**નિર્મળકુમાર**—હું તો અશુદ્ધ બોલનાર અને યાવની ભાષાના શબ્દોનો ઉપયોગ કરનારને પ્રથમ જાતિ બહિષ્કાર કરીશ.

**સકલશુદ્ધશંકર**—તો તમને સ્વર્ગનો માર્ગ સરળ નથી. સ્વર્ગ તમારાથી ઘણું ઘણું દૂર છે. અને તમારામાં અને શાણપણમાં આસમાન જમીનનો ફેર છે!

**નિર્મળકુમાર**—વળી આસમાન શું ને જમીન શું! યાવની શબ્દ વાપરનારને તો આજ ઘટે ( તમાચો મારે છે ), એટલે તેમને સ્વર્ગ સત્વર મળે !

**વકીલ**—અરે ! અરે! કેમ! આ શું કર્યું નિર્મળકુમાર! આ કાનમાંથી લોહી નીકળે છે. દાક્તર! કાઢો તમારી પેટી! આ શું? આ તો છેકજ હદ થઈ!

**સકલશુદ્ધશંકર**—હવે તો બીજા ડબ્બામાં જઈ બેસીયે; પણ બીજે જગા કયાં છે? બધે ભરેલું છે!

**વકીલ**—કાંઈ નહિ. હવે જુઓને આ કામિનીમોહનને ફોજદારે કબજે કર્યા છે! અને નિર્મળકુમારને દાક્તરે દાબ્યા છે; માટે હવે ભય નથી; અને હવે મુંબઈ પણ નજીક છે; ગ્રાંટ રોડ ઉપર તો સર્વે ઉતરી પડીશું.

**સકલશુદ્ધશંકર**—પણ હવે મ્હને દરદ બહુ થાય છે! દાક્તર! મ્હારા કાનનો પડદો તુટી ગયો હોય એમ લાગે છે, કેમકે આ રેલ્વેનો અવાજ પણ બરોબર સંભળાતો નથી.

**દાક્તર**—આપણે ગ્રાંટ રોડ જઈ તપાસીશું.

\+ \+ \+ \+

**ફોજદાર**—ચાલો ગ્રાંટ રોડ આવ્યું, ઉતરો સાહેબો! રાવ સાહેબ, આપ આમની સાથે ગોકળદાસ તેજપાળની હૉસ્પિટલમાં જાઓ! નિર્મળકુમાર! તમે અને કામિનીમોહન ચાલો મારી સાથે

પોલીસ ચોકી ઉપર ! અને બીજા સાહેબો તમારાં નામ ઠામ લખાવી દો.

\+ \+ \+ \+

મેજીસ્ટ્રેટ—તોહોમતદાર સકલશુદ્ધશંકર ! તમારા ઉપર આનન્દમોહન નામના ગૃહસ્થે ઈં૦ પીનલકોડની કલમ ૫૦૦ મુજબ લાયબલની ફરિયાદી કરી છે. આનન્દમોહને દેહેણુંને સ્ટેશને તા. ૧-૧૨-૧૧ ને દિવસે મુસલમાનના હાથની ચાહે પીધી તેથી તે પતિત થયા એમ તોહોમતદારે કહ્યું, અને તેથી તેમની આબરૂને નુકસાન થયું માટે આ ફરિયાદ તેમણે માંડી, પણ જુબાની ઉપરથી જણાય છે કે આનન્દમોહન સુધારાવાળા છે અને મુસલમાન સાથે ખાવા પીવાથી પતિત થાય છે એમ તે માનતા નથી, તો પછી તેમની આબરૂને નુકસાન થયું ગણાય નહિ, માટે તોહોમતદારને છોડી મુકવામાં આવે છે.

સકલશુદ્ધશંકર—સાહેબ આ ફેંસલાની નકલ મળવી જોઈ એ.

મેજીસ્ટ્રેટ—રીતસર અરજીઓ આપો. બીજા કેસના તોહોમતદાર કામિનીમોહન ! તમારા ઉપર ચોરીનું તોહોમત છે. તા. ૧-૧૨-૧૧ ને દિવસે રેલવે ટ્રેનમાં તમે શેઠ ઝવેરચંદના ખીસામાંથી પાકીટ અને ઘડિઆળ કાઢી લીધાં અને તે તમારા ખીસામાંથી મળ્યાં. ઝવેરચંદ ઉંઘતા હતા અને બીજા જાગતા છતાં આવી ચોરી થઈ એ ઘણી નવાઈ! વળી તેમની પાસે પોલીસ અમલદાર બેઠો હતો. ધોળો દિવસ હતો. આ સર્વે હકીકત જોતાં તોહોમતદારનો બચાવ "મશ્કેરી કરવાનો ઇરાદો હતો" અને બીજા સાક્ષીના કહેવા મુજબ "તોહોમતદાર નિશામાં હતો" એ હકીકત માનવા જેવી છે, તોપણ ગુન્હો થઈ ચૂકયો ગણવો જોઈએ કેમકે આ જાતની મશ્કેરીને કાયદાની કોરટ

ઉત્તેજન આપશે નહિ. વળી તોહોમતદારે પોતે પોતાની મેળેજ સુરાપાન કર્યું હતું એટલે ચોરી સાબીત છે, છતાં તોહોમતદાર ન્હાની વયનો છે, આબરૂદાર છે અને આ તેનો પ્રથમ ગુન્હો છે તેથી ક્રી. પ્રો. કોડની '૫૬૨' મી કલમ મુજબ એને જમીન લઈને છોડવાનો હુકમ કરવામાં આવે છે.

ઝવેરચંદ–સાહેબ ! મ્હારૂં ઘડિઆળ ને પાકીટ મને મળશે ?

મેજીસ્ટ્રેટ–હા તે તમને મળશે. ત્રીજો ગુન્હો મહાવ્યથાનો છે. તોહોમતદાર નિર્મળકુમારે ફરિયાદી સકલશુદ્ધશંકરને જોરથી તમાચો માર્યો તેથી લોહી નીકળવા ઉપરાંત તેને ઈજા ઘણી થઈ. દાકતરની જુબાનીથી જણાય છે કે એના કાનને કાયમની ઈજા થઈ છે તેથી હવે એ કદી પણ સાંભળી શકશે નહિ. આ ગુન્હો કરવાનું કારણ ઘણું વિચિત્ર છે. તોહોમતદાર એક વિચિત્ર મૂર્તિ છે. શાસ્ત્રી છે અને પુરાણ વાંચી પેટ ભરે છે; અને ભાષાશુદ્ધિનો ઝંડો લઈ બધે ફરવા નીકળ્યો છે. ફરિયાદી અશુદ્ધ બોલ્યો તેથી ત્હેને તોહોમતદારે તમાચો લગાવી દીધો પરંતુ જ્યાં સુધી વ્યાકરણના નિયમને બીજા કાયદા જેટલું સન્માન મળ્યું નથી, ત્યાં સુધી નિર્મળકુમારને પોતાના હાથ કબજે રાખવા પડશે. તેને સજા કરવી ઘટે છે. પણ કામની પ્રથમ મુદતે તેમણે સવાલનો જવાબ દીધો "કે અકસ્માક નામ નિર્મળકુમાર; પુરાણ વાચન મદીય પૈતૃક કૃત્ય; લેખન વાચનને શુદ્ધ કરવા તે મામકીય કર્તવ્ય; અસ્મદ્ ગૃહે આ સર્વ સજ્જનો સકલશુદ્ધશંકરાદિનું નિરંતર આગમન થાય છે. શત્રુતાનો સંભવ નથી; તેમને વ્યથા કરવાના હેતુનું અસ્તિત્વ મ્હારા મસ્તિષ્કમાં નહોતું." વગેરે જવાબો ઉપરથી અને દાકતરની જુબાની ઉપરથી પણ જણાય છે કે તેમને Monomania થયો છે; તેમના સાક્ષીઓની જુબાની ઉપરથી પણ

જણાય છે કે તે હંમેશ નિર્દોષ જીવન ગાળે છે. વળી ફરિયાદી સજા કરાવવાનો આગ્રહ બતાવતો નથી. તેથી તોહોમતદારને છોડી મુકવામાં આવે છે. પણ તેમનું "મસ્તિષ્ક" સુધારવા માટે તેમને થાણાની Asylum માં બાર મહિના સુધી રાખવા જેથી તેમનું "મસ્તિષ્ક" સુધરે અને તે દરમિઆન લોકસમૂહ નિર્ભય રીતે અશુદ્ધ બોલે તથા અશુદ્ધ લખે અને પોતાની સ્વતંત્રતા સંપૂર્ણ રીતે ભોગવે ! ! !

( કૃષ્ણરાવ ભોળાનાથ દીવટીઆ. )
સાહિત્ય, એપ્રિલ સને ૧૯૧૩.

# (૨૮) ઉત્પુલકા નગરીનાં છ રત્નોને તપસ્વિનીની સૂચના.

**સ્થળ**—ઉત્પુલકા નગરીનો રાજમાર્ગ.

**પાત્રો**—તપસ્વિની તથા રાણી સુનૃતાની દાસી.

**તપસ્વિની**—( પ્રવેશીને સ્વગત ) બહેન ચારુલોચનાની આજ્ઞા પ્રમાણે હું ઉત્પુલકા નગરીમાં આવી તો ખરી, પણ હવે મારે આ નગરીનાં છ રત્નને શી રીતે મળવું ? બહેન ચારુલોચનાએ તો કોઈ ન જાણે તેમ ગુપ્તપણે કામ કરવાનું કહ્યું છે, અને તેથીજ મેં આ તપસ્વિનીનો વેષ લીધો છે. આ નગરીનાં છ રત્નમાંથી એકને મળીને સંદેશો પહોંચાડું તોપણ કામ થાય તેવું છે, પણ આટલે લાંબે આવીને છમાંથી એકનાંજ દર્શન કરીને જવું એ ઠીક નથી. દેશ દેશાંતરમાં આ ઉત્પુલકા નગરીનાં છ રત્નની કીર્તિ પ્રસરી રહી છે, અને મોટા

મોટાઓ પણ તેમનાં દર્શનને માટે ઝંખી રહ્યા છે. તો મારે આવો લાભ ફરી ફરીને ક્યાં આવનાર છે? પુરુષને તો આ છ રત્નનાં દર્શન થવાં કઠણ છે, પણ હું સ્ત્રી છું અને તેમાં વળી આ વેષમાં છું એટલે મને ઘણી અડચણ નહિ પડે. કહેવાય છે કે આ છ રત્નો જેમ રૂપમાં ગુણમાં અને વિદ્યામાં અત્યંત કુશળ છે તેમ યુદ્ધકળામાં પણ બહુ નિપુણ છે, તેમને રણે ચઢવાનો હજી પ્રસંગ આવ્યો નથી, પણ સાંભળ્યું છે કે રણમાં સમર્થ યોદ્ધાઓને પણ હંફાવે એવું ચાતુર્ય તેમનામાં છે. અહો! આજે તેમનાં દર્શન કરી હું કૃતાર્થ થઇશ. પણ આ તપસ્વિનીનો વેષ કળાઈ ન આવે એવી મારે સાવચેતી રાખવી જોઈએ. ચાલ ત્યારે પેલું ભજન ગાતી ગાતી આ રાજમાર્ગમાં ફરૂં. એટલામાં કોઈ મળી જશે તો આ છ રત્નની ભાળ પૂછીશ.

(મોટેથી ગાય છે.)

પદ.

કોઈ ચેતો રે કોઈ ચેતો.  
ચેત્યા નથી તેનો થાવો અંતમાં ફજેતો રે કોઈ ચેતો,  
  ભાઈ! કોઈ ચેતો, બહેનો! કોઈ ચેતો.  
ગઈ જુવાની ઘડપણ આવ્યું, કાળ નગારૂં એ તો.  
મુડી પકડી પટકી દેશે, નિરાંત ધરી શું રહેતો,  
  અરે! અરે! કોઈ ચેતો, ભાઈ કોઈ ચેતો—  
વહ્યા ઘણાને તું પણ ચાલ્યો, ભવસાગરમાં વહેતો,  
હૈયાફુટા હરિનાવમાં, કાં નથી બેશી લેતો,  
  અરે! અરે! કોઈ ચેતો, કોઈ ભાઈ ચેતો—  
ભજી લે હરિને ત્યજી વિષયોને જો બચવા ઇચ્છે તો  
ધર્મ સજી લે, અંતકાળ છે, સંગી તારો તે તો  
અરે! અરે! કોઈ ચેતો, ભાઈ! કોઈ ચેતો, બહેનો! કોઈ ચેતો.

**દાસી**—( પ્રવેશ કરીને સ્વગત ) આ કોઈ વિરાગી તપસ્વી જણાય છે. લાવ એની સાથે વાત કરી જોઉં અને જો ભોજનની ઇચ્છાવાળી હોય તો તેડી જાઉં.

( પ્રકાશ) માજી! તમે ક્યાંથી આવો છો? અને શું જોઈએ છે?

**તપસ્વિની**—બ્હેન! હું ઘણે દૂરથી આવું છું. પરમાત્માનું સ્મરણ કરતાં જ્યાં ત્યાં પ્રારબ્ધ પ્રમાણે વહ્યા કરૂં છુ. બધી ઇચ્છા છૂટી ગયા પછીજ આ વેષ લેવાય છે. તો પછી મારે અમુક વસ્તુ જોઈએ છીએ એ આ વેષ લીધા પછી બોલવું ઘટતું નથી.

**દાસી**—માજી! તમારે ભોજનની ઇચ્છા હોય તો મારી સાથે પધારો. દેવી સુનૃતાના ભવનમાં અતિથિનો હંમેશ સત્કાર થાય છે. તમારી ઇચ્છા હોય તો હું તમને તેડી જાઉં.

**તપસ્વિની**—દેવી સુનૃતા કોણ છે? અને તમે મને ત્યાં તેડી જશો?

**દાસી**—દેવી સુનૃતા આ નગરીના મૃદિમન્ રાજાનાં મહારાણી છે, અને હું તેમની મુખ્ય દાસી છું. દેવી સુનૃતા હમણાં પોતાના ઉદ્યાનમાં પોતાની પાંચ સખીઓ સાથે વાર્તાવિનોદ કરે છે. ત્યાં તમારો સત્કાર થશે.

**તપસ્વિની**—પાંચ સખીઓ કોણ છે?

**દાસી**—માજી! તમે આ નગરીનાં છ રત્ન વિષે નથી સાંભળ્યું? આ ઉત્પુલકા નગરીમાં છ સ્ત્રીરત્નો છે. તે આ ત્રિલોકના ભૂષણ રૂપ છે. એમના સમાન ગુણમાં કે રૂપમાં આ ત્રિભુવનમાં કોઇ પણ યુવતિ પૂર્વે થઈ નથી અને હવે થશે નહિ. રૂપમાં, ગુણમાં અને ઉમરમાં સરખાં હોવાથી તેમનો પરસ્પર ભારે સ્નેહ છે. છતાં શરીર જુદાં છે. બાકી આત્મા એક છે. અમારાં મહારાણી સુનૃતાનું નામ

તો મેં તમને કહ્યું. રાજાનાં નાનાં બ્હેન સુવિક્રાંતા એ આ છ રત્નમાં બીજાં છે. ત્રીજાં આ નગરીના નગરશેઠ વિજયંત શેઠનાં ધર્મપત્ની સુવર્ણા બ્હેન છે. ત્રિલોકમાં રૂપગુણમાં એમનો જોડો નથી; ચોથાં પ્રધાન સંધિવિચક્ષણનાં પુત્રી સુનીતા છે, એમનું બીજું નામ સાહસિકા છે. પાંચમાં રાજપુરોહિત નિષ્કલંકનાં પુત્રી સુસ્મિતા છે. અને છઠ્ઠાં વિજયંત શેઠના પ્રિયમિત્ર અને રાજાના ખાનગી કારભારી દૃઢીમનનાં પુત્રી સુનયના છે. લો, ત્યારે હવે પધારશો? પાછી વાર થશે તો મને ઠપકો મળશે.

**તપસ્વિની**—ભલે, તમારો બહુ આગ્રહ છે, તો ચાલો ( સ્વગત ) આપણે તો ભાવતું હતું તે વૈદે કહ્યું. ( પૂર્વેનું પદ ગાતી ગાતી જાય છે. )

ગરબો.

સખિ! અબળાનું આ જગ માંહ્યરે, દૈવત એક પતિ,
સેવી તેને સ્ત્રીજાતિ સદાયરે, પામે ઉંચી ગતિ;
પતિસેવા એ જપ તપ મોટુંરે, આપણ અબળાનું,
પતિ સેવા વિણ બીજું બધું ખોટુંરે, તત્ત્વ શાસ્ત્ર સઘળાનું.
સ્ત્રીને બ્રહ્મા સ્વામી, નિજ, વિષ્ણુ નિજ ભર્તાર,
મહેશ સ્ત્રીના નિજ પતિ, જીવન જગદાધાર;
ચોસઠ તીર્થો ને વળી, પવિત્ર ચારે ધામ,
નિજ પતિ ચરણે જાણતી, સાધ્વી સતિ લલામ.
સ્મરીએ, સ્મરીએ, સ્મરીએ, સ્મરીએ પતિ નામનેરે,
ધરીએ, ધરીએ, ધરીએ, ધરીએ પતિ ધ્યાનનેરે,
હરીએ, હરીએ, પરહરીએ બીજાં કામનેરે;
પ્રેમભક્તિવડે, આવો, લઈએ લ્હાવો, ઠરી સ્થિર રે પતિપદમાંહિ મતિ; સખિ૦

હોયે પતિ કુબડો લુલો, બહેરો મૂંગો અંધ;
તોપણ સ્ત્રીએ સેવવો, ઇશ્વર ગણી નિજ કંથ,
પતિ સેવા જેવું સ્ત્રીને, સુખ સાધન નથી અન્ય,
પોતે તરી કુલ તારતી, પતિવ્રતાને ધન્ય.
તારા, સીતા, સાવિત્રી, સતી મંદોદરીરે;
દમયંતી દ્રૌપદી આદી બીજી બહુ સુંદરીરે;
પતિને પ્રભુ જેવા જાણીને આ વિશ્વે તરીરે;
પતિમાં પ્રોઈએ મન, મળ ધોઈએ, સતીમાં સ્હોઈએ, આપણ સર્વેરે
જેથી ખુલે ભાગ્યરતિ; સખિ૦

શિવ રૂઠયે પતિ તારતા, પતિ રૂઠયે શિવના જ;
માટે પતિસમ શ્રેષ્ટ કો, દેવ ન સ્ત્રીને કાજ.
અષ્ટસિદ્ધિને નવનિધિ, પતિસેવાથી સ્હેલ,
પતિવ્રતાને વિશ્વમાં, કાંઈ નથી મુશ્કેલ.
નમીએ, નમીએ, નમીએ, નમીએ એવા દેવને રે;
તનથી, ધનથી, મનથી કરીએ સદા સેવને રેઃ
સાધન માટે જઈએ શાને પર્વતે વને રે;
ઘરમાં રહીને, શ્રમ વહીને, સુખ લહીએ, પામે તપથીરે જેહ મોટા
યોગી યતિ; સખિ૦

**તપસ્વિની**—( દાસી સાથે ગાતી પ્રવેશે છે. )
ભજ મન હરિ હર પ્રેમ ધરીને,
વિષયેચ્છા દૂર કરીને;
સદ્ગુરુથી મુક્તિ મેળવીને, જા ભવથી તું તરીને; ભજ૦

**દાસી**—(સુનૃતાને) મહારાણી ! આ તપસી યોગિનીને માર્ગમાંથી હું અતિથિ રૂપે તેડી લાવી છું.

સુનૃતા વગેરે—( આવકાર દઈને ) પધારો પધારો. ( બેસવાનું આસન આપીને સર્વ સખીઓ બેસે છે. પછી )

સુનૃતા—હે તપસ્વિની માતા! આપનાં ચરણકમલથી આ અમારી નગરી પાવન થઈ છે. આપ ક્યાંથી પધારો છો અને હવે કયે સ્થળે પધારવા ઇચ્છા છે?

તપસ્વિની—બહેનો! હું દૂરથી આવું છું. તીર્થોમાં વિચરૂં છું. તમારી નગરીમાં ફરતી ફરતી આવી ચઢી છું. માર્ગમાં આ તમારી દાસીના મુખથી આ નગરીનાં છ રત્નો વિષે સાંભળીને તમારાં દર્શનની મને ઇચ્છા થઈ આવી તમારા ગુણ અને સૌંદર્ય વિષે જેવું મેં સાંભળ્યું હતું તેવુંજ નજરે જોઈ બહુ પ્રસન્ન થઈ છું.

સુનૃતા—તપસ્વિની માતા! તમારે કોઈ પદાર્થની ઇચ્છા હોય તો સુખેથી માંગો.

તપસ્વિની—બહેન! મારે તમારી પાસેથી કે કોઈ પાસેથી કાંઈ લેવાનું નથી. અન્ન વસ્ત્ર તો શરીરના પ્રારબ્ધથી જ્યારે ત્યારે આવી મળે છે. સંસારમાં કાંઈ પણ ઉત્તમ કાર્ય કરતાં આયુષ પુરૂં થાય એ સારૂં છે. બાકી મરણ તો ઘડી ઘડી આપણી પાસે આવતુંજ જાય છે. વારૂ પણ બહેનો! હું તમને જુદાં જુદાં ઓળખવા ઇચ્છું છું. તે ઓળખાવશો?

સુનૃતા—તપસ્વિની માતા! સાંભળો આ દેવી સુનૃતા તો આ નગરીનાં મહારાણી છે. આ દેવી સુવિક્રાંતા તો ધવલાનગરીનાં મહારાણી અમારા રાજાનાં બહેન થાય છે. આ સુવર્ણા અહીંના નગર શેઠનાં ધર્મપત્ની છે. આ સુસ્મિતા આ નગરીના રાજપુરોહિતની પુત્રી છે. આ અમારા રાજ્યના ખાનગી કારભારીની પુત્રી છે તેમનું નામ સુનેત્રા છે. અને હું પ્રધાનપુત્રી છું. હવે જે કંઈ તમારે કહેવાનું

હોય તે કહો. કેમ સર્વને ઓળખ્યાં કે નહિ ?

**તપસ્વિની**—હા. ઓળખ્યાં પણ મને ભાસે છે કે તમારા-માંથી પાંચને કાંઇક દુઃખના દિવસો આવે છે, અને તે દુઃખ આ સુવર્ણા બાઇના નિમિત્તથી આવવું જોઇએ. કોઇ દુષ્ટ ક્ષત્રિયથી ભય દુઃખ થશે. માટે સંભાળથી રહેજો. પોતાનાં થઇને રહેલાં ઘરનાં ચાકર માણસોનો પણ વિશ્વાસ રાખશો નહિ. આગળ તમારૂં દુઃખ ટળશે, પણ એકવાર દુઃખ આવવા જેવો યોગ છે, માટે ચિંતા ન કરતાં સાવધાન રહેજો. હું તો માત્ર તમારાં દર્શનની ઇચ્છાવાળી હતી તે ઇચ્છા પૂરી થઇ છે. માટે હવે મારે માર્ગે જાઉં છું. પરમેશ્વર કલ્યાણ કરો ( છએ જણાં વિચારમાં તથા આશ્ચર્યમાં પડી જાય છે. )

( વનિતાવિશ્રામ તરફથી મળેલું. )

---

# (૨૯) સંસાર યાત્રા.

## બાળાઓનો એક સંવાદ.

---

### સ્થળ—નિશાળનો ઓરડો.

### શાર્દૂલ વિક્રીડિત છંદ.

**રતન**—સ્વાધારે પ્રિય પંથમાં વિચરવા, પાંખો ન આવી જહીં,
ત્યાંતો લગ્ન સંબંધ બંધ પડતાં, ભાગ્યે જડાઇ ગઇ.
જાણું લાભ બિચારી હું નવ જરી, સ્થિતિ થશે શું તહીં,
છોડી માત પિતા સહોદર જવું, સંસાર યાત્રા મહીં.

( ન કરરે હો કાળી કોયલડી ટહુકાર એ રાહ. )

ચંપક—પરહરિ હો શોક ને ધારો ઉમંગ, ટેક.
બુદ્ધિરૂપી છે ઉત્તમ નંગ, તેથી શોભાવો સહુ પ્રસંગરે—પર૦

રતન—હાથમાંથી દોર છુટીને ચાલ્યો પવન પીઠે પતંગ;
કયે સ્થળે જઈ વિરામ લેશે ઉઠે એવા તરંગરે
જોઈ વાંચી હો બની ગઈ છું હું દંગ

બધી—મુશ્કેલ બનશે સહેલ તમોને છે વિદ્યાનો સંગ;
વિકટ વેળાઓ વટી જશે ને સુઝશે સરળ પંથરે—પરહરિ હો૦

રતન—અનેક રંગી આ દુનિયામાં રોજના નવલા રંગ;
જુદી જુદી કડી સાથે કરતાં સાંકળ થઈને સળંગરે
ન ઘડાતો હો સહુને એક સરીખો પ્રસંગ.

ચંપક—ભૂલ થઈ ત્યાંથી ફરીથી ગણવું, થાવું ના ઉલટ ભંગ;
ત્રિવિધ તાપને ટાળી દેશે, વિદ્યા માતા ગંગરે-પરહરિ હો૦

રતન—પણ ત્યાં તોઃ—
ભણવાપર પ્રીત થઈ સબળી, તવ યુક્ત થવું ગૃહકાર્ય મહીં.
પુરપાટ વહી અરધે અટકી, નવ ત્યાંની રહી નવ ત્યાંની રહી!

ગંગા—બેન રતન, મોડે વ્હેલે સર્વને સંસાર યાત્રા કરવાની છે, તો આ મિથ્યા શોચ તે શાને?

રતન—સંસાર યાત્રાની વેદના તો વીતિ હોય તે જાણે

કમળા—ભણતી વયમાં આપણે કેટલાં સુખી છીએ તે તું શું જાણે?

ગંગા—નહિ જાણું તો સમજાવો; તમે મારાં મોટાં બેન છો.

કમળા—માબાપને ત્યાંથી નીકળી સંસાર યાત્રાનું પ્રથમ

મંગળાચરણ સાસરીમાં કરવાનું છે. ત્યાં કેવી કેવી વિટંબણા વેઠવાની છે તે કેમ સમજાવું?

રતન—અનુભવ થશે ત્યારે સમજાશે.

ચંપક—એમજ છે. માબાપના ઘરનાં સુખ સાંભળીને તિલાંજલી દેવાની, નમાયા થઈ જિંદગી પરવશ ગાળવાની.

રતન—બરાબર બા, મને તો બધુંયે વીતે છે.

કમળા—મારા જેવું કે?

રતન—હા, હા. પીઅરમાં ભોજાઈનું જોર અને સાસરીમાં નણદીનો દોર,

ગંગા—તેમાંજ તો મારાં બાઈ સુકાઈને સલ ( સળી ) થઈ ગયાં છોને!

કમળા—( ચંપકને ) અમારાં જેવું દુઃખ શું બધાંને પડતું હશે?

ચંપક—ઘણાં ખરાંને.

રતન—તેનો ઉપાયજ નથી?

ચંપક—ઉપાય તો છે, પણ કરે છે કોણ? આ જો.

> પતિ સેવા, મર્યાદા, આદિધર્મ શાસ્ત્રના સિદ્ધાંતે;
> ભૂષિત કર્યાવિણ કન્યા, વિવાહ તેનો કરવો નહિ તાતે.

રતન—આજકાલ તો ક્યાંય એવું શિખવાતું નથી.

કમળા—અને તેથીજ બિચારી બાળાઓને વેઠવું પડે છે ને.

ગંગા—બધીજ વાત કાંઈ શિખવાતી નથી. એતો અક્કલથી કેટલુંક જાણવાનું છે.

ચંપક—અનુભવ એક રીતે મળતો નથી. કાંઈક વાંચવાથી,

કાંઈક શિખવાથી, કાંઈક જોવાથી, અને કાંઈક જાતપર વેઠવાથી. માટેજ માબાપે બચપણથી;—

બાળક અને સ્ત્રી જાતને અતિ લાડમાં ન રમાડવાં;
દેખાડવો જરી ધાક પણ ના બેઉને કદી તાડવાં.
છકશે અતિશે લાડથી ને નઠોર બનશે મારથી.
માટે ભરી ગૃહ જ્ઞાન, વિદ્યા કરવી તેને ભારતી.

ગંગા—વિદ્યા તો દેવાય છે.

રતન—પણ ગૃહજ્ઞાનનું ઠેકાણું કયાં ?

ગંગા—પૂછતા નર પંડિતા, માટે પૂછીને જાણવું.

કમળા—એમ તો અમે થોડું થોડું જાણીએ છીએ, સમજ્યાં ?

રતન—પણ સાસુઓ તો વહુ ઘેર આવે કે ઘરનો બધો ભાર તેને શીર ચઢાવે છે.

કમળા—ને જો જરા ભૂલ થઈ તો શીરપાવ તૈયારજ.

ગંગા—શાનો ? મેથીપાકનો કે વાગ્બાણનો ?

કમળા—વાગ્બાણનો. આ કાળજું કોરાઈ જાય એવો.

ગંગા—તમારા શાસ્ત્રમાં આને માટે કાંઈજ કહ્યું નથી ?

ચંપક—છે તો ઘણું એ, પણ વાંચે કોણ અને વાંચે તો તે પ્રમાણે ચાલે કોણ ?

રતન—કહે ને, સખી, શું કહ્યું છે ?

ચંપક—દિલ પ્રમાદ ને પરહરિએરે—ધર્મ નીતિએ.
મૃદુ વાણીથી મન હરિએરે—ધર્મ નીતિએ.
થયા સોળ વર્ષ જવ સુતને, ગણી લેવો મિત્ર સજને
નહિ ટોકવા કદિ કટુ વચનેરે—ધર્મ૦

થઈ બાર વર્ષની નારી, તે માન તણી અધિકારી
કહેવા સહુ બોલ વિચારીરે—ધર્મ૦
મારૂં સારૂં નવ કહીએ, સારૂં સહુમાંથી લઈએ
વર્તનમાં ગુંથી દઈએરે—ધર્મ૦

ગંગા—એતો પોથીમાંનાં રીંગણાં.

રતન—કેમ વારૂ ?

ગંગા—છે કોઈ અહીં એવી સાસુ કે જેના ગળામાં આ વાત ઉતરે ?

કમળા—એવી તે કયી સાસુ હોય કે જે વહુના ઉપર પોતાનો કાયદો ન ચલાવે ?

ચપંક—એમાં ખરો વાંક જુઓ તો માબાપનો.

ગંગા—બિચારાં માબાપ તે શું કરે ? સાસરીયાં પજવે તેમાં એમનો વાંક તે કેમ કઢાય ?

ચંપક—માબાપે પુત્રીના વિવાહ અગાઉ એ બધાંની તપાસ કરવી જોઈએ.

રતન—જ્યાં દીકરીને પૈસા સાટે દેવાય ત્યાં બધી તપાસ કરતાં કેમ પાલવે ?

કમળા—તેથીજ લાકડે માંકડું જોડી દેતાં હશે ! !

રતન—એમજ છે, પણ તેનું બુરૂં ફળ આવ્યા વગર રહેતું નથી.

ગંગા—તરત માટે તો થેલી ભરાય છે ને !

ચંપક—પણ જાણે છે કેઃ

વેચીબાળા (૨) બિચારીને મટુકી ભરતાં લઈને હરામના દામ.
તેને કરમે રહેવાનો ડામ રે—વેચી૦

ઘરનું ધન પણ એમાં તણાશે, મળે ન ખાવા મામ.
પારકી થાપણ ઓળવીને બધે થવું બદનામરે—વેચી૦
સગાંસ્નેહીમાં નીચું જોવાનું કાજળ અડતાં શ્યામ.
જડમૂળ જાશે ઉખડી જ્યારે, કોપે જગનો સ્વામરે—વેચી૦

ગંગા—કન્યાનું ધન શું આવો કહેર કરે?

રતન—હાસ્તો.

તુળસી હાય ગરીબકી કબુ ન ખાલી જાય,
મુવા ઢોરકા ચામસે લોહા ભષ્મ હો જાય!

કમળા—ત્યારે પુત્રીનો શાપ કેમ ન લાગે?

ચંપક—ધાનત તેવી બરકત. માટે માબાપે પોતાની પુત્રીની ઇચ્છા જાણી તે પ્રમાણે વરતવું જોઈએ. વેદમાં પણ સ્વયંવર કરવાનું કહેલું છે.

ગંગા—ત્યારે તો બધેજ સ્વયંવર કરાવો, જાઓ,

રતન—એમ કરતાં તો મરે, અને જો ભોગ જોગે દીકરી કહે કે આમ કરો તો જોઈ લેવો તમાસો.

ચંપક—વાડ વેલાને ગળે ત્યાં શું ઉપાય?

કમળા—હવે માબાપની વાત તો સમજ્યાં પણ સાસરામાં આઘ વેર ધંટીને ધઉં, આઘ વેર સાસુને વહુ. એમ રોજનું ચાલ્યા કરવાનું તેનું કેમ?

ચંપક—સ્ત્રી કેળવણીમાં વધારો થતાં એ વર્ણનમાં જરૂર ફેર પડશે.

રતન—પ્રભુ, એ ભાગ્યવંત દિવસ જલદીજ દેખાડે.

કમળા—સ્ત્રીઓ એમ સુધરશે તો ખરી પણ જ્યાં ધણીજ માવડીયા થઈ જાય ત્યાં બીજાની તે શી વાત!

ચંપક—એ બાળલગ્નનો પ્રતાપ.

ગંગા—તો હવે મોટાં થઈને પરણજો.

કુમળા—એસને હવે બહુ ડાયલી થતી.

રતન—બેન ગંગા, જોતી નથી કે કુમળી વયમાં ઘરકાજની જંજાળમાં ઝીપલાવવું પડે છે, ત્યારે વિદ્યા રહે વિદ્યાને ઠેકાણે અને સંસારની જુસરી ખેંચે પરાણે.

ગંગા—આભ ફાટે ત્યારે થીંગડું ક્યાં દેવાય ?

કુમળા—પણ જ્યારે સાસુઓ દીકરીનું ઉપરાણું લઈ વેવાઈ સાથે વઢવા જાય ત્યારે પોતાની વહુવારૂને કનડતાં કાં વિચાર નહિ કરતાં હોય ?

રતન—એતો આપસી તે લાપસી અને પરાઈ તે કુસકી.

કુમળા—હા, એમજ છે. સાસુ ફોડે તે ઠીકરાં અને વહુ ફોડે તે ફલાડાં.

ગંગા—વાહરે મારી ડાહીમા.

ચંપક—સો સૌના મનથી ડાહ્યાં.

ગંગા—તો કહો કે માથે પડી વિશ્વદેવા, પડે તે પંજેરવું.

ચંપક—હા.

રતન—પંજેરે તો ખરાં, પણ પજરણ ચાલુ રહે છે.

કુમળા—એમ તો વહુઓ પણ ક્યાં કાચી હોય છે કે પોતાનો દાવ આવ્યે સોગટી મારવાનું ચૂકે !

ગંગા—સો દહાડા સાસુના તો એક દહાડો વહુનોય આવવાનો.

ચંપક—એમ રોજના કંકાશથી ગોળીનું પાણી પણ ઘટે.

કુમળા—નાદાન વહુઓ કરતાં મોટામાં ખપતી અને પોતાને ડહાપણનો ભંડાર માનતી સાસુઓએ તે જોવાનું છે.

રતન—દીકરી ઉપર જેમ વ્હાલ રાખે તેમ જો વહુસાથે માયા મમતાથી વર્તે તો એમ થવાનું હતું જે!

કમળા—ખાટલે મોટી ખોડ કે પ્રથમ પાયોજ નહિ મળે,

ગંગા—ત્યારે બોલવું શાને?

રતન—હવે તે તને પૂછી જોશું. જો મોટી.

ચંપક—બધેજ કાંઈ સાસુઓ કડક હોતી નથી.

ગંગા—હા, હા, પૈસાદારના ઘરની છોડી તો સાસરામાં બધાંને હાથમાં રમાડે છે. જરાક ઓછું પડયું તો ગામમાં ફજેત ફજેત કરી મૂકે છે.

કમળા—એનો ધણી નહિ બોલે?

ગંગા—બોલે તો બે ખાય.

રતન—તો સાસુ સસરા શામાટે સાંખી રહે? એમણે વહુને આણી છે. કાંઈ વહુએ એમને આણ્યાં નથી.

ચંપક—એતો ખરૂં, પણ પૈસાના તેજમાં સહુ કોઈ અંજાય.

ગરથ સમર્થ પદાર્થ જાણો, દોર ચલવે જગમાં એ રાણો.
કુલીન, પંડિત. સુશિક્ષિત ને સુંદર કાન્તિવાન,
ડહાપણવંતા, ઉદાર, વક્તા ગણાય બહુ ગુણવાન–ગરથ૦
સ્નેહી સંબંધી "હા જી" ભણતાં, વધે ગામમાં શાખ,
ખુશામતીઆ ઉભરી આવે, જેમ મધ પર માખ–ગરથ૦
લેખામાં ના ગણે કોઈને રાખી મનમાં ધૂન,
ગુમાની, તોરી, દંભી, મિજાજી, આવડમાંહે સુન્ય-ગરથ૦
લીએ વારસો અભિમાનનો પુત્રી મુકી ધન,
સૌની સાથે અતડી ચાલે બોલે કટુ વચન–ગરથ૦

**રતન**—પણ ગરીબ માબાપની છોડીને તો જેમ મરજીમાં આવે તેમ સતાવે છે, પજવે છે,

**ગંગા**—વગર વાંકે ?

**રતન**—હા, હા. મારા સમ.

**ગંગા**—સાવ જુઠું, એ હાથ વગર તાળી પડતીજ નથી.

**કમળા**—એ તો હું એ જાણું છું કે એકનો આખો ને બીજીનો અરધો વાંક તો હોવોજ જોઈએ.

**ચંપક**—બરાબર છે. એ વાસણ હોય તે ખખડે તો ખરાં.

**રતન**—પણ એ ખખડાટ જિંદગી સુધી ચાલતો નથી. ઘડી પછી ભુલી જવાતું હોય તો મન વળે, પણ આતો રાંડ તારો રોટલો ને ઘડનાં ભાંગ્યો, એ રોજનો કંકાશ તે કેમ ખમાય!

**ગંગા**—તો વિદ્યાનું સાર્થક શું, બોલોને !

**કમળા**—નાદાન વહુવારૂને બધી આવડ તે ક્યાંથી હોય ! જરા નરમ ગરમ તો થવું જોઈએ ના !

**રતન**—નરમ થાય તે સાસુ કામનીજ શું !

**ગંગા**—વિદ્યાના બળે કર્તવ્ય જાણી, તે પ્રમાણે વર્તી, પ્રથમ આપણે આપણા પતિને પ્રસન્ન કરવા જોઈએ, અને ધણીએ માની તેને દુનિયાએ માની.

**કમળા**—હા, ધણીની માનીતી સો ગામ ઉજ્જડ કરે, ખરૂંને રતન બેન ?

**રતન**—હા. લોચા પોચા માડીના ને છેલ છબીલા લાડીના, એમ થાય તોજ સાસુઓ ઠેકાણે આવે.

**ગંગા**—ત્યારે તો વશીકરણ મંત્ર શીખવો.

રતન—મેં તો ઘણુંએ વાંચ્યું છે, પણ ક્યાંય એ વશીકરણ મંત્ર સાંપડતો નથી.

કમળા—એ તો ખાલી નામ છે નામ, એવો મંત્ર હોયજ નહિ.

ગંગા—ન હોય તો ખાલી નામજ કેમ પડે? માટે હોવો તો જોઈએ.

રતન—ક્યાં હશે ત્યારે? (ગંગાને) બેન, તું જાણે છે?

ગંગા—ચંપકને પૂછી જો. એણે બહુ વાંચ્યું છે કદાચ જાણતી હોય તો!

રતન—(ચંપકને) બેન, તમે વશીકરણ મંત્ર જાણો છો?

ચંપક—હા.

ગંગા—લો, ભાવતું હતું ને વૈદે કહ્યું.

કમળા—આપણને મ્હોં માગ્યું મળ્યું.

રતન—(ચંપકને) કહો ને બેન.

કમળા—જરા વિસ્તારીને કહેજો.

ગંગા—(કમળાને) અને તમે મગજ ઠેકાણે રાખી શીખી લેજો.

કમળા—(ગંગાને) બેસને હવે મુગી, મુગી.

ચંપક—વશીકરણ મંત્ર તે મૃદુતા, વાણીની મિઠાશ, મૌન્ય, નિષ્કલંક વર્તન, સરળતા, ક્ષમા, ઉદારતા વગેરે છે.

રતન—બરાબર ન સમજાયું.

કમળા—ખાચડો થઈ ગયો ખીચડો. માટે ધીમે ધીમે દાખલા દઈ સમજાવો.

ગંગા—હા, હા, આસ્તે આસ્તે કહો કે એમના હૃદયમાં ઉતરે.

ચંપક—વારૂ, વનો વેરીને વશ કરે, માટે આપણે બધાં સાથે માયા મમતાથી વર્તવું.

કમળા—એટલે કાર્ય સિદ્ધ ?

ચંપક—હા. આપણે જેવું બોલીએ તેવોજ પડઘો પડે છે. આરસીમાં જેવું મુખ કરીએ તેવુંજ દર્શન થાય છે, તેથી આપણે જો બીજાના તરફથી સારા વર્તનની આશા રાખીએ તો આપણે તેમની સાથે સારી રીતે વર્તવું જોઈએ,

રતન—ના, એતો જેવા સાથે તેવું થવું જોઈએ.

ચંપક—પાણીમાં રહીએ અને મગર સાથે વેર કરીએ એ કેમ પાલવે.

કમળા—( રતનને ) હવે રહેવા દેને એ બધું ટાયલું.

રતન—લ્યો, ત્યારે આ હાથ જોડીને ઉભા.

ગંગા—એમ કાં ? વશીકરણ મંત્ર શીખવો નથી ?

રતન—આઘી રહે હવે, જો મોટી.

ચંપક—બેનો, તકરાર મૂકી સાંભળો હવે.

असहाय समर्थोपि तेजस्वी करिष्यति ।
निर्वाते ज्वलितो वह्नि स्वयमेव प्रशाम्यति ॥

માટે પ્રથમ પતિસેવાથી સ્વામીની સહાયતા મેળવવી, અને તે સાથે સાસુસસરાને માબાપ સમાન માન દેવું, જેઠજેઠાણી સાથે નમ્રતા ધરવી, દિયરદેરાણીને પ્રેમ બતાવવો, ક્રોધ કરવો નહિ, બીજાને દમવા નહિ, સમજ્યાં ?

રતન—શું વશીકરણ મંત્ર આવો સાદો છે ?

કમળા—કોણ જાણે બા, મને તો આ ભાષણ જેવું ટાયલું લાગે છે.

ગંગા—ખરેખર એમજ છે.

ચંપક—એ ટાયલું નથી પણ ખરૂં છે. અનુભવ વગર ખરાં ખોટાનું ભાન નથી.

રતન—એ તો ખરૂંજરસ્તો.

ગંગા—તમે કોઈ અનુભવ લીધો હોય તો કહી બતાવો પત્યું.

કમળા—એજ ઠીક થઈ પડશે.

ચંપક—મારી પડોશમાંજ એક દાખલો બનેલો છે.

ગંગા—શું, રસ પડે એવો ?

ચંપક—હા, હા.

કમળા—તો, તો, કહો.

રતન—દુઃખીના દુઃખ જાણવાથી દિલાસો મળશે.

ચંપક— તેડી આણી પુત્રવધૂને ઉમંગે,
ફેરવી બધી પિછાનમાં સ્વસંગે.
જોઈ લાડ અતિ ચડયાં વહુ છાકે,
સાસુ સસરા કંથનો ન બોજ રાખે.

ગંગા—ત્યારે તો તનન તનન નાચતી હશે ?

રતન—વારૂ પછી ?

ચંપક— છોડી કામ સ્વછંદે ફરે,
પરઘર ઘરની વાતો કરે.

કમળા—આતો ભુંડું.

ચંપક— નણુદીને ધમકાવે અતિ,
જરા કહ્યું તો સામી થતી.

ગંગા—એ તે કેમ ખમાય ?

રતન—આગળ તો સાંભળ.

ચંપક— નણુદી સાસુ સસરા કંથ,
તણી ધીરજનો આવ્યો અંત.

સ્વામી મારે અદકો માર,
તોય ન સુધરી ઘરની નાર.

કમળા—પત્થરપર પાણી.

રતન—નઠોર થઈ ગઈ નઠોર.

ગંગા—તમને તો ત્યારે રોજની ગમ્મત જોવાની મળતી હશે?

રતન—જો તો ખરી, આગળ શું આવે છે?

ચંપક— પતિ જોઈ પરપક્ષમાં ભામા બની ઉદાસ,
વશીકરણ શીખવા ગઈ વૃદ્ધ પડોસણ પાસ.

ગંગા—ડોશીએ તો દાટ વાળ્યો હશે?

ચંપક—ના, ના, ડોશીએ તો ગાડું વાળ્યું.

કમળા—શું ગરેડે આણ્યું

રતન—કેવી રીતે?

ચંપક— મંત્રી જળ આપી કહ્યું રાઢ સમે ધર મુખ,
ભર્તા વશ તારો થશે ટળશે સઘળાં દુઃખ.

રતન—એમ થયું?

ચંપક—હા.

કમળા—એમાં વશીકરણ મંત્ર શો હતો?

ચંપક—મૌન્ય, ન બોલ્યાના નવ ગુણ.

રતન—આ તો ગડબડ ઘોટાળો થઈ ગયો, કાંઈ ન સમજાયું.

ચંપક—તે એમ બન્યું કે જ્યારે વઢવાડ થાય, ત્યારે પેલી વહુ મ્હોમાં પાણી રાખે. હવે જો બોલવા જાય, તો મ્હોંમાંનું પાણી નીકળી પડે, ત્યારે બોલાય તે કેમ?

રતન—વાહરે ડોશી તારૂં ડહાપણ, વાહ.

કમળા—( ગંગાને ) ઘરડાં ગાડું વાળે તે આનું નામ.

ગંગા—બરાબર છે, બરાબર છે. પણ ચંપક, એ લોકોનો કંકાશ એથી કેવી રીતે ટળી ગયો ?

ચંપક—વહુ બોલતી નહિ એટલે અડોસીપડોસી ઘરના લોકોને ઠપકો આપે.

રતન—ત્યારે તો એમનો મિજાજ ગયો હશે ?

ચંપક—પછી પેલી સાસુ ધીમે ધીમે ડોશી પાસે જવા લાગી અને વહુને શું કરી મૂક્યું એમ પૂછ્યું.

કમળા—ડોશીએ એને પણ સમજાવી કાઢી હશે ?

ચંપક—ના, ડોશી બહુ ડાહી હતી. તેણે સાસુને તેના ધર્મ બતાવ્યા અને શાન્ત કરી.

ગંગા—અને એનો ધણી ?

ચંપક—એને પણ ડોશીએ પ્રસંગ થતાં સારી શિખામણ દીધી.

રતન—એટલે બધી ભાંજગડ મટી ગઈ ?

ચંપક—પ્રભુકૃપાથી તેમ થયું.

ગંગા—ખૂબ કરી ડોશીએ તો.

રતન—ત્યારે આપણે પણ એ ઉપદેશ ગ્રહણ કરીશું અને હવે વરઝોળાં થતાં ચૂપજ રહીશું.

ગંગા—તમે તો ત્યારે ચૂપ થશો પણ હું તો અત્યારથીજ ચૂપને ચાપ.

કમળા—બેન, હવે એ વખત ઘડી વેંતમાંજ છે.

ગંગા—પડશે તેવા દેવાશે. હવે રહેવા દો એ વાત અને આવો આપણે રમત ગમત કરી જીવને આનંદ આપીએ. હવે નિશાળ છોડી દેવી પડશે, ત્યારે વળી કોણ જાણે ક્યારે ભેગાં થઈશું !

રતન—હા, હા, ચાલો.

કમળા—બેન, ચંપક, તુંજ ગવરાવ.

ચંપક—તમે બધીઓ રાજી થતી હો તો મારી ના નથી ચાલો.

### ગરબો.

સંસારની યાત્રામાં ખુશાલ મ્હાલ,
વ્હાલ ભર્યાં પત્નીં પતિ જોડલે.
ધાર પ્રીતિ–દૃઢતા–લગામ હાથ,
પ્રેમદા પલાણી શિયળ–ઘોડલે.

નીતિ–ધર્મને પાવડે, સંપ–ભાવ–જીન તંગ,
મૃદુતા–સદ્ગુણ–કાયદે, રાખ મુખ ઉતંગ.
અદ્ભુત રચના રચીને પૂર, ઉભા ખટ અરીરે,
ફસવે માયામાં કરી ચૂર, કંઠે ફાંસો ધરીરે.
તોડોને ફાંસ સજી સુબુદ્ધિ–કટાર,
ઝીલોને ઘાવ આત્મસંયમને ઢાલ–અદ્ભુત.
વિવેક, વિનય વિશ્વાસથી, આજ્ઞા ધાર્યે શીર્ષ,
વડિલ ગુરુ, પતિ, આશિષે, ફળે પુણ્યકર તીર્થ.

સેવા–ભક્તિ તણું કરી સ્નાન,
દયા—વસ્ત્ર કરો પરિધાન.
દેજો શુભ વિચારનું દાન,
તેથી "કાન" થશે કલ્યાણ.

સુખ, દુઃખમાં પતિ છાંયડી, બની રહે નિત પાસ,
તેની વ્હાર પ્રભુ કરે, સંકટ સમય ખાસ–સંસારની.

[ લેખક–કહાનદાસ રામજી પટેલ. ]



# (૩૦) સરસ્વતીચંદ્ર—ભક્તિમાર્ગ સંબંધી સંવાદ.

મ્હેતાજી વિહારપુરી, રાધેદાસ, સરસ્વતીચંદ્ર.

સરસ્વતીચંદ્ર:—

" મુકરર માન...ની કહ્યું મ્હા...રૂં, એક દિન મા...ટીસેં મીલ જા...વું;
એક દિન પં...ખીસેં...ઉડ જા...વું,
મુકરર મા......નની...કહ્યું મ્હા...રું ઉ ઉ ઉ... "
" જુઠીરે કા..યા.. જુઠીરે માયા, જુઠા...માલ ફટા...યા...
જુઠાંરે ત્હારાં સગાં સંબંધી, ફો...ગટ ફે..રા ખા..યા. મુકરર૦
" અંત સમે કોઈ કામ ન આવે, પા..છળથી પસ્તા..વું...
ભોજો ભગત કહે ભજી લ્યો ભાઈ ! હું, ગુણ ગોવિંદના ગાઉં !
મુકરર માનની કહ્યું મ્હારું, એક દિન માટીસેં મીલ જાવું,
એક દિન પંખીસેં..ઉડ...જાવું...ઉડ જાવું...ઉડ...જાવું: "

" કાયા જુઠી.. એ સત્ય. ઉડી..જવું...એ સત્ય. ફેરો ફોગટ
" થયો કે સાર્થક થયો એ બીજો પ્રશ્ન. એ ફેરો ક્યારે સાર્થક
" થયો ગણવો એ ત્રીજો પ્રશ્ન, અને સૌથી કઠણ પ્રશ્ન."

મ્હેતાજી—વિહારપુરીજી, આ ગાયું એટલે સુધી બધા ધર્મનો
"બોધ એક—માયા ખોટી, મૃત્યુ નક્કી, ને હરિભજન કરી મોક્ષ
"પામવો ત્યાં સુધી વાંધો નહિ, પણ કીયા હરિને ભજવો ? વિષ્ણુને,
"શંકરને, શક્તિને, ખ્રીસ્તને કે મહંમદ પેગમ્બરને ? પેલા મંદિરમાં
"હતા ત્યાં શિવકીર્તન કરવાં અને અહીયાં રાધાકૃષ્ણનો વિહાર ગાવો.
"ત્યારે સાચું તે શું ? "

રાધેદાસ—" શિવ ઓર વિષ્ણુ તો એકજ હય."

મહેતાજી—"જો એકજ છે તો આ અનેક નામ ને અનેક "મૂર્ત્તિઓ ને અનેક કથા પુરાણને ભજન શું કરવા જોઈએ? બધુંએ "એકજ કરોની કે આ નકામી કડાકુટ, નકામા ઝઘડા ન થાય! ગોળ-"મટોળ મારા શિવજીને પાણી પાંદડાંની સોંઘી પૂજા કરવી મૂકી આ "ઢોંગ ને ખરચ શું કરવા કરવાં ?"

વિહારપુરી—"મહેતાજી, અલખ તો એકજ છે. પણ તે જ્ઞાન-"માર્ગનું લક્ષ્ય છે. લખ પણ એકજ છે—પણ તેના વિહાર અનેક છે "અને તે ભક્તિમાર્ગનું લક્ષ્ય છે. માટેજ ભક્તિ બહુમાર્ગિણી અને બહુ-"રૂપિણી છે. તેમાંથી જે માર્ગે, જે રૂપે, ભક્તિ પામો તે ભક્તિનું "પરમ સાધ્ય લખરૂપ પમાય છે."

મહેતાજી—"પણ અનેક માર્ગ અને અનેક રૂપમાંથી લેવું કીયું "અને પડતું કીયું મુકવું ?

વિહારપુરી—" અધિકાર પ્રમાણે."

મહેતાજી—"શિવ ભજવા કે વિષ્ણુ ભજવા તેમાં અધિકાર શો ?"

વિહારપુરી—"જો, બચ્ચા અધિકાર સર્વમાં છે. લખરૂપનો અનેક "લહરીવાળો પ્રવાહ સર્વ પાસ મહાસાગર પેઠે ચાલી રહ્યો છે. તેમાંની "લહરીઓ કેણી પાસ જાય છે ? જેની પાછળ જે હોય તેની પાછળ "તે જાય છે. તેમજ પિતા પાછળ પુત્રને પિતાની ભક્તિ પાછળ પુત્રની "ભક્તિ. સર્વ ધર્મ અને સર્વ ક્રિયાઓ સમીપસ્થ પદાર્થોને ઉદ્દેશી વર્તે છે. પિતા કોણ ને પુત્ર કોણ? તેમના પરસ્પર સામીપ્યથી તેમના "શરીરના ધર્મ રચાય છે. અનેક બાળકોને-ભુખ્યાં રૂવેવા દેઈ પોતાનાં "બાળકને સ્તન્યપાન[1] આપવું તે માતાનો ધર્મ ને બાળકોનો ધર્મ છે.

---

1 સ્તન્ય એટલે ધાવણ તેનું પાન.

"તેમ જ કુટુંબનો ઇષ્ટ દેવ સ્વીકારવા તે બાળકને શીખવવું એ કુટું-
"બનો અધિકાર."

મહેતાજી—"ત્યારે તો કુળધર્મ છોડવો નહિ."

વિહારપુરી—" નહિ."

સરસ્વતીચંદ્ર—" વિહારપુરીજી, એ ઉત્તરમાં દોષ નથી !"

વિહારપુરી—" જી મહારાજ, કયા દોષ આતા હે ?"

સરસ્વતીચંદ્ર—" કાલ સવારે ગુરુકૃપાથી મારોજ કુળધર્મનો
"અધિકાર બદલાયો તમે દીઠો."

રાધેદાસ—" એ વાત તો સચ."

વિહારપુરી—"જી મહારાજ, મારી ચૂક થઈ. મહેતાજી, તમારું
"સમાધાન અમારા નવીન જેવાતૃક કરશે ને તેનો અમને પણ લાભ
મળશે."

સરસ્વતીચંદ્ર—"આપને વિદિત હશે કે जन्मना जायते
"शूद्रः संस्काराद् द्विज उच्यते."

વિહારપુરી—" હા જી."

સરસ્વતીચંદ્ર—"જન્મથી ભકિતમાર્ગમાં જન્મ્યો હોય તે
સંસ્કારથી જ્ઞાનમાર્ગમાં જાય."

મહેતાજી—"પણ જ્ઞાનમાં જાય તે કંઈ ભકિતને વખોડે કે ?"

સરસ્વતીચંદ્ર—"વખોડવાની કંઈ આવશ્યકતા નથી. ઉપલે
"પગથીએ ચ્હડીએ એટલે નીચલા સાથે કાંઈ સંબંધ ર્‌હેતો નથી.
"નવો સબંધ થાય એટલે જુનો જાય. પ્રાતઃકાળે જ વિહારપુરીજીએ
"ઉપદેશ કર્યો હતો કે અલખનો પ્રકાશ અને અધિકારીની બુદ્ધિ એના
"સંયોગથી લખસૃષ્ટિ ઉપરામ પામે છે."

વિહારપુરી—" જી મહારાજ, હું તો અલખનાં રહસ્ય શુકમુખ
પેઠે ઉચ્ચારું છું, પણ આપ તેને પ્રકાશિત કરો છો—"

રાધેદાસ—"અને સાથે અમારાં હૃદયકમળને વિકસાવો છો."

મહેતાજી—"નવીનચંદ્રજી મહારાજ, ત્યારે ભક્તિમાર્ગમાંના "અનેકમાંથી કીયો સ્વીકારવો ? "

સરસ્વતીચંદ્ર—અનેક સંસ્કારોના અનેક પ્રવાહમાંથી જેનો પટ તમારી બુદ્ધિ ઉપર વધારે બેસે તે ઇચ્છાથી કે અનિચ્છાથી તમે સ્વીકારવાનાજ. "

× × × ×

આવત મોરી ગલીયનમેં ગિરિધારી ! આવત મોરી ગલીયનમેં ગિરિધારી!"
મેંતો છુપ રહી લાજ કુમારી, આવત મોરી ગલીયન મેં ગિરિધારી !–
મેં તો છુપ રહી...લાજ...કુમારી...આવત મોરી ગલીયનમેં ગિરિધારી,"
'વૃન્દાવનમેં મીલ ગઈ મોહન, છુપ રહી રાધે જ્યું પ્યારી ! આવત૦"
લે જાવ, મનમોહન પ્યારે ! મોહન પ્યારે ! નન્દ દુલારે ! મીલ !—

સરસ્વતીચંદ્રના હૃદયમાં વીજળીના કડાકા પેઠે ધ્વનિ થયો !

સરસ્વતીચંદ્ર—"I swear–I swear–there is no "lascivious note in these lines of our good friend "Dayârâm in spite of all that libidinous Veneer "over them which is meant to dazzle and catch "into its flame the unlearned worldly sinking "soul in order that she may rise therefrom "like the phœnix into the heaven of Devotion. Is "then this a lewd religion as they say ? Is "this mere worship of the fetish as they "say ? Most certainly not. As I understand and "realize the depth of this sweet girl's heart, she "is not more distant from the highest purity

"and the abstractest devotion than cowper was
"when he loved and worshipped the Eternal Fair
"in his olney hymn. The girl's Vision is at this
"moment stretched over the Vistas of Infinity
"and Beauty and Love far beyond this man-
"manufactured Idol, far beyond this Temple of
"clay and stone, exactly like the Vision of
"Byron's Dying Gladiator looking at his distant
"Dacian dame and children as if they were present
"before his eyes in the midst of the Roman
"audience against whom he had closed them.
"Her ideal is sweet and harmless, and has all the
"pleasure and sport which they in the west get
"from their balls and dances! If there he no
"Vice in the latter, surely there is none in this–the
"former. And have my countrymen a right to
"object to all this as being a wrong side of
"religion? No–no–not until the generation that
"frowns at this can boast of the birth of a new
"poet of God whose fervour of soul shall be able
"to soar as high as does the spirit of this song
"in this child! xxx...Keshab Chander's last stage,
"too says–no! Evil will be that day for India when
"these temples of divine raptures will have been

"turned into the soul-less laboratories and work-
"shops of materialistic ideals! Science I love!-but
"not at the cost of this-the sweet living heaven
"of the poverty-stricken angels of my Country.
"Can't give them up for the highest blessings cf
"the Western Civilization! Poor sweet angels! you
"shall live through the din and turmoil that the
"world wakes with!" ( સરસ્વતીચંદ્ર ભા. ૪
પૃષ્ઠ ૨૭૬-૨૭૮; ૨૮૩-૨૮૫; સહજ ફેરફાર સાથે. )

## (૩૧) વિજયા દસમીના દિવસે રાજપુતાણીઓનું શમીપૂજન.

સ્થળ—એકલિંગજી મહાદેવનું દેવળ.

જયાદેવી—સિંહો! આવો! જાવ આપણાં આયુધો લાવો. વ્હાલા શાર્દુલો! શાન્તિથી બેસી જાવ.

( બીજી રાણીઓ આવે છે. ):-મહારાણી! અમે આપને નમન કરીએ છીએ.

જયાદેવી—પધારો! આર્ય બાળાઓ! કેમ, કુશળ તો છોને?

રાણી—મહારાણી! અમારી કુશળતા આપના સુખમાં જ છે.

જયાદેવી—હું સુખી છું.

રાણી:—મહારાણી! સંસારના સમગ્ર સુખને તિલાંજલી આપી

આપ વનમાં વસો છો, મહેલના અનુપમ પલંગને મૂકી આપ આ ધરા ઉપર શયન કરો છો, ભોજનની ભરેલી થાળી ઉપર અભાવ બતાવી આપ આનંદથી ફળનો આહાર કરો છો, એથી અમારૂં દિલ દુઃખી થાય છે.

**જયાદેવીઃ**—બાળાઓ! આ સંસારમાં સ્વધર્મનું સંરક્ષણ કરી આપણા જન્મનું સાર્થક કરવું એ શ્રેયસ્કર છે. કદાપિ આ દેહ આર્ય-ભૂમિના ઉત્કર્ષ અર્થે જાય તોય પણ શું થાય ?

**રાણીઃ**—દેવી! આપ ધર્માત્મા છો, શાંતિ એજ આપનો શૃંગાર છે. ઇંદ્રિયનિગ્રહ એજ આપનો આનંદ છે. ન્યાય એજ આપની શક્તિ છે. ધીરજ એજ આપની ભક્તિ છે. શિયળ એજ આપનું આભૂષણ છે. માટે નક્કી આપનોજ વિજય છે.

**ભૂદેવઃ**—દેવી! આ બ્રાહ્મણ આપને આશીર્વાદ આપે છે.

## શાર્દૂલવિક્રીડિત.

ધર્મે સ્નેહ વધો સદા ધરણીમાં બુદ્ધિ બની સાત્વિકી,
પામો નિર્મળ ન્યાય નિત્ય પ્રભુનો ભક્તિ કરી ભાવથી;
વિદ્યાબાગ વિષે કળી હૃદયની ખિલો ખરી ખુબીમાં,
ભૂમિનો ઉત્કર્ષ હર્ષે નિરખો સિદ્ધિ વશી શૌર્યમાં.

**જયાદેવીઃ**—ભૂદેવ! આપને હું નમન કરૂં છું.

**ભૂદેવઃ**—મહારાણી! આપનો જય થાવ!

**રાણીઓઃ**—એવમસ્તુ.

**ભૂદેવઃ**—મહારાણી! વિજયનું પૂજન કરવાનો આ અમૃતસિદ્ધિ-યોગ છે.

**જયાદેવીઃ**—દેવ! શું કરીશું ?

**ભૂદેવઃ**—પેલી શમીનું પૂજન.

**જયાદેવીઃ**—મહારાજ! આતો રૂક્ષ વૃક્ષ છે, તેને માટે આ બધું શું ?!

**ભૂદેવઃ**—દેવી ! આતો પૂજન કરવાના પદાર્થો છે.

**જયાદેવીઃ**—મહારાજ ! આ ભયંકર જંગલની ધાડી ઝાડીમાં આ તીક્ષ્ણ કંટકવાળી શમીનું પૂજન આ સાૈભાગ્ય દ્રવ્યોથી કરવાનું દિલ નથી થતું. મહારાજ ! અમે તો પ્રથમ આ આયુધોને પૂજીશું.

**ભૂદેવઃ**—દેવી ! આયુધો શમીવૃક્ષની નીચે જ પૂજાય છે. એ પ્રાચીન કાળની કાર્ય પરિનાલિકા છે.

**જયાદેવીઃ**—મહારાજ ! આયુધોનું આરાધન શું પૃથ્વી ઉપર નાંખી દેવાથી થાય ? એ શું વિજયનું પૂજન થયું કહેવાય ?

**ભૂદેવ !** ઘોર પાપો વડે વસુંધરા વૈભવહીન થઈ છે. ગરીબ બિચારી ગાયો આજીવિકા વિના સુકાઇ ગઈ છે. શાંતિનાં સરોવર ક્ષોભ પામ્યાં છે. શિયળવતી બાળાઓની સુખ—સમૃદ્ધિ અસુરોને આધીન પડી છે, એથી અમને અમારા ક્ષત્રિય ધર્મનું પૂજન કરવા દો. મહારાજ ! અમે તોઃ—

ગઝલ.

ધરાના ધર્મને માટે, ધરીશું હાથમાં સમશેર;
ભયંકર દુશ્મનો સામે, કરીશું યુદ્ધ હિંમત ભેર.
અસુરોનાં ઉડાવી અંગ રૂધિરની રક્ત ધારાએ;
શમીને પૂજશું સ્નેહે શણગારી મૂંડમાળાએ.
પૂજા એવી અમારી છે અમે તો શક્તિની છાયા;
સનાતન ધર્મના અર્થે સમર્પિ આજ આ કાયા.
પરાજય કે વિજયની કંઈ અભિલાષા રહિત આ કર્મ;
કરી શ્રીકૃષ્ણને અર્પણ શૂરા ક્ષત્રિય તણો સ્વધર્મ.

**ભૂદેવ**:—દેવી ! દેશકાળને અનુસરી સૃષ્ટિના દેવતાઓની પૂજા પ્રથમ સાત્વિક વૃત્તિથી થાય તોજ પ્રતિકૂળ સંસ્કારો ભેદી શકાય.

**જયાદેવીઃ**—પણ મહારાજ ! આપના વેદોમાં ચાર વર્ણ છે. અમો ક્ષત્રિય વર્ણ વેદોનું બાહુબળ છીએ. મહારાજ અમે તો અમારો ધર્મ અદા કરીએ છીએ.

**ભૂદેવ**:—દેવી ! બાહુબળ અને બુદ્ધિબળ એ રાજપક્ષીની પાંખો છે. એક પાંખે પંખી શી રીતે ઉડી શકે ?

**જયાદેવીઃ**—મહારાજ ! બુદ્ધિબળ હૃદયમાં જાગૃત પામે ત્યારેજ બાહુબળ કામ લાગે.

**ભૂદેવ**:—દેવી ! બુદ્ધિબળ સાત્વિક હોવું જોઈએ.

**જયાદેવીઃ**—કારણ ?

**ભૂદેવ**:—મહારાણી ! સાત્વિક વૃત્તિમાંજ ન્યાય વસેલો છે. ન્યાય વિનાનું બાહુબળ નડે છે, અને આપણા સુખ-સમૃદ્ધિની આડે પડે છે.

**જયાદેવીઃ**—પણ દેવ ! ભક્ત બની હાથમાં માળા લીધી, તેથી શું ભયંકર પાપોનો પરાભવ થાય છે કે ?!

**ભૂદેવ**:—દેવી ! સાત્વિક ઉપાસના વડે દેવો સંતુષ્ટ થાય છે, તેનાથી પ્રજ્ઞા વિકાસ પામે છે, અને બાહુબળ વિજયી બને છે. રાણી ! નિર્મળ સરિતાઓ પ્રચણ્ડ પર્વતને ભેદી નાખે છે, પણ પોતાના પ્રવાહમાં તો અચળ શાન્તિજ રાખે છે, અન્તે રત્નાકરને મળે છે અને પોતાનો સંકલ્પ સિદ્ધ કરે છે.

**જયાદેવીઃ**—મહાત્મા ! એમ છે તો અમે આપની આજ્ઞાને અનુસરીએ. ચાલો, વિજયા દસમીનું વિધિપૂર્વક પૂજન કરીએ.

**ભૂદેવ**:—મહારાણી ! ધર્મ, વિદ્યા અને વૈભવ આ પૃથ્વી ઉપર

પ્રફુલ્લ થાય એ આ પૂજાનો સંકલ્પ છે. સૃષ્ટિમાં નિયમિત વૃષ્ટિ થાય એ શમીનું મંગલ સ્નાન છે. વસંત ઋતુમાં વનસ્પતિ દિવ્ય દેખાય એ પૂજનમાં પુષ્પો છે. શિયળવતી બાળાઓનું શિયળ સચવાય એ કુમકુમ છે. અબળા, બ્રાહ્મણ અને ગાય આનંદ પામે એ નૈવેદ્ય છે. વિશ્વના ગ્રહો ઉચ્ચ રશ્મિ ઉપર સંપૂર્ણ પ્રકાશે એ દીપ છે. મનના મલિન મળ યોગાગ્નિની અંદર ધીરે ધીરે નિવૃત્ત પામે અને સદ્ગુણની સુગંધી આપે એ ધૂપ છે. સર્વ સુખોનો સાક્ષાત્કાર થાય એ આરતી છે. દરેક ધર્માભિમાન એક પરમાત્માને અર્થે અર્પાય એ ઉત્તમ પુષ્પાંજલિ છે. દેશનું દારિદ્રય અને દુર્ભાગ્ય દુરાચાર સહિત નાશ પામે એ આ મહાપૂજાની પૂર્ણતા છે.

જયાદેવીઃ—દેવ ! આપની વાણી અમારી વિજયસિદ્ધિની પરિણામી થાય એજ અમારા પુરુષાર્થનું પ્રમાણ છે. બ્રાહ્મણ, આપની આ દક્ષિણા.

ભૂદેવઃ—મહારાણી ! અક્ષયકીર્તિના અક્ષત વડે આ બ્રાહ્મણ આશીર્વાદ આપે છે.

જયાદેવીઃ—મહારાજ ! પધારજો, અને આત્મબળને વધારજો.

ભૂદેવઃ—દેવી ! કલ્યાણમસ્તુ !

જયાદેવીઃ—ચાલો ! આર્યબાળાઓ ! આપણે મંગલ સ્તવન કરીએ.

## ગરબો.

દીપે ચંદ્રકળા આકાશમાં દિવ્ય આનંદનો સૃંગાર.
મનહર ચકોરીઓ ઉલ્લાસમાં કરે મધુર મધુરા ટંકાર. દીપે૦—
અમૃતધારામાં ભિંજાતી વેલીઓ સજી રૂપેરી સાડી અંગ ઉપર
રંગી બેરંગી પુષ્પે ખિલેલી બુટ્ટાદાર........ દીપે૦—

નિર્મળ જળમાં કુમુદની સરસ સુગંધીદાર,
ચંદ્રબિંબમાં નાચતી હૈયે હરખ અપાર;
પ્રાણજીવન પધાર્યા પરદેશ આ પ્રસંગમાં,
પ્રેમ ઘેલી બની પ્રિયા પિયુના સંબંધમાં.
નીતિ કંથા જપતી નિરંતર કંથ કિરતારનું નામ
અંતરમાં પૂજતી પ્રિતમ પ્રતિમા પામે અમર કીર્તિ નિષ્કામ. દીપે૦—

( યોજક—ધોડાસરનિવાસી, કરુણાશંકર દામોદર પંડ્યા. )

## (૩૨) અશ્વત્થામાનો શસ્ત્રત્યાગ.

પાત્રો—કૃપાચાર્ય, અશ્વત્થામા, દુર્યોધન, કર્ણ.

**કૃપાચાર્ય**—( પાછળ જોઈ અશ્વત્થામાને કહે છે, ) વત્સ, આ જો દુર્યોધન સૂતપુત્ર સહવર્તમાન પેલા વડની નીચે છાંયડામાં બેઠા છે.

**અશ્વત્થામા**—ખરેજ મામા, ચાલો આપણે તેમની પાસે જઈએ.

**બેઉ**—( પાસે જઈને ) હે રાજા, આપનો જય થાઓ.

**દુર્યોધન**—( તેમની ભણી જોઈ ) કોણ? કૃપાચાર્ય? અશ્વત્થામા પણ! ( આસન ઉપરથી ઊઠી કૃપાચાર્યને ) ગુરુ મહારાજ, હું અભિવંદન કરું છું. ( અશ્વત્થામાને ) આચાર્ય પુત્ર, આવરે ભાઈ અને ભેટવા દે. ( તેને ભેટી પાસે બેસાડે છે અને ગાય છે ).

વસંતતિલકા.

સંગ્રામમાં વપુ તજી, અરથે અમારા,
તાતે કર્યું ગમન રે, સ્વરલોક તારા;
તું ભેટ ખુબ સુજને, ઝટ પાસ આવી,

તારા સરૂપ તનને મુજ પાસ લાવી.
તારા ભુજો અડકવા, થકી મુજ વાન,
લાગે મને તુજ પિતા, સમ નક્કી જાણુ:
સંતાપસાગર વિષે, મન ડુબી જાય,
તોએ રૂવાંટી હરખે, બહુ ઉભી થાય.

( અશ્વત્થામાને ભેટીને પાસે બેસાડે છે ).

**અશ્વત્થામા**—( આંખમાં આંસુ લાવીને ) રાજા, મારા બાપ ક્યાં છે ? હે તાત !

**કર્ણ**—દ્રોણપુત્ર, હવે શોકાગ્નિમાં શું કરવા આત્માને નકામો બાળે છે.

**દુર્યોધન**—આચાર્યપુત્ર, આ સંકટમાં તારા મારા દુઃખમાં કાંઈ અંતર નથી. જો,—

### વસંતતિલકા.

તારા પિતા, દૃઢ સખા મુજ તાતના જે,
તારા ગુરૂ જયમ હતા, ત્યમ માહરા તે;
શું તેહના મરણનું, કહું દુઃખ હું તો,
જાણે બધું મન થકી, પરિતાપી તું તો.

**કૃપાચાર્ય**—વત્સ, રાજા કહે છે તેમજ છે.

**અશ્વત્થામા**—રાજા તું મારા પક્ષમાં હોવાથી મારે મારા શોકનો ભાર ઓછો કરવો ઘટે છે, પરંતુ મને આટલુંજ ખોટું લાગે છે.—

### ગીતિ.

હું જીવતાં શું મારા, કેશગૃહ કેરૂં તાત દુઃખ ચાખે;
તો શી રીતે બાપો, પુત્રો થકી શ્રેયની સ્પૃહા રાખે.

કર્ણ—દ્રોણપુત્ર, એમાં બીજા શું કરે ? સર્વેનો જેનાપર ભરૂસો તેણેજ હાથમાંથી શસ્ત્ર નાંખી દઈ આપણી આવી દશા કરી નાંખી.

અશ્વત્થામા—અંગરાજ, આપ બોલ્યા શું ? બીજાએ શું કરવું ? શું કરવું તે સાંભળો—

સ્રગ્ધરા.

જે જે આ ધર્મસૈન્યે સ્વભુજ બળ મદે ઝાલતા શસ્ત્ર હોંસે,<br>
જે જે પાંચાળ વંશે શિશુ જરઠ યુવા કે હશે ગર્ભકોષે;<br>
જે જે તે કર્મસાક્ષી મુજ રિપુહૃદયે આવતી જે અહંતા;<br>
તેના તેનાજ નિશ્ચે મુજ સમજ રણે મૃત્યુનો એ નિહંતા.

હે જમદગ્નિના શિષ્ય કર્ણ, વળી તને કહું છું તે સાંભળ—

શાર્દૂલવિક્રીડિત.

તે આ દેશ અરાતિશોણિતજળે, કુંડો જહાં પૂર્યાં આ,<br>
ક્ષત્રીએ ગુરુ દ્રોણના સમ અહીં, કેશો બળે ખેંચીઆ;<br>
શસ્ત્રો તેજ અરાતિદારણવિભુ, છે માહરાં તેજમાં,<br>
રામે જે કીધું તેજ કર્મ કરશે, દ્રોણાયની ક્રોધમાં.

દુર્યોધન—આચાર્યપુત્ર, તું વીરનાયક છે. તારા શૌર્યની બરોબરી કોણ કરનાર છે ?

કૃપાચાર્ય—રાજા, દ્રોણાચાર્યની પછી આ મહાસંગ્રામનો સઘળો ભાર પોતાને માથે લેવો એવું દ્રોણપુત્રના મનમાં છે, માટે મને એમ લાગે છે કે તમે એને અધિકાર આપી ઉત્તેજન આપશો તો ત્રણે લોકનું ઉચ્છેદન કરવાને એ સમર્થ થશે. પછી પાંડવના સૈન્યની તો વાતજ શી ? માટે તમને કહું છું કે એને સેનાપતિનો અભિષેક કરો.

**દુર્યોધન**—તમારી આ યોજના બહુ સારી છે, પરંતુ એ વિષે મેં કર્ણને પ્રથમથીજ વચન આપ્યું છે.

**કૃપાચાર્ય**—રાજા, આ દ્રોણપુત્ર અપાર શોકસાગરમાં બુડ્યો છે, માટે અંગરાજાની જોડે બંધાયાથી આ સમયે એની ઉપેક્ષા કરવી યોગ્ય નથી. એતો તેજ શત્રુમંડળને શિક્ષા કરનાર છે. આ વેળા તેનો સત્કાર ન કીધો અને તમે કહો છો તે પ્રમાણે થયું તો તેને દુઃખ નહિ લાગે કે ?

**અશ્વત્થામા**—રાજા, કૌરવેશ્વર, હજુ સુધી યુક્તાયુક્ત વિચાર શો કરે છે? અરે તું આ સમયે મારાપર ભાર નાંખી નિરાંતે ઉંઘ લે. જો—

**અભંગ.**

જોજે તું રાજન, પૃથ્વી અપાંડવ, તથા અકેશવ કરું આજ.
સોમક પાંચાળ, વંશ તણું નામ, રે'શે સર્વ ઠામ શેષ માત્ર.
દશવીશ મારૂં, શૌર્ય અંગબળ, સકળ મંડળ, વીરો કેરા.
નક્કી પૂર્ણાહુતિ, સમક્ષ સર્વની, સંગ્રામ વાર્તાની આજ કરું.
જાણુ શસ્ત્રરૂપી, કુહાડે કરીને, નાંખું છું છેદીને ક્ષત્રારણ્ય.
તેનો ગુરુભાર, ઉતારી સકળ, કરીશ કુશળ, પૃથ્વીને હું.
નિશ્ચિંત પ્રશાંત, થઈને હૈયામાં, લેશે તું મઝામાં ગાઢ નિદ્રા.
પ્રયત્નથી તને, બહુએ ઢંઢોળે, તોએ તે ન છોડે, ખચીત તું.

**કર્ણ**—બોલવું સહેલું છે, પણ કરવું બહુ કઠણ છે. એવું કામ કરવા લાયક પુરુષો આ કૌરવસૈન્યમાં પુષ્કળ નીકળશે.

**અશ્વત્થામા**—અંગરાજ, એવું કર્મ કરવા યોગ્ય પુરુષો કૌરવ-સૈન્યમાં પુષ્કળ હશે ખરા, નથી એવું હું કહેતો નથી. પરંતુ હું જો-

બોલ્યો તે તો દુ:ખથી ઉપજેલા શોકના આવેશથી બોલ્યો. કેવળ ગર્વથી વીર પુરુષોના ધિક્કાર કરવાના વિચારથી બોલ્યો નથી.

કર્ણ—મૂર્ખા, તું સમજતો નથી. અરે, જે દુ:ખીઓ થાય તેણે ઘરમાં બેસી અશ્રુપાત કરવો, તથા જે શસ્ત્રધારીને ક્રોધ ચઢે તેણે સંગ્રામમાં જઈ પરાક્રમ કરવું એજ યોગ્ય છે. નકામી આવી બડબડ શા કામની?

અશ્વત્થામા—(ક્રોધાયમાન થઈને) અરેરે! રાધાગર્ભભારભૂત સૂતાપસદ, તું મારી નિંદા કરે છે કે?

કર્ણ—હેં તું મને મહેણાં દે છે કેમ? તું સમજ્યો?

અનુષ્ટુભ્—સૂત કે સૂતનો પુત્ર, ગમે તેવો હું હોઈશ;
દૈવાધીન કુળે જન્મ, મુજ આધીન પૌરુષ.

અશ્વત્થામા—તું હમણાં શું બોલ્યો? ફરી બોલ, જોઈએ. અરે મને અશ્વત્થામાને આંસુથી દુ:ખનો પ્રતિકાર કરવાનું શીખવે છે કેમ? શસ્ત્રથી નહિ કે? જો—

શાર્દૂલવિક્રીડિત.

મારાં શસ્ત્ર ન તારી પેઠે ગુરુએ, બાળી મૂક્યાં શાપથી;
કે છોડી નહિ મેં પલાયન કર્યું, તેં જેમ સંગ્રામથી.
જન્મ્યો સારથિના કુળે નહિજ હું, કે નિંદ્ય જેથી નહિ;
દુ:ખોનો પ્રતિકાર ક્યાં કરીશ હું, અશ્રુથી શસ્ત્રે નહિ?

કર્ણ—(ક્રોધથી) અરે વાચાળ, અરે વૃથા શસ્ત્ર ધારણ કરનાર બ્રાહ્મણના દીકરા, સાંભળે છે કે?

અનુષ્ટુભ્—નિર્બળ કે બળિષ્ઠ છું તોએ શસ્ત્રો ન મેં તજ્યાં;
પાંચાળના ભયે જેમ, તાહરા જનકે તજ્યાં.

અશ્વત્થામા—( ક્રોધ ચઢાવીને ) અરે સારથિના કુળને કલંક લગાડનાર, જનેતાને ભારે મારનાર, અરે અસ્ત્ર-વિદ્યાથી અજાણ, મૂર્ખ કર્ણ, મારી સમક્ષ મારા પિતાની નિંદા કરે છે કે ? પરંતુ—

ઇંદ્રવજ્રા.

તે શૂર કે ભીરૂ હશેજ તાત, ત્રિલોક તેની પ્રસરેલ ખ્યાત;
જે કર્મ કીધાં રણમાં પિતાએ, તે જાણીઆં નિત્ય વસુંધરાએ.

અને

નાંખ્યા રણે આયુધ કેમ તેણે, તે તો પૃથાસૂનુજ એક જાણે;
સંગ્રામમાં એ થયું કર્મ જ્યારે, તું ક્યાં હતો રે રણભીરૂ ત્યારે ?

કર્ણ—( કાંઈક હસીને ) હા, હા, હું બીકણ ખરો. તું માત્ર મોટો અને હિંમતવાન ખરો કે ? તારા બાપને સંભારતાં સંશય ઉત્પન્ન થયો. મૂર્ખા, વળી હું તને પૂછું છું કેઃ—

ભુજંગી છંદ.

જદા નાંખીઆં હાથથી શસ્ત્ર વીરે, નિવાર્યા નહિ શત્રુને કેમ ધીરે;
ગળું કાપતાં સર્વ રાજા સમક્ષ, ઉદાસીન કાં બેસીઓ યુદ્ધદક્ષ.

અશ્વત્થામા—( ક્રોધાયમાન થઈ તથા શરીર કંપાવી ) હા, દુષ્ટ સૂતાધમ, તું રાજાનો માનીતો થયો માટે મોટાઈ દેખાડી મોટી મોટી વાતો કરે છે કે ?

માલિની.

સમજ દઈશ તુંને ભીરૂ કે દુઃખીઓ જે,
દ્રુપદ-કર પિતાએ કેમ ના વારીઓ તે;
ભુજબળ અભિમાને કેમ નિંદા કરે તું,
તુજ શિર પગ ડાબો મૂકું છું રોકજે તું.

( તેમ કરવાને ઉઠે છે ).

કૃપાચાર્ય તથા દુર્યોધન—ગુરુપુત્ર, ક્ષમા કર. ( એમ કહી તેને અટકાવે છે. )

**અશ્વત્થામા**—( ફરી લાત મારવા જાય છે ).

**કર્ણ**—( ક્રોધાયમાન થઈ તરવાર ઉગામી બોલે છે ) અરે દુષ્ટ બ્રાહ્મણાધમ ! તું શા માટે આટલી આત્મસ્તુતિ કરે છે ?

## ગીતિ.

અવધ્ય જાતિ થકી છું, જો તેં ઉંચો કર્યોજ પગ તારો;
તો ખડ્ગવડે હું છેદી નાંખીશ જાણજે તારો.

**અશ્વત્થાથા**—અરે મૂર્ખ, હું જાતિના કારણથી તને અવધ્ય થયો કેમ ? તો લે આ મેં મારી જાતિ છોડી. ( જનોઈ તોડી નાંખે છે ) કાંઈ સામર્થ્ય હોય તો આવ, મારો વધ કર. નહિ તો હું તારો વધ કરું છું. જો—

## ગીતિ.

વૃથા પ્રતિજ્ઞા કર તું તુજ ઘાતે જય તણી સ્પૃહા છોડી,
લે શસ્ત્રો અથવા તે તજી મુજ શરણે તું આવ કર જોડી.

( બેઉ જણ હાથમાં શસ્ત્ર લઈ એક એકપર પ્રહાર કરવાને ઊઠે છે. કૃપાચાર્ય તથા દુર્યોધન તેમને વારે છે. )

**દુર્યોધન**—અલ્યા, આચાર્યપુત્ર, હાથમાંથી શસ્ત્ર નાંખી દે હમણાં.

**કૃપાચાર્ય**—સૂતપુત્ર, તુંએ હાથમાંથી શસ્ત્ર મૂકી દે.

**અશ્વત્થામા**—મામા કેમ વારો છો ? આ દાંડ સૂતાધમ મારા બાપની નિંદા કરે છે, તેથી એ પણ ધૃષ્ટદ્યુમ્નના પક્ષનો છે એમ મને લાગે છે. માટે એને મારે હાથે શિક્ષા પામવા દો.

કર્ણ—રાજા, આ વેળા તું મને ખાળીશ નહિ,—

ગીતિ.

ક્રોધાંધ ધીર પુરુષે, શાસન કરવું નહિ અધમ જાણી,
આત્મશ્લાઘા કરું છું, તે કારણથી ઘટે તને હાની.

અશ્વત્થામા—રાજા, છોડ છોડ તેને. મારા હાથના સપાટાથી પ્રાણના વિયોગનું ફળ તેને ઝટ મળવા દે. રાજા, કદાપિ સ્નેહના કારણથી અથવા તમારા કાર્યની સિદ્ધિને અર્થે આ ગુરુનિંદક દુષ્ટનો મારાથી બચાવ કરવાનું ઇચ્છતા હશે, પરંતુ એ બંને વ્યર્થ છે. જો—

ગીતિ.

અરે અધમ અધકર્મી, સૂત–તનુજની સહાયતા જે છે,
શશિકુળ–ભૂષણ તમને, ગુણવંતાને ઉચિત શું તે છે?

અને—મારીશ અર્જુનને હું, રાજા ચિંતા ધરો નહિ મનમાં,
ક્રોધે અકર્ણ વિજયા, પૃથ્વીને કરું જુઓ તમે ક્ષણમાં.

( એમ કહી કર્ણને ઘા કરવા ઉઠે છે. )

કર્ણ—( ખડ્ગ ઉગામી ) અરે વાચાળ, અધમ બ્રાહ્મણ, તને હતો નહોતો કરી નાંખું છું, જો. રાજા, છોડ છોડ મને આ સમયે તું મને વાર નહિ. ( અશ્વત્થામાને મારવાનું કરે છે. કૃપાચાર્ય તથા દુર્યોધન તેને ખાળે છે. )

દુર્યોધન—અરે કર્ણ, અરે ગુરુપુત્ર, આ તમારી કેવી ગાંડાઈ? આજ તમને થયું છે શું?

કૃપાચાર્ય—વત્સ, અશ્વત્થામા, વાતનો આરંભ કેવે પ્રકારે થયો અને અંત કેવો આવ્યો! આ શી ગાંડાઈ! આ સમયે આપણા રાજમંડળને તથા આપણા સૈન્યને આ સંકટ તારા થકી પ્રાપ્ત થાય છે, એ એક વિપરીત વાત છે!

અશ્વત્થામા—મામા, આ કડવું ભાષણ કરનાર, સારાથના કુળને કલંક લગાડનાર કર્ણનો એક વાર અહંકાર ઉતારવાનું મારા મનમાં છે, પણ શું કરું ! હાથમાં આવતો નથી.

કૃપાચાર્ય—વત્સ, આપણા પક્ષમાંના પ્રધાન પુરુષો સાથે વિરોધ કરવાનો આ સમય નથી, ભાઈ.

અશ્વત્થામા—મામા, એમ છે ત્યારે આ લો મેં શસ્ત્રો મૂકી દીધાં.

શાર્દૂલ વિક્રીડિત.

આ પાપિષ્ટ ન પામશે મરણ જો, યુદ્ધે અરિના શરે.
તો મારાં પ્રિય શસ્ત્ર મેં તજી દીધાં, તે લેઉં હું ના કરે;
આ સેનાપતિ હોઇ ક્રુદ્ધ થયલા, ભીમાર્જુનાના ભયે,
ત્રાસે તો નૃપ મુજને પ્રિય સખા, જાણો રણે રે સ્વયે.
( એમ બોલી હાથમાંનાં શસ્ત્ર ભોંયપર મૂકે છે. )

( વેણીસંહાર નાટક. બળવંતરામ મહાદેવરામ. )

## (૩૩) હવે બધું સૂઝે છે.

મારી ઉમ્મર એકાવન વરસની થઈ. આજકાલ કરતાં એકાવન વરસ ગુજરી ગયાં. આ શો ગજબ ! હવે ઘણાં વર્ષ જીવીશ એવું મને લાગતું નથી. જીવી જીવીને હવે પાંચ સાત વરસ વધારે જીવીશ. એટલાં એકાવન વરસ જતાં વાર ન લાગી તો હવે પાંચ કે સાત વરસ જતાં શો વિલંબ લાગશે ? એ પાંચ કે સાત વરસ કાલ કહેતામાં નીકળી જશે, અને મોતના દૂત આવીને મારી ગરદનપર બેસશે.

પણ અરે મારા જીવ ! તેં હજુ સુધી તૈયારી કીધી નથી. તારા કોણુ જાણે શા હાલ થશે ! તારાં બધાં વરસ પાણીમાં ગયાં. તેં ઇશ્વરને એક પણ દિવસ નિરાંત કરીને તારા અંતઃકરણથી ભજ્યો નહિ. તેં દુરાચરણુને વાસ્તે પશ્ચાત્તાપ કરીને તેની પાસે માફી માગી નહિ.

મેં ઘણી વખત મોંઢેથી ઇશ્વરનું નામ લીધું છે. ઘણી વખત ઇશ્વરની પ્રાર્થના કીધી છે, પણુ તેમ કરતી વખતે મારૂં દિલ સાફ અને નિર્મળ રાખ્યું નથી. પ્રાર્થના કરતી વેળાએ મારાં મોંઢામાંથી જે શબ્દ નીકળતા હતા તેનો અર્થ પણ હું સમજતો નહિ હતો, અને સમજવાની ઇચ્છા પણ કોઈ દિવસે નહિ કીધી. પ્રાર્થના કરતી વેળાએ મારૂં મન હજારો વસ્તુ ઉપર દોડતું હતું. ઇશ્વરને એક ચિત્તે ભજવાના સહેલા કામમાં મેં આટલી બધી ગફલત કીધી ! દહાડાના ચોવીસ કલાક તેમાં બે કલાક પણુ મેં મારા ઇશ્વરનું ભજન કીધું નહિ, અને મારાં પાપનો ખરા અંતઃકરણુથી પશ્ચાત્તાપ કરીને તેની પાસે ક્ષમા માગી નહિ. આવું સહેલું કામ હું નહિ કરી શકયો ! એમાં મને એક દોકડાનો કે પૈસાનો પણુ ખર્ચ બેસતો નહિ હતો. એમાં મને મોટો બોજો પણુ ઉચકવો નહિ હતો. અરે ! આવું વગર ખર્ચનું અને વગર મહેનતનું કામ પણુ હું કરી નહિ શકયો ! મારો સઘળો વખત આળસમાં, લોકની નિંદા અને ચાપલુસી કરવામાં તથા તરકટ અને દગલબાજી કરવામાં ગુજાર્યો ! ખરેખર મેં મારાં વરસો પાણીમાં નાખી દીધાં ! આ કેટલો પશ્ચાત્તાપ થાય છે ! પણુ ઘણું મોડું થયું. હવે કદાચ હું સદ્દગુણુ આચરી ઇશ્વરની ભક્તિ કરૂં પણુ તે શા કામનું ? કયાં એકાવન વરસ, અને કયાં પાંચ કે સાત વરસ ? મારી આસપાસ સવ માણુસ ભર ઉંઘમાં સૂતેલાં છે અને મને મોટી

ફીકર અને પશ્ચાત્તાપ થાય છે. મને સુઝતું નથી કે મારી ઉપર હવે શી કમબખ્તી ગુજરશે ! હે જગપતિ ! હે મહાદયાળુ, હે પરમ-કૃપાળુ ! હે સર્વ શક્તિમાન ! તું મને મદદે થા. મને સુઝતું નથી. હવે હું શું કરું ? મને મારી ભરજુવાનીના દિવસ હમણાં યાદ આવે છે. પ્રાર્થના કરવાનો રાતનો વખત વ્યભિચારમાં, ખ્યાલ ટપ્પામાં, અને બદફેલીમાં ગુજાર્યો, દિવસે રૂડાં કામ કરવાનો વખત આળસાઈમાં, ગપ્પાં મારવામાં અને લોકોની નિંદા કરવામાં ખોયો. મારી ભર જુવાનીના દિવસ હમણાં મને સાંભરે છે. અને મારી જુવાની ! તેં તારો ખીલતો વખત માણુસ જાતનું રૂડું કરવામાં અને ઈશ્વરનું સ્મરણ કરવામાં નહિ ગુજાર્યો !

## (૩૪) પછી શું ?

જુવાન—પૂજ્ય સાહેબ, હું આપનાં દર્શન કરવાને આવ્યો છું. સેવાપૂજામાંથી મેં આપનું ધ્યાન ચૂકાવ્યું હોય તો ક્ષમા કરશો.

( વૃદ્ધ પુરુષે ખરા ભાવથી સત્કાર કર્યો અને પોતાની પાસે આસનપર બેસવા કહ્યું. )

વૃદ્ધ—પરદેશી દેખાઓ છો, આ શહેરમાં ક્યારના આવેલા છો ?

જુવાન—સાહેબ, આ શહેરની પાઠશાળાની વિખ્યાતિ સાંભળીને હું અત્રે અભ્યાસ કરવા આવ્યો છું. મને અત્રે આવ્યાને બે વર્ષ ઉપર થયાં છે. ત્રણ મહિના પછી હું પરીક્ષામાં જવાનો છું.

વૃદ્ધ—તમારો અભ્યાસક્રમ પૂરો કરી પરીક્ષા પસાર કરી તમે શું કરવા ધારો છો ?

**જુવાન**—હું કાયદાનો અભ્યાસ કરું છું જો પરીક્ષા પસાર કરવામાં ફતેહ પામું તો વકીલાત કરવાનો મારો વિચાર છે.

**વૃદ્ધ**—અને પછી ?

**જુવાન**—પછી લોકો મારી પાસે પોતાના મુકરદમા લાવશે. હું તે મુકરદમાઓ બરોબર તપાસીને કોરટમાં ચલાવીશ. મારા અસીલોને ઇમાનદારીથી મદદ કરીશ. કાયદાના મારા ઉંડા જ્ઞાનથી, વાકચાતુર્યથી, સબળ દલીલોથી હું લોકોનું તેમજ ન્યાયાધીશનું ધ્યાન ખેંચીશ અને વકીલ તરીકે મોટી પ્રખ્યાતિ મેળવીશ.

**વૃદ્ધ**—અને પછી ?

**જુવાન**—પછી સરકાર મને કોઈ મોટી નોકરી આપશે. કદાચ મને વડી અદાલતનો ન્યાયાધીશ બનાવશે. હું મારી બાહોશી, નિ-ષ્પક્ષપાત અને અદલ ઇન્સાફને માટે ઘણો વખણાઇશ.

**વૃદ્ધ**—અને પછી ?

**જુવાન**—અને પછી પૂછવુંજ શું હું મોટી દોલત મેળવીશ. સરકાર મને કોઈ ખિતાબ આપશે અને હું સુખચેનથી અને આબરૂ ઇજ્જતથી રહીશ.

**વૃદ્ધ**—અને પછી ?

**જુવાન**—અને પછી, અને પછી હું—હું આ દુનિયા છોડી ચાલતો થઈશ.

**વૃદ્ધ**—( ઘાંટો પાડીને ) અને પછી શું ?

( જુવાન કંઈ જવાબ આપી શકયો નહિ. નીચું જોઈને બેસી રહ્યો. તેની આંખમાં આંસુ આવ્યાં. 'અને પછી શું ?' એ મહા-પ્રશ્નનો વિચાર કરવા લાગ્યો. )

**વૃદ્ધ**—તારા મૌનથી હું ખુશ છું. તું વિચાર કર કે તારૂં

જ્ઞાન, તારી વિખ્યાતિ, તારો હોદ્દો, તારી દોલત એ તને દેહત્યાગ કર્યા પછી શા ખપમાં આવશે ? એ બધું તો ક્ષણભંગુર છે. તારા આત્માનું શું ? આત્માના કલ્યાણને માટે તેં અત્યારસુધી શું કર્યું છે ? જો આખી દુનિયાનું રાજ્ય તને મળે પણ જો તારો આત્મા નરકે જાય તો તને તેમાં શો લાભ ?

## (૩૫) ખુશામત.

કૅન્યુટ—તમોએ મને વારંવાર કહ્યું છે કે હું પૃથ્વીપરના સઘળા રાજાઓ કરતાં મોટો છું. શું એ વાત ખરી છે ?

**એક દરબારી**—મહારાજ, એ ખરૂં છે. આપ મહાપ્રતાપી રાજા છો, આપના જેવો કોઈ રાજા આગળ કદી થઈ ગયો નથી અને હવે પછી કદી થશે પણ નહિ.

**બીજો દરબારી**—રાજાધિરાજ; અમે તમારા ગુલામ છીએ, અમે તમારા પગની રજ છીએ.

**ત્રીજો દરબારી**—હે પૃથ્વીપતિ, આપ તો દેવસ્વરૂપ છો, અમો તો શું પણ પાંચે મહાભૂત એટલે પૃથ્વી, પાણી, વાયુ, તેજ, આકાશ એ સૌ આપનાં દાસ છે, આપનાં હુકમ બજાવનારાં છે.

**ચોથો દરબારી**—સત્ય છે, સત્ય છે, મહારાજ. જો આપ સૂર્યને કહો કે ઉભો રહે તો તે ઉભો રહેવાનો, જો આપ સાગરને કહેશો કે પાછો હઠ તો તે નક્કી પાછો હઠશે.

કૅન્યુટ—શું સૂર્ય, ચંદ્ર, મહાસાગર એ મારા દાસ છે ? શું

ઉછળતાં મોજાંવાળા દરીઆને કહું કે પાછો હઠ, તો તે હઠશે ? મારી આજ્ઞા તે માનશે ?

**પહેલો દરબારી**—હા, રાજેશ્વર, દરીઓ તમારો સેવક, તમારી રૈયત છે. આપનાં વહાણોને તે પોતાની સપાટીપર તારે છે, અને તે વહાણો દુનિયાની દોલત આપને શરણે લાવી મેલે છે.

કૅન્યુટ—આ ભરતી આવે છે, વારૂ ?

**બીજો દરબારી**—હા, મહારાજ, પાણી ચઢે છે.

કૅન્યુટ—એક ખુરસી લાવો, અને અહીં કિનારા પર મૂકો.

**ત્રીજો દરબારી**—મહારાજ, ભરતીનાં પાણી તો છેક અહીં સુધી આવી પહોંચશે.

કૅન્યુટ—કંઇ ચિન્તા નહિ, અહીં ખુરસી મૂકો.

ચોથો દરબારી બીજાઓને ધીરેથી કહેવા લાગ્યો, રાજા સાહેબ શું કરવા માગે છે, તે મને સમજ પડતી નથી. એવા ગાંડા તો ન હોય કે જે આપણે કહ્યું તે માને.

કૅન્યુટ—હે મહાસાગર, તું મારી રૈયત છે, કેમ ? આ મારા દરબારીઓ કહે છે કે તું મારો દાસ છે, ત્યારે હું તને કહું છું કે, પાછો હઠ, જો જે, તારાં ઉછળતાં મોજાંથી મારા પગ ન ભીંજાય.

**એકદરબારી**—સાહેબ, ભરતી કેવી ઝડપથી ચઢે છે ? આપના પવિત્ર ચરણ ખારા પાણીથી ભીંજાઈ જશે.

કૅન્યુટ—કેમ, દરીઓ મારી આજ્ઞા માને છે કે ? એ મારી રૈયત થઈને મારી આજ્ઞા કેમ માનતો નથી ? જુઓ, પાણી કેવાં ધસ્યાં આવે છે ? હું અહીં બેઠો છું તેની એને શું દરકાર છે ? ( ભ્રમર ચઢાવીને ) હે અધમ ખુશામતખોરો, નીચ જૂઠાઓ, શું તમે એમ

ધારતા હતા કે હું તમારાં ખોટાં વખાણથી છેતરાઉં છું ? તમારી ખુશામતથી ફુલણજી બનું છું ? પરમેશ્વર વિના કોની આજ્ઞા મહાસાગર માને છે ? તેજ રાજાઓનો રાજા છે. તેણે આકાશ, તારા, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પ્રાણીઓ બનાવ્યાં છે. એ સૌ તેની આજ્ઞાને તાબે છે. તેજ સાગરને કહી શકે, બસ અહીં થોભી જા, અહીંથી આગળ જઈશ મા. તોફાની પવનને તેના સિવાય કોણ કહી શકે, ચૂપ, શાન્ત થા. તમારી ફજેતીથી બીજા દરબારીઓ સાચું બોલતાં શીખે તો કેવું સારૂં ?

---

# (૩૬) જુલિઅસ સીઝરની મૈયતના પ્રસંગે એણ્ટનીનું ભાષણ.

---

[ વનવેલી. ]

[ એણ્ટની ] અહો મારા શ્હેરી બંધુઓ ને મિત્રો! સાંભળીયે. સીઝરના શબને હૂં દાહ દેવા આવ્યો છૂં; હૂં ગુણ ગાવા નથી આવ્યો. ગુણ તો મુઆની ગતે મુઆ વાંસે જાય છે; ને અવગુણ એકલા જ. અહિયાં ગવાય છે; તો સીઝરનૂં પણ એમ ૫ ભલે થાય. મહત્તાની મૂરતિ જે બ્રૂટસ, તે સીઝરને લોભી કહે છે. ખરેખર એમ જ જો હોય, તો તે શોચનીય દોષ હતો; અને તેનો પરિણામ પણ ઘણો શોચનીય આવ્યો છે જ.

એના વિશે મૈયતના પ્રસંગે હૂં બે જ બોલ ૧૦
બોલવા ઊભો છૂં; મને બ્રૂટસની ને બીજાની
પરવાનગી મળી છે. બ્રૂટસ, ખરે જ, સારા
માણસ છે; ને એવા જ સારા એઓ સરવે છે.
મરનાર નર મારા અંતરના મિત્ર હતા.
એઓ વફાદાર અને વ્હેવારના સાચા હતા. ૧૫
બ્રૂટસ પરંતુ કહે છે, સીઝર તો લોભી હતા.
અને મિત્રો! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
એમણે અસંખ્ય વીર કેદ કરી આણી તેની
ખંડણીનાં નાણાં વડે રાજ્યના ખજાના તર
કર્યા હતા. એ શૂં વારૂ સીઝરનો લોભ કહેવો? ૨૦
રંકના પોકાર સુણી એમની આંખોમાં આંસુ
ઊભરાતાં. લોભી તો કઠણ વજ્ર જેવા હોય.
બ્રૂટસ પરંતુ કહે છે. સીઝર તો લોભી હતા.
અને મિત્રો! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
તે દિવસે ઉત્સવમાં એમને મેં ત્રણ વાર ૨૫
મુગટ સમર્પ્યો હતો, અને એમણે તે ત્રણે
વાર પાછો ઠેલ્યો હતો. તમને તે માલુમ છે.
રાજલક્ષ્મી વરમાળા કંઠમાં આરોપવાને
આવે અને મસ્તક ધુણાવે, તેનૂં નામ લોભ?
બ્રૂટસ પરંતુ કહે છે, સીઝર તો લોભી હતા. ૩૦
અને મિત્રો! બ્રૂટસ, ખરે જ, સારા માણસ છે.
બ્રૂટસનૂં કહ્યું તોડી પાડવા હૂં કહેતો નથી.
હૂં તો સ્હેજે જાણૂં છૂં તે આ તમને જણાવૂં છૂં.

જુઓ, ભાઈ, તમે સૌ એ એક વાર સીઝરને
જીગરથી ચ્હાતા હતા, વાજબી જ ચ્હાતા હતા. ૩૫
તેને માટે અત્યારે તમારી આંખમાંથી એક
આંસુ એ પડતું નથી, એમ કેમ ? અરેરે એ
વાજબી બેવાજબીની સમજણ ખોઈ કે શું ?
અફસોસ ! મમતાની માણસાઈ શ્વાન ખાઈ
ગયાં છે ને માણુસ તે માણુસ જ રહ્યાં નથી. ૪૦
માફ કરો, ભાઈ, કારી ઘા લાગેલા બોલાવે છે;
ને મારાથી અંતરનો ઊભરો રોકાતો નથી.
એ કંઈક શમે ત્યાં સુધી, રહો, સબુર કરો.

[પહેલો શાહેરી] એમનું કહેવું વજૂદ ભરેલું ને વાજબી છે.

[બીજો „ ] ન્યાયબુદ્ધિએ જોશો, તો સીઝરને અતિશય ૪૫
અન્યાય થયો છે.

[ત્રીજો „ ] અરે કોણ કહેશે, નથી થયો ?
મારૂં મન તો, મહેરબાન, એમની જગાએ
કોઈ વધુ ભૂંડો થશે, એ વિચારે થર્થરે છે.

[ચોથો „ ] એમણે કહ્યું તે તમે ધ્યાન દેઈ સાંભળ્યું કે ?
સીઝરે મુગટ ત્યારે પાછો ઠેલ્યો—ન જ લીધો; ૫૦
એટલે કે એઓ લોભી ન હતા, એ ચોકસ છે.

[પહેલો „ ] એમ ઠર્યું, તો આ જેનાં કર્તુક છે તેને ભારે
દંડ દેવો જોઈશે જ.

[બીજો „ ] અરેરે, એઓની આંખો
રડી રડી રાતી થઈ છે ? જુઓ તો.

[ત્રીજો „ ] ખરે, બર્યા

નગરમાં એણ્ટનીનો ભલાઈમાં જોટો નથી. ૫૫

[ચોથો ,, ] ચૂપ ચૂપ. સાંભળો એ બોલવા કરે છે, જુઓ.

[ એણ્ટની ] ગઈ કાલે તો નમી ને સીઝરના બોલ સઉ
ઝિલી લેતા; સમસ્ત જગતની એ મગદૂર
ન હતી કે એઓ સામે શિર ઊંચું કરી શકે.
આજે એ જ સીઝરને પામર મનુષ્ય પણ ૬૦
માન આપનારો અહીં દોહલો છે! ઓ પડયા એ.
અરે મારા સાહેબ! હું બોલીશ, તો તમે તેથી
રોષે ભરાશો; ને ઉશ્કેરાઈ જઈ ભારે દંગો
મચાવશો. આ જીભે હું એ કહૂં તો બ્રૂટસને
અને કેશિઅશને એ હાનિ કરી કહેવાય જ. ૬૫
તમે સર્વ જાણો છો કે તેઓ સારા માણુસ છે.
તેમને હૂં હાનિ નહિ કરૂં. મરનારને જ,
મને અને તમને એ હાનિ થવા દઈશ તે
હા, પરંતુ એવા સારા માણુસને હાનિ તો હૂં
નહિ કરૂં. હાં—આ દસ્તાવેજ—જુઓ. સીઝરના ૭૦
એક ખંડમાંથી મને એ મળ્યો છે. એ ઉપર
સીઝરની મ્હોર છે ને એની બ્હાર 'સીઝરનું
મૃત્યુપત્ર'એવા બોલ લખેલા છે. એ હૂં,...માફ
કરો, વાંચવાનો નથી. શ્હેરીઓ એ સાંભળે, તો
તેઓ ધાઈ ધાઈને આ ઘાએ આળા સીઝરના ૭૫
શબને એ ચૂમીઓ દે, એમનું પવિત્ર લોહી
રૂમાલમાં રાખી લે ને એમના સંભારણામાં
એક એક વાળ સઉ માગી લે, ને મરી જાય,

ત્યારે તેને અણમૂલી થાપણુ તરીકે વંશ-
પરંપરા વારસામાં આપવાનું લખી જાય. ૮૦

[ચોથો શહેરી] વાંચો, માર્ક એણ્ટની! એ અમારે સાંભળવું છે.

[ સઘળા ,, ] સીઝરનું મૃત્યુપત્ર વાંચો; મૃત્યુપત્ર વાંચો.

[ એણ્ટની ] શાંત થાઓ, ભાઈઓ! એ વાંચવું તે યોગ્ય નથી.
સીઝરનો તમારા ઉપર કેવો પ્રેમ હતો,
તે જાણવું ઠીક નથી. તમે નથી પત્થર કે ૮૫
નથી કાષ્ઠ, માણુસ છો. માટે કરી સીઝરનું
મૃત્યુપત્ર સાંભળતાં રોષે રાતા તાતા થશો;
ભાન સાન ભૂલી જશો. સારૂં છે, કે તમે નથી
જાણુતા જે સીઝરના તમે પોતે વારસ છો,
એ બધું એ જાણો, તો તો શૂંનું શૂંજ થઈ જાય. ૯૦

[ચોથો શહેરી] વાંચો, એણ્ટની! અમે એ સાંભળીશું; ને તમારે
વાંચવુંજ જોઈશે; એ મૃત્યુપત્ર વાંચો, વાંચો.

[ એણ્ટની ] ભાઇ,! રહો, શાંત પડો. અરે મેં કહેતાં શું કહી
આ તો તીર લક્ષની એ બ્હાર માર્યું! ચૂકી ગયો!
મને ડર રહે છે કે શસ્ત્ર વડે સીઝરનો ૯૫
ઘાટ ઘડી નાંખનારા સહુ મારા માણુસોને
હૂં હાનિ કરૂં છૂં.

[ચોથો શહેરી] અરે, દ્રોહી છે એ, સારા કેવા?

[ સઘળા ,, ] મૃત્યુપત્ર, મૃત્યુપત્ર

[ બીજો ,, ] વાંચો, મૃત્યુપત્ર વાંચો.
સારા જોયા ન હોય તો? મહા હીણા ને હત્યારા.

[ એણ્ટની ] તમારે તે મારી પાસે પરાણે વંચાવવું છે? ૧૦૦

અસ્તુ. તમે સીઝરના શબ આસપાસ ગોળ
કૂંડાળામાં ગોઠવાઓ; એટલે તમારા નામે
મૃત્યુપત્ર કરનાર પુરુષનાં તમને હું
દર્શન કરાવું. મને છે રજા ? હું નીચે આવું ?

[બીજોશહેરી] આવો.

[ ઘણા „ ] નીચે આવો.

[ ત્રીજો „ ] રજા છેજ. અલબત આવો. ૧૦૫

[ એણ્ટની નીચે ઊતરે છે. ]

[ચોથો શહેરી] કૂંડાળામાં, ભાઈ, ગોળ કૂંડાળામાં ઊભા રહો,

[ પહેલો „ ] દૂર ખસો, પાલખીથી–શબનાથી દૂર ખસો.

[ બીજો „ ] છેટે, જરા અતિ ભલા એણ્ટનીથી છેટે ઊભો.

[ એણ્ટની ] અરે,અરે, વેગળા રહો, ભાઈઓ, ધસી ન આવો.

[બીજોશહેરી] હઠો, હઠો; પાછા હઠો; પાછા, પાછા; માગ મૂકો. ૧૧૦

[ એણ્ટની ] ઠીક. જેને આંખ હોય, તેને હવે રોવાનું છે.
આ લેબાસ તમને સર્વને એ જાણીતો છે.
નર્વિઆઈને હરાવી સીઝરે ઊન્હાળુ સાંજે
સમિયાણામાં એ પ્હેર્યો હતો; મને સાંભરે છે.
એમાં અહીં કેશિઅસની કટારી આરપાર ૧૧૫
નીકળી ગઈ છે, જુઓ. અહીં દ્વેષી કાસકાના
ખંજરનો ચીરાડો છે. અહીં વ્હાલા બ્રુટસે આ
શમશેર ભોંકી છે ને લોહી બ્હાર આવેલું છે.
'એ ગોઝારો જખમ નમ્હેરા થઈ ટસે જ
કર્યો કે ?' તે જોવાને એ, કોઈ કહેશે, આવ્યું હશે. ૧૨૦
કારણ કે બ્રુટસ તો સીઝરના ઇષ્ટ હતા.

તમને ખબર હશે. જનના મનની વાત
જાણનારા દેવો ! કહો, બ્રૂટસને એઓ કેવા
વ્હાલા હતા ? એમણે એ બ્રૂટસને શમશેર
ભોંકી દેતા જોયા, ત્યારે દ્રોહીઓના શસ્ત્રથી ન ૧૨૫
જીતાયલા નર તે નમ્હેરાઈના વજ્રપાતે
જીતાઈ ગયા; એ ઘાજ અંતરમાં ઊંડો લાગ્યો;
અને તેજ ક્ષણે વીર હૈયૂં શતખંડ થયૂં.
પછી એ મહાન નરે વસ્ત્રથી મ્હોં ઢાંકી દીધૂં;
અને લોહીના પ્રવાહે રેલંછેલ ચોકમાં જ ૧૩૦
પોમ્પીની પ્રતિમા પાસે એ પડયા. ગજબ થયો !
ભાઈઓ ! ગજબ થયો ! હૂં એ સાથે પડયો; તમે
પડયા, સર્વ શ્હેરી પડયા; અને દુષ્ટદ્રોહીઓનો
દુનિયાંમાં ડંકો વાગ્યો. અરે ! આ તમારાં હૈયાં
ભરાઈ આવે છે ! તમે રૂઓ છો ! હા, રૂઓ, રૂઓ. ૧૩૫
એ પવિત્ર આંસુઓ છે. વ્હાલભીના ભલા મિત્રો !
આપણા એ સીઝરનો ચીરાયલો લેબાસ જ
જોઈ તમે શૂં રૂઓ છો ? એમના દિદાર જુઓ.
દ્રોહીઓએ છેદી ભેદી એની શી દશા કરી છે ?

[પહેલોશહેરી] અરરર, આંખે જોયું જતું નથી ! ૧૪૦
[ બીજો ,, ] હા ! મહાન સીઝરના આવા હાલ ?
[ ત્રીજો ,, ] અરે દેવ ! આ ગોઝારી ઘડી કયાંથી ?
[ ચોથો ,, ] ધિટકાર છે હત્યારા દ્રોહીઓને ?
[ પહેલો ,, ] અરેરે ! એઓએ કાળો કેર કર્યો ?
[ બીજો ,, ] એનું હવે વેર વાળ્યું જોઈશે જ. ૧૪૫

[ સઘળા „ ] ચાલો, ચાલો. વેર વાળો, શોધી વળો. છૂંદી છૂંદી છેદી ભેદી બાળી જાળી પૂરા કરો. દ્રોહીઓનું દીટ રહેવા પામે નહિ.

[ એંટનીી ] ભાઈઓ ! સબુર કરો.

[પહેલોશહેરી] ચૂપ. ભલા એણ્ટનીનૂં કાન દેઈ સાંભળશો. ૧૫૦

[ બીજો „ ] કાન દેશૂં; વેણુ માથે ચડાવીશૂં; જાન દેશૂં.

[ એણ્ટની ] ભલાને માયાળુ મિત્રો ! તમે આમ રોષે અને આવેશે તણાઈ દંગો ઊઠાવો, તે હૂં ન ઇચ્છૂં. જેમણે આ કૃત કર્યૂં છે તે સારા માણસ છે. એ કરમ કરવૂં પડયૂં એવૂં શૂં મરનારે ૧૫૫ એમનૂં બગાડયું'તું, તે કોણ જાણે. એઓ શાણા અને સારા માણસ છે. એ સબબ આપશે ને તમને જવાબ દેશે. હૂં તમારાં ચિત્ત ચોરી લેવા કે ઉશ્કેરવાને નથી આવ્યો. બ્રૂટસના જેવો હૂં વક્તા એ નથી. તમે સર્વ જાણો છો કે ૧૬૦ હૂં તો મિત્રવત્સુ છૂં ને સાદે સાદૂં સીધે સીધૂં બોલનારો છૂં: અને એ સીઝરના વિશે મને પૌર પ્રત્યે બોલવાની રજા આપનારા પણ સારી રીતે સમજે છે. શાથી જે મારામાં નથી શક્તિ, નથા જુક્તિ, નથી છટા, નથી ઠાઠ, નથી ૧૬૫ શબ્દનું ભંડોળ, નથી બુદ્ધિનો પ્રભાવ, કે હૂં શ્રોતાને ઉશ્કેરી શકૂં. હૂં તો સ્હેજે જીભે આવ્યા બોલ બોલી નાંખૂં છૂં; ને તમે પોતે જે જાણો છો

તે કહૂં છું; અને વ્હાલા સીઝરના જખમ આ
બતાવૂં છૂં, મારી વતી એજ મ્હોડાં કાડી બોલો! ૧૭૦
બિચારા અવાચક છે. અરે પણ એણ્ટની તે
બ્રૂટસ ને બ્રટસ તે એણ્ટની જો હોત, તો એ
એણ્ટની આ જખમોને બોલાવત; ને એ સઉ
એવો તો અનેક જીભે પોકાર ઉઠાવત, કે
સઉ રોમ પ્રજળી ઊઠત અને પત્થરનાં ૧૭૦
હૈયાં પણ હલબલી બળવો જ જગાવત.

[સઘળાશહેરી] અમે સઉ બળવો જગાવીશું.
[ પહેલો „ ] બ્રૂટસનૂં ઘર બાળી મેલીશૂં.
[ ત્રીજો „ ] ચાલો, સારૂ શ્હેર શોધી વળિયે
[ ચોથો „ ] કાવતરાખોરોને ન મૂકિયે.
[ .એણ્ટની ]ભાઈ! જરા સાંભળશો ? મારૂં કહેવૂં સાંભળશો ?
[સઘળાશહેરી]રહો, ભાઈ,સાંભળો, આ ભલા એણ્ટની શૂં કહે છે?
[ એણ્ટની ]અહો મિત્રો ? તમે આમ આંખો મીંચી ઝંપલાવી
પડો છો તે ઠીક છે; ને સીઝર તે પ્રેમને એ
લાયક છે. પણ તમે જાણતા નથી કે શાથી ? ૧૮૫
માટે મારે તમને તે કહેવૂં જોઇયે છે. ઘડી
ઉપર જ તમને મેં મૃત્યુપત્ર વિશે વાત
કરી હતી, તે તમે ભુલી ગયા છો.
[સઘળા શહેરો] ખરૂં કહ્યું.
ઠીક એ સંભાર્યૂં. રહો, મૃત્યુપત્ર સાંભળિયે.
[ એણ્ટની ] જુઓ ત્યારે. પ્રથમ તો નગરના એકે એક ૧૯૦
રોમનને જણ દીઠ પોણો સો પોણો સો દ્રામ

સીઝરના સહીસિક્કા સાથે આમાં આપેલા છે.

[બીજો શહેરી] અહો કેવું મોટું મન !

[ત્રીજો ,, ] રાજા જેના સીઝર! એ
માર્યા ગયા! એનું અમે વેર લેશું, દંડ દેશું.

[ એણ્ટની ] હજુ જરા ધીરજથી સાંભળશો.

[સઘળા શહેરી] અરે ચૂપ. ૧૯૫

[ એણ્ટની ] એમના આરામગાહ, બાગ ને બગીચા, તથા
નદીના કિનારા પર તાજેતર બનાવેલ
વાડી ને વજીશ પણ તમને અને તમારા
વારસોને આપેલ છે. તેમાં તમે ફરો હરો,
ચેન કરો, મોજ મારો. એ સઉ સદાને માટે ૨૦૦
આપી જઈ સીઝરનું નામ જે દીપાવ્યું, તે તો
એ જ એક હતા. એવા બીજા અહીં ક્યારે થવા ?

[પહેલો શહેરી] કદી નહિ.

વાંચી સંભળાવેલા ફકરા ઉપરથી કંઈક ખ્યાલ આવશે કે વનવેલી શું છે ? અલબત, એ ઉદ્યાનલતા નથી, વનલતા છે. હું એને સાહિત્યના નંદનવનમાં રોપવાની ધૃષ્ટતા કરૂં છું. સઉ વિચારશો કે તે એવી યોગ્યતા ધરાવે છે ? +

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ. બી. એ.

---

\+ છઠ્ઠી સાહિત્ય પરિષદ્‌માં વાંચેલો નિબંધ. નકલ લેખકની છે.

# (૩૭) તરલાના તરંગ.

( સ્થળ—કાન્તાનો ઓરડો. )

( બારીએથી ચઢી ઉતરીને તરલા પ્રવેશ કરે છે. )

તરલા—( કાન્તાની પાસે જઈને ઉંચો શ્વાસ લેતી) ઉંઘે છે! વાહ! દૈવજ સહાય જણાય છે. એના ઉપર ઉંઘનો નિર્ભય તથા ગાઢ બુરખો ઢંકાઈ રહ્યો છે. નિરાંતે ઉંઘે છે. હે નિદ્રા દેવી!

### વસંતતિલકા.

થાજો સહાય મુજને પળવાર આજ,<br>
કે સદ્ય થાય મુજ ઇપ્સિત સર્વ કાજ;<br>
સાસે હૈંસે કઠણુ કંટક કાઢું તાણી,<br>
હૈયે ઘણી ધૈરજ ને ક્રૂરતા હું, આણી.

( હૃદયપર હાથ મૂકતી જરા દૂર જઈને ) તું ધડકે છે કેમ? તને શી અનિષ્ટ શંકા થાય છે? અરે મારૂં શરીર પણ ધ્રૂજે છે. મારૂં હૃદય તથા હાથ આંખોને દેખી શરમાય છે. જે આંખે સદ્વસ્તુ જોઈ સદ્વિચાર સત્ય કાર્યજ થયલાં તેની સાથે રહી આજ વિપરીત કાર્યનો સંભવ થાય છે તેથી તું ડરે છે!! અરે આકાશમાંથી પણ પિત્રી દેવી ડોકીઆં કરી મને વારે છે!

### હરિગીત.

જા ચંદ્ર તું સંતાઈ નભમાં શીદ અહીં ઉભો રહ્યો,<br>
તારા બુઝાઈ જજો સહુ નવ દેખશો કશુંએ તમો;<br>
ભુત પ્રેત પિશાચ રાત્રિપ્રસંગ દેવ કરાલ તે,<br>
સહુ આવી વસજો હૃદયમાં કરમાં વળી મારા હવે.

આકાશ પણ મારા કુકર્મથી ઝાંખું થવા માંડ્યું ? ( કાન્તા પાસે જઈ જોતી ) આ ઉંઘતી ઉંઘતી પણ મારી મૂર્ખાઈને હસે છે. (દૂર જઇ) અરેરે આ કામ મારે શીદ કરવું જોઈએ. ના ના, નહિજ કરું. અહીંઆંથી નાસી નીકળીને રખડી મરવામાં તોય શું સુખ છે ? એક તરફ આ કામ અને એક તરફ આ મરણ દુઃખપરંપરા એ એમાંથી સારૂં તે તારૂં છે જીવ ! ના ના પણ કાર્યમાં આટલે સુધી ધસ્યા પછી પાછા વળવું ખોટું છે. મારા સુખને પ્રસંગ પરિપૂર્ણ કરવામાં આટલુંજ હવે બાકી છે. ખરેખાત નિર્ણય છે કે એ સતી હવે બળી મરશે, કરણનું તેમાં કાંઈ વળશે નહિ, પણ મારે તો વચમાંથી ફાંસ જશે, વાસ્તે ચાલરે સ્વાર્થ !

ઇંદ્રવજ્રા.

તું પાંખ થા કાર્યની તીવ્ર વેગી, કે સ્વાર થા ને મૂક ચિત્તમારી;
કે થા પછી ધીરજ મુજ હાથે ને ચાલ આ શસ્ત્ર તણીજ સાથે.

( ધીમે ધીમે કાન્તાની તરફ જાય છે. ) ( માલાને નિહાળી, ) અરે !

ઇંદ્ર વિજય.

આંખ કરી વિકરાળ કરાળ સુરક્ષણ આ કરતો અહીં ઊભો;
ખડ્ગ રહ્યું ઝગકે કરમાં, મુજને હણવા નયને મનસુબો;
દૃષ્ટિ કરૂં જવ હાર ભણી તવ એ ધસતો ઝટ ખડ્ગ ઉગામી,
ના કરૂં ના કરૂં હું કશુંએ તનમાં સહુ તર્ક ગયા મુજ વામી.

( નાસવા જાય છે; વિચારીને જોતી. )

નહિ. કંઈ નથી. મારા મનનીજ કલ્પના છે. કયાં છે હવે સુરસેન !! ( કાન્તાની પાસે જાય છે. માલાને હાથમાં પકડી ) રે દિવ્ય મૌક્તિક ! તમે પણ ચૂપ રહો. ચાલ કાતર !

### અનુષ્ટુભ્.

છેદતાં ગ્રંથી આ વહેલી, સુખની શુભ દોર શું;
ભાગ્ય દોરી કશી બાંધે મારી, ચાલ્ય વિચાર શું ? !
અથવા કાપ તું એને સુખની તુજ દોરને;
સ્વર્ગનો દોર દે કાપી લલાટે લખ્યું તે બને.

અરે એ શાનો અવાજ થયો ! ! ( નાસે છે ) ( બારીએ જઈ જોતી ) ના ના ! કંઈ નથી ! મારા ચિત્તની અવસ્થાજ કાંઈક વિચિત્ર છે. સહજ પવન વાયાથી પણ તરત ભડકીને નાસે છે ! ! ( પાછી જાય છે. ) (કાતરને) ચાલ બહેન આ દુઃખથી છોડવ, હે સ્વાર્થ-દેવ ! હે ભૂત પિશાચ ! સર્વ મારા હાથમાં બળ આપો ! આ શસ્ત્રને ચલાવો !

### સોરઠો.

રે દીલ ! બીકણ રાંક, થરથરતું ધીમું પડી,
બાલભાવ સહુ છાંડ, એકજવાર મનુષ્ય થા.
( એકદમ કાંપે છે, નાસવા માંડે છે. )

### અનુષ્ટુભ્.

નાસરે વેગથી વહેલો, પાપ ! કાં અટકી પડે ! !
નિહાળી ન શકે ચક્ષુ, ફરી આ અપકીર્તિને !

( બારીએથી ઉતરી જાય છે. )

કાન્તા—( સુતેલી છે ત્યાંથી ઉઠે છે એટલે મોતી વેરાય છે તેથી ) રે દિવ્ય મુક્તા ! તમે કેમ છૂટાં થઈ ગયાં ! ! ( વિચારતી ) પ્રાણનાથ પ્રાણસહિત સ્વર્ગમાં પધાર્યા ! ! વાહ ! ઇશ્વરેજ મારે વાસ્તે તેડું મોકલ્યું, ( બેસી પડે છે, ધ્રૂજવા માંડે છે. ) હે કુલદેવી !

**વસંતતિલકા.**

દો સત્ય ધૈર્ય સઘળાં પ્રિય પુત્રી અંગે,
વ્હારે ચઢો ત્રિશૂલ હાથ લઈ પ્રસંગે.
લો આજ આજ મુજને તમપાસ તાણી,
હાથે ઝલાવી ફરી દો પ્રિયનાથ પાણિ.

( ઉભી થઈને કેશ છોડી નાંખી ) હે પ્રિય પતિ ! હે પિત્રી દેવ !

**વસંતતિલકા.**

મારૂં ખરૂં સરવ સત્ય હવે બતાવું,
હે પિત્રીદેવ તમને મુજ હોમ આપું;
આવું છું રે પ્રિય પતિ તમ સાથ વ્હેલી,
છે રોમ રોમ પ્રગટી બળ દિવ્ય હેલી.

( ચાલતી ) પતિ પછી સંસાર વ્યર્થજ છે. મારા જેવી સ્થિતિમાં વળી વિશેષે મને તો હવે એમ લાગે છે કે,

**હરિગીત.**

ઉંચી ઉડું હું સ્વર્ગ ભણી જળ થળ તમે નીચાં નીચાં,
ગાન સુણું શુભ કાનમાં મુજ અંગ સર્વે ગળ્યાં ગળ્યાં;
ઓ પ્રિયપતિ કરદ્રય પ્રસારી ઉભા રહ્યા દઢ ભેટવા;
રે ચાલ ચરણુ ઉતાવળો ક્યમ અટકીને ઉભો હવાં.

( એકદમ બહાર નીકળવા જાય છે. દરવાજો સજજડ બંધ દેખીને ) ધિક્કાર છે સતીને અટકાવનાર દુષ્ટને ! હે કુલદેવી મારા અચલ વ્રતના પ્રતાપથી આ દરવાજો તરત મને માર્ગ આપજો.

(દરવાજો ઉઘડી જાય છે એટલે કાન્તા બહાર નીકળી માર્ગમાં જાય છે.)

(કાન્તા. મણિલાલ નભુભાઇ દ્વિવેદી, બી. એ. )

# (૩૮) બાળક્રીડા.

( પડદા પાછળ–તોફાન ન કર. શું જાત ઉપરજ ગયો ને ? )

**રાજા**—(સાંભળીને)–આ સ્થળે અમર્યાદ આચરણ તો હોય નહિ આમ કોને વારવામાં આવતું હશે ?

( શબ્દની દિશામાં જઈ જોઈને )–અરે, આ પોતાને પગલે પગલે બે તપસ્વિનીઓને ખેંચતો અને પ્રભાવમાં બાલક નહિ છતાં બાલકજ કોણ હશે વારૂ ?

**આર્યા.**

બાલસિંહ ધાવતો રમવા ખેંચે સિંહણુ સોડેથી,
તાણી બલથી ગરદન યાલ બધી નાંખતો ચુંથી.

( ઉપર પ્રમાણે વર્તતો બાલક અને તે તપસ્વિનીઓ પ્રવેશ કરે છે. )

**બાલ૰**—સિંહ ઉઘાડ મ્હોડું, તારા દાંત ગણું.

**પહેલી તપસ્વિની**—ભુંડા, આપણાં છોરૂં જેવાંજ પશુઓને શું રંજાડતો હોઇશ ? તારો ક્રુધમાત તો વધતો દેખું ! ઋષિઓએ સર્વદમન નામ પાડ્યું છે તે બરાબરજ.

**રાજા**—(સ્વગત) જાણે મારો પોતાનો પુત્ર હોય એમ આ બાલક તરફ મારૂં મન ખેંચાય છે એ તે શું હશે ? અપુત્રતાને લીધે કદાચ મને વધારે હેત આવતું હશે.

**બીજી તપ૦**—એના બચ્ચાને નહિ છોડે કની તો સિંહણુ તને મારશે જો.

**બાલ૦**—( સસ્મિત )–ઓ રે, હું તો કેંનો કેં બાધો જો !

( હોઠ દેખાડે છે. )

રાજા—(સ્વગત).

અનુષ્ટુભ્.

લોકોત્તર પ્રભાબીજ, લાગે છે શિશુ આ મને;
તનખો શુદ્ધ વહ્નિનો ઝંખે ઇંધન દીપવા.

**પહેલી ત૦**—બેટા, આ સિંહના બચ્ચાને છોડ, હું કની તને બીજું રમકડું આપું.

**બાલ૦**—ક્યાં છે? લાવને! (હાથ લાંબો કરે છે.)

**રાજા**—(સ્વગત)—અરે, આને તો ચક્રવર્તીનાં લક્ષણો છે.

ઉપજાતિ.

ધસેજ લેવા પ્રિય વસ્તુને કર, જણાય સીવેલ ત્વચાથી આંગળી;
દીસે યથા રાગવતી ઉષા તણું પે'લું ખીલ્યું પદ્મ સળંગ પાંખડી.

**બીજી ત૦**—સુવ્રતા, આને વચનમાત્રથી વારી શકાશે નહિ; જા. મારા ઝુંપડામાં ઋષિકુમાર માર્કંડેયનો રંગબેરંગી માટીનો મોર છે, તે આને કાજે લે આવ.

**પહેલી ત૦**—વારૂ, (જાય છે.)

**બાલ૦**—એટલી વાર આનાથી રમીશ.

( એમ કહી તપસ્વિની સામે જોઈને હસે છે. )

**રાજા**—(સ્વગત)—આ લીધી હઠ ન મૂકનારા ઉપર ઉમળકો આવે છે-નિસાસો નાંખી —

વસંતતિલકા.

કાલું હસે ધવલ દાંતકળી દીપાવી,
કાલું લવે મધુરૂં અક્ષર ગોઠવીને;
ખોળો ખુંદે મસ રસે, સુત એહવાના,
મેલે બને મલિન ધન્યજ તે પિતાઓ.

**બીજી ત૦**—ઠીક, આ મને તો ગણતો નથી.

( આસપાસ જોતી )—અહીં કોઈ ઋષિકુમાર છે કે ?

( રાજાને જોઈને )—ભદ્રમુખ, આવતો, આ બાલકે રમતમાં આ સિંહના બચ્ચાને છૂટે નહિ એમ સજ્જડ પકડી રાખ્યું છે તેને છોડવ.

**રાજા**—( પાસે જઈ ને સસ્મિત )—અરે ઓ મહર્ષિ પુત્ર,

ચંદ્રવર્ત્મ.

આમ જન્મથી તું કેમ ઉલટો, આશ્રમીજન પ્રણાલથી ચાલે ?
જેથી સર્વ સુખી તે તું દૂષતો, નાગબાલ જયમ ચંદને રહેતો.

**બીજી ત૦**—ભદ્રમુખ, આ કંઈ ઋષિપુત્ર નથી.

**રાજા**—એની કાઠી અને તે પ્રમાણેનું એનું આચરણજ કહી આપે છે, એતો અમે આ સ્થલ ઉપરથી તર્ક બાંધેલો.

( સિંહના બચ્ચાને છોડવતાં બાલકનો સ્પર્શ થતાં, સ્વગત )—

ઉપજાતિ.

ન જાણું આનું કુલ તોય એને, સ્પર્શી ઠરે આમજ ગાત્ર મારાં;
અવર્ણ્ય તેનું સુખ હોય સાચે, જે ધન્યના અંક થકી કૂદ્યો એ.

**બીજી ત૦**—( બન્નેને જોઇને )—આશ્ચર્ય ! આશ્ચર્ય !

**રાજા**—શું જે ?

**બીજી ત૦**—આકૃતિમાં તું આ બાલકને મળતો આવે છે, અને વળી તું અજાણ્યો છે તોય એ તારી સાથ આડાઈ કરતો નથી.

**રાજા**—( છોકરાને લાડ કરતો)—આર્યા, આ મુનિકુમાર નથી તો એનું કયું કુલ ?

**બીજી ત૦**—પુરુ કુલ.

રાજા—( સ્વગત ) શું મારાજ કુલનો ? એ કારણથીજ આ ભગવતીને અમારા એમાં મળતાપણું લાગે છે, પણ પોરવોનું પરમ કુલવ્રત તો આવું છે કે,

વૈતાલીય

ભુવનો મહીં ભોગવી રસોને, ક્ષિતિ રક્ષે રહી આગલી વયે જે,
ઉતરતી વયે વસી નૃપો તે તરૂમૂલે યતિધર્મ શુદ્ધ પાળે.

–( મોટેથી )-પરંતુ માણસો કંઈ આ સ્થળે પોતાની શક્તિથી આવવા સમર્થ નથી.

બીજી ત૦—તારી વાત ખરી, પણ અપ્સરા સાથેના સંબંધને લીધે આની માએ એને આ મારીચાશ્રમમાં પ્રસવ્યો.

રાજા—( સ્વગત )—હાશ, મારી આશાને આ બીજું પોષણ મળ્યું.

–( મોટેથી )—વારૂ, એ ભગવતી ક્યા રાજર્ષિની પત્ની ?

બીજી ત૦—એ પોતાની ધર્મદારાને ત્યજનારનું નામ ઉચરવાનું કોને મન થાય

રાજા—( સ્વગત )—આ કથા તો મનેજ લાગુ પડે છે. ત્યારે આ બાલકની માતાનું નામ પૂછું તો ? પણ પરદારા વિષેની પૂછપરછ અધર્મ્ય.

પહેલી ત૦—( હાથમાં માટીના મોર સહિત પ્રવેશ કરીને )-સર્વદમન, શકુંતલાવણ્ય જો.

બાલ—( નજર આમતેમ ફેરવીને )-ક્યાં છે મારી બા ?

બંને—બાપલો બોલના સરખાપણાથી છેતરાઈ ગયો.

બીજી ત૦—બેટા, મેં તો તને એમ કહ્યું કે આ માટીના મોરની સુંદરતા જો.

રાજા—( સ્વગત )-શું આની માતાનું નામ શકુંતલાજ ? પણ

એક નામધારી જુદાં જુદાં જણ હોય એવું ઘણીવાર બને છે; શું આ નામ આપીને આશા ઉપજાવે છે તે મૃગજલની માફક કેવલ નિરાશ કરી નાખવા તો નહિ હોય ?

બાલ—આ મજાનો મોર મને ગમ્યો.

પહેલી ત૦—( જોઈને ફીકરથી )—અરે આની પહોંચી ઉપરનું રક્ષામાંદલ નથી જણાતું જો.

રાજા—ફીકર ન કરો. સિંહના બચ્ચા સાથેના એના ઉધમાતમાં નીકળી પડેલું આ રહ્યું. ( લેવા જાય છે. )

બંને— લેશો નહિ, અડશો નહિ એને !
અરે, એણે તો ઉચકી લીધું

( છાતી ઉપર હાથ મૂકીને એક બીજી સામસામે વિસ્મયથી જોઈ રહે છે. )

રાજા—અમને મના શા માટે કરી ?

પહેલી ત૦—સાંભળો મહારાજ, આ અપરાજિતા નામની વનસ્પતિ એના જાતકર્મ વખતે મારીચ ભગવાને આપી હતી, તેમાં એવો ગુણ છે કે એ પડી જાય તો એ બાલક અથવા તો એના માબાપના સિવાય કોઈથી એ ઉપાડાય નહિ,—

રાજા—એને ઉપાડે તો ?

પહેલી ત૦—તો એ સર્પ બનીને તેને ડશે.

રાજા—ભગવતીઓએ એનું પારખું નજરોનજર જોયું છે ?

બંને—ઘણીએ વાર.

રાજા—( આનંદથી સ્વગત )—ત્યારે તો મારી પરિપૂર્ણ થયેલી અભિલાષાને મારે શા માટે ન વધાવી લેવી ? ( બાળકને ભેટે છે. )

**બીજી ત૦**—સુવ્રતા, ચાલ; આ બનાવ વ્રતનિયમમાં નિમગ્ન રહેતી શકુંતલાને જણાવીએ. (બંને જાય છે.)

**બાલ**—છોડ મને, મારે તો બા પાસે જવું છે.

**રાજા**—બેટા, મારી સાથેજ બાને રાજી કરજે.

**બાલ**—મારા બાપાજી તો દુષ્યંત, તું નહિ.

**રાજા**—( સસ્મિત ) આ નકાર પણ એજ સિદ્ધ કરે છે.

( પ્રોફેસર, બી કે ઠાકોર. અભિજ્ઞાન શકુંતલા નાટક. )

---

# ૩૯) ભીષ્મ અને કાશીરાજ પુત્રી અંબા

---

**પ્રસંગ**:—આ દૃશ્યનો પ્રસંગ આ પ્રમાણે છે. સ્વયંવર મંડપમાં શાલ્વરાજને વરમાળા પ્હેરાવવવા જતી કાશી રાજાની ત્રણે પુત્રીઓનું ભીષ્મે પોતાના ન્હાના ભાઈ માટે હરણ કર્યું હતું. પણ એમાંની મ્હોટી કન્યા અંબાની ઇચ્છા શાલ્વનેજ પરણવાની છે એવું જાણવામાં આવતાં ભીષ્મે તેને ત્યાં જવા રજા આપી હતી. પરંતુ ભીષ્મથી હરાએલી હોવાને લીધે અંબા શાલ્વને ઘાયલ કરી વરવાની અભિલાષાએ ભીષ્મ પાસે આવે છે એ પ્રસંગનો અહીંઆં ઉલ્લેખ છે.

**સ્થળ**:—હસ્તિનાપુરના રાજમહેલમાં ભીષ્મનુ શયનાગાર.

**સમય**:—અજવાળી રાત્રિ.

**પાત્રો**:—પહેલાં અંબા અને તેની સખી સુનંદા તથા પાછળથી ભીષ્મ:—

અમિત્ર છંદ.

અંબાઃ—યુવરાજ પાસે જતાં સખિ! પાય ધ્રૂજે.
સુનંદાઃ—ધૈર્ય ઉર ધરી, મન મજબૂત કર.
અંબાઃ—યુવરાજ પાસે મ્હારે બોલવું શું સખિ?
સુનંદાઃ—જે જે ત્હને યોગ્ય લાગે તે તે સુખે બોલ્ય.
' છૂપાવવું ' એજ અબળાનો ધર્મ જાણ્ય. ૫
વળી આત્મરક્ષા માટે ધારવા 'સંયમ'
કિન્તુ જ્યારે નારી બને આક્રમણ-કારી.
ત્યારે એના ધર્મો એથી વિપરીત થાય.
અંબાઃ—વળી રમણીનો ધર્મ લજ્જા સદા-કાળ.
સુનંદાઃ—ત્હારે એ ગઈ છે વેળા સખિ! તું સંભાર, ૧૦
શાલ્વગૃહે નારી થવા યાચના ત્હેં કરી,
નરહત્યા ખાઈ વિષે સખી તું ઉતરી.
હવે ત્હારે શું બાકી છે? જીવન સંગ્રામે.
હામ ધારી કૂદી પડ, થાશે સિદ્ધ કામ.
કાં તો કાર્ય સિદ્ધ કર, કાં તું મોત પામ.
ત્રીજો રસ્તો નથી બ્હેન! માની લે વચન. ૧૫
અંબાઃ—દેવવ્રત બ્રહ્મચારી જાણે આખું વિશ્વ.
સુનંદાઃ—સંસારીનું બ્રહ્મચર્ય એતો કેવા માત્ર.
સુરાપીનો જેવો સુરાપાન તણો ત્યાગ;
સંસારીના એવા બ્રહ્મચર્યના આચાર. ૨૦
જેવો સારહીન હોય કામીનો સંન્યાસ;
એવું સંસારીનું બ્રહ્મચર્ય વ્રત માન.

માંજારીનું નિરામિષ વ્રત જેવું સત્ય;
એવું બ્રહ્મચર્યવ્રત દેવવ્રતતણું.

**અંબાઃ**—ખરે, એવું બ્રહ્મચર્ય સંસારી પાળે છે. ૨૫
પ્રતિજ્ઞા ખંડિત કરૂં તો હું સાચી નારી.

**( ભીષ્મ પ્રવેશ કરે છે. પણ અંબાને જોતાંજ પાછા વળવા જાયછે. )**

**અંબાઃ**—ક્યાં જાઓ છે દેવવ્રત? નાસો છો શા માટે,
મ્હને જોઈ? નિશા ન્યાળી સૂર્ય નાસે તેમ.
નથી હું ખૂની કે દસ્યુ, સર્પ કે શાર્દૂલ,
વ્યાધિ કે દુર્ભિક્ષ. અરે ઉભા રોં પ્રિતમ! ૩૦
અરે વ્હાલા, આ શું? મુખમંડળ ત્હમારૂં.
એકાએક ટાળું પડ્યું! કારણ શું ધારૂં?
કયા મહારોગે ત્હમે વિહ્વળ જણાઓ!
બોલો, બોલો, દેવવ્રત? મ્હેં શું કંઈ બગાડ્યું
મહા અપરાધ હુંથી થયો શું આ વાર? ૩૫
'તમોને હું ચાહું' એજ ગુન્હો પ્રાણનાથ!

**ભીષ્મઃ**—ત્હમારી કહાણી બધી સાંભળી છે દેવિ!
કિન્તુ ક્ષમા કરો મ્હને, હું છું બ્રહ્મચારી.

**અંબાઃ**—મિથ્યા કથા દેવવ્રત! ત્હમે સુકુમાર,
ત્હમે જ્ઞાની, ત્હમે વીર, કિન્તુ ત્હમે નથી ૪૦
બ્રહ્મચારી શાને મિથ્યા બોલો દેવવ્રત?

**ભીષ્મઃ**—લીધું છે મ્હેં વ્રત.........

**અંબાઃ**—.........વ્રત તોડો, દેવવ્રત! ૪૨
જુગે જુગે બ્રહ્મર્ષિ મહર્ષિ ઘણા થયા,
ત્યાગી તપસિદ્ધિ ગયા નારીને શરણ.

ત્હમે નથી ઋષિ તેમ મહર્ષિ રાજર્ષિ. ૪૫
કામ જયી એક સદાશિવ મહેશ્વર.
ત્હમે નથી શંભુ, તેમ ત્હમે ના ઈશ્વર.
ત્હમે કામજય કરેલો છે દેવવત ?
કોઈ ના કરી શક્યું તે ત્હમે શું કર્યું છે ?

ભીષ્મઃ—કામને મ્હેં જીત્યો નથી. જો હું જીત્યો હોત ૫૦
તો ત્હમોને એટલાં ચાહું છું કે આ વાર
દુગ્ધ પોષ્ય શિશુ પેઠે ભય લાજ ત્યાગી
જોરથી તાણીને મ્હારી છાતીપરે લેત.
હાયરે ! નારીનું વક્ષસ્થળ, જે શિશુનું
અમૃતનું ઝરણું છે; તે યુવાનો તણે ૫૫
તૃષિત નેત્રોએ તીવ્ર હલાહલ લાગે !
પ્રાણદાન આપનારા વડે પ્રાણ જાય ! ૫૭
નારીના માતૃત્વનો જેથી પ્રચાર થાય. ૫૮
તેજ લાગે કામ-દુર્ગ ! મોહનું આગાર
નારીવપુ જે સૌંદર્ય ને ભક્તિનું ધામ ૬૦
છે; તે જાણે લાલસા ને દસ્યુતણું ઠામ
લાગે છે. ના ના હું કામજયી નથી તેથી
ડરૂં છું. એથીજ મા મા બોલીને સ્નેહથી
તીર્થ સ્થાનો ભણી દોડતા યાત્રિકો પેઠે ૬૫
તમો ભણી આવ્યા છતાં હું પાછો ભાગું છું.
સાપને ભાળીને જેમ માનવીઓ ભાગે,
તેમ નારી જાતિથી હું છેટો ખસી જાઉં.

( જવા તૈયાર થાય છે. )

અંબાઃ—કહીં બ્હશો ! પ્રિયતમ ! અપાર સાગરે ૬૯
મ્હને ના ડુબાડો...............
( ઘુંટણભેર બેસે છે. )

ભીષ્મઃ—.........દેવિ ! રૂઓ ના રૂઓ ના. ૭૦
વક્ષસ્થળે વજ્રનો આઘાત સહી શકું,
ને ક્ષુધાર્ત્ત વ્યાઘ્રનું ગર્જન તુચ્છ માનું;
કિન્તુ નારી ત્હારાં અશ્રુમાંહે ડુબી જાઉં.
અંબા ! આ મ્હારા ચિત્તનું શું ચાંચલ્ય
ના એ પ્રવૃત્તિને આજે નિધન કરીશ. ૭૫
બેન ! આ મુહૂર્ત્તે મ્હારે ઉર-સિંહાસને
ત્હને ભક્તિભાવે માતારૂપે બેસાડીશ.
અંધવાસનાને આજે મૃત્યુ-દંડ દેશ;
કામનાના શ્વાસોનો હું આજે અંત લૈશ;
આસક્તિ-અગ્નિજ્વાળા હું આજે હોલવીશ; ૮૦
પાપવૃક્ષને હું આજે નિર્મૂળ કરીશ.
પધારો, પધારો, મ્હારાં જનેતા ! પધારો.

અંબાઃ—( ચકિત થઈને. )
અરે આ તું શું કરે છે ? નિષ્ઠુર ! ઘાતક ! ૮૩
ના, ના ત્હારી વાતને હું સાચી નહિ માનું.
મ્હને મૂર્છા આવી પ્રિયતમ ! ઝાલ, ઝાલ, ૮૫

ભીષ્મઃ—( પડતી અંબાને ઝાલી રાખીને. )
અરે આ શું ? તું કાશી રાજાની કુમારી છે;
વળી ન્હાની નથી. ત્હને આ રીત શોભે છે ?
પાછી જા, પાછી જા, મ્હારી પ્રાણાધિકા પુત્રી !

ત્હારૂં મ્હેં જનનીપદે સ્થાપન કર્યું છે.
સંસાર સૌથી શ્રેષ્ઠ પવિત્ર સંબંધ ૯૦
જનની સંતાન એ છે. તેને કલુષિત
કરીશ ના હીન ઉચ્ચારણુ કરી અંબા! ૯૨

અંબા:—ખોટું, દેવવ્રત! હું ત્હારી જનેતા નથી. ૯૩
વળી ત્હારી મા તરિકે કાંઈ કર્યું નથી. ૯૪
ઉચ્ચારણમાં એવો શો મોહ છે, કે એના ૯૫
શક્તિબળે સાચી વાત ભૂલાઈ જવાય? ૯૬

ભીષ્મ:—"મા" નામમાં શી શક્તિ છે, તે તું શું જાણીશ? ૯૭
"મા" શબ્દમાં જેવો અર્થ છે તે કોશે નથી. ૯૮
"મા" શબ્દતું સુધા નથી ઈંદ્રને ભંડારે. ૯૯
મહાપીડા ભોગવતો શય્યાશાયી રોગી ૧૦૦
જ્યારે આર્ત્તનાદે મા મા વચન ઉચ્ચારે, ૧૦૧
ત્યારે એની અર્ધી પીડા જાણે સુધા કુંડે
ડુબી જાય. ચિત્તે જાણે મહાશાંતિ જામે.

માતા એ ઉચ્ચારે પશુ વશીભૂત થાય. ૧૦૪
મા ઉચ્ચારે શોક તમ ઉર શીળું બને. ૧૦૫
મા ઉચ્ચારે કણુપર દેવી ગાન પડે.
મા ઉચ્ચારે જીભ્હા હર્ષાનંદે જડ થાય.
મા ઉચ્ચારે શુષ્ક ઓષ્ઠો જાણે વાયુવિષે
કંપી કંપી મહાહર્ષે નાચતા જણાય. ૧૦૯

ધરણી પવિત્ર થાય માતા નામવડે. ૧૧૦
ઈશ્વરી પોતાને માતા નામે ધન્ય માને,
મા! તું ત્હારો દબાવી દે કામિનીત્વ ભાવ,

દેવી બન શૃંખલિત કર મા દુઅળ
આજે ત્હારો સ્વેચ્છાચાર, ધરામાં વર્ષાવ ૧૧૪
શાંતિની પીયૂષધારા. દેખ, મા! જનની! ૧૧૫
ત્હારા વક્ષઃસ્થળે વિષે ઉધ્યું છે જગત.

**અંબાઃ**—(સ્વગત.)
નથી હું બધિર, તોએ કશું કાં ન સુણું?
જાઉં? ના ના નથી જાવું. જોઉં છેલ્લીવાર.
ઉંડા નર્ક માંહે આજે નક્કી હું ડૂબીશ.
તેજપુંજ ચંદ્ર! ત્હારૂં મુખ તમે* ઢાંક. ૧૨૦
નક્ષત્રો હોલાઈ જાઓ. બંધ કર ત્હારાં
કર્ણુધારો મેદિની તું..........

**ભીષ્મઃ**—........અરે શું બકે છે?

**અંબાઃ**—( દીવાને વધારે પ્રકાશિત કરે છે ને પછી પોતે અંગ ઉપર ઓઢેલું વસ્ત્ર અળગું કરે છે. )
દેવવ્રત! હવે મ્હને સારી રીતે જુઓ...... ૧૨૩

**ભીષ્મઃ**—જોઉં છું હું........

**અંબાઃ**—........શું જુઓ છો?..............

**ભીષ્મઃ**—........તું એ અંબા નથી... ૧૨૪
આ તો કોઈ ઉન્માદિની રાક્ષસી ઉભી છે. ૧૨૫
કામ-મદપાને જેના થયા ગાલો ગાલ.
નર્ક વહ્નિજ્વાલા જેનાં નેત્રોમાં ભભુકે.
ઝેરમય હાસ્યવાળાં જેનાં બિમ્બાધરો.
લાલસાથી મંદ અને કંપતાં જણાય,
જેની વક્ર ગ્રીવાપરે છવાએલી લટો. ૧૩૦

---

* તિમિરે.

જાણે કાળી નાગણીઓ મૂર્તિ ધરી ઉભી!
જાણે કોઈ પ્રલોભન મૂર્ત્તિમાન ઉભું!
જાણે રક્તમાંસે આચ્છાદેલ સર્વનાશ!
જીવતો જાગતો જાણે ઉભો મહાશાપ!

અંબા:—આવો આવો પ્રિયતમ! દુ:ખદ સંસારે. ૧૩૫
બે દિનનું જીવન છે. લેજો ભોગ-લ્હાવ.
( ભીષ્મનો હાથ પકડે છે.

ભીષ્મ—( હાથ છોડાવીને. )

દૂર રામા! ત્હારો આ છે નિષ્ફલ પ્રયાસ.
ભીષ્મની પ્રતિજ્ઞા જાણ અટળ અચળ. ૧૩૮
નથી આ યાચનાભરી તપસ્યા સકામ.
ત્યાગીના શપથ જેવી ભીષ્મની પ્રતિજ્ઞા. ૧૪૦
ગ્રહો કદિ કક્ષામાંથી સ્થાન ચ્યુત થાય,
ચંદ્રમા કદાપિ થાય અગ્નિ વર્ષનારો,
ગિરિશૃંગ ભાગી કદિ થાય વાળુરાશિ,
આકાશના તારકો કદી બૂઝાઈ જાય,
સિંધુ શુષ્ક બની કદિ ગોર-પદે સમાય. ૧૪૫
ભીષ્મની પ્રતિજ્ઞા તોએ કદાપી ન ચળે,
બ્રહ્માંડના અવિરત વિવર્તન વિષે,
વિક્ષોભિત સંસારના આલોડન માંહે,
માનવના વારંવાર મિથ્યાવાદ માંહે,
ભીષ્મની પ્રતિજ્ઞા આ છે અટળ ઉજવલ. ૧૫૦
તારામંડળમાં જેને સ્થિર ધ્રુવતારા.

જગજીવન કાલિદાસ પાઠક.
પોરબંદર-કાઠિઆવાડ.

# (૪૦) દમયંતી ઉપર ચોરીનો આરોપ.



**સ્થળ:—ચેદિરાજનું ધર્માસનસ્થાન.**

( ચેદિરાજ ધર્માસન ઉપર બિરાજેલા છે. બીજા દરબારીઓ પોત-પોતાને સ્થાને બેઠા છે. )

**પ્રતિહાર**—મહારાજાધિરાજ ચેદિરાજનું રાજ્ય અમર તપો.

**ચેદિરાજ**—પ્રતિહાર !

**પ્રતિહાર**—આજ્ઞા મહારાજ !

**ચેદિરાજ**—જેઓને કાંઈ વિનતિ કરવાની હોય તેઓને એક પછી એક રજુ કરો.

**પ્રતિહાર**—બહુ સારૂં મહારાજ ! ( લોકો બેઠા હતા તેમના ભણી જાય છે, એટલામાં દ્વારપાળ તેના કાનમાં કહી જાય છે, એ-ટલે ) મહારાજ ! ભાનુમતી દેવી સુનંદાકુમારી સહિત વિનાત કરવાને બહાર ઉભાં છે.

**ચેદિરાજ**—દેવીને શી વિનતિ કરવાની હશે ? ચિંતા નહિ. પ્રતિહાર, તેમને પ્રવેશ કરાવ.

**પ્રતિહાર**—ઉત્તમ મહારાજ ( જાય છે. )

( ભાનુમતી, સુનંદા, અને દમયંતી સાથે પ્રવેશ કરે છે. )

( દરબારીઓ વગેરે ઊઠીને માન આપે છે. રાજાની પાસેના આસને દેવી બેસે છે અને સુનંદા તથા દમયંતી ધર્માસનની સામે ઉભાં રહે છે. )

ચેદિરાજ—દેવી તમારે શું કહેવાનું છે ?

ભાનુમતી—આર્યપુત્ર ! સુનંદા અને એની સહચરીને જે વિનતિ કરવાની હોય તે આપ સાંભળીએ. રાજ્યના ધારા પ્રમાણે મારે કાને વાત આવી તે આપને નિવેદન કરવાને તેમને લઈને હું આવી છું.

કલિ—( ઉપર અદશ્ય પ્રવેશ કરીને ) જેના ઉપર ખાર હોય તેને દુઃખમાં જોવામાં પણ સુખ છે. વાહરે, સતીબાઈ, તમારી ફજેતીના વાવટા ઠીક ઉડયા દેખાય છે તો.

ચેદિરાજ—દેવી, તમે ઘણું યોગ્ય કર્યું. ન્યાયના કામમાં કોઈ પ્રકારનો ભેદ રહેવો જોઈએ નહિ. ન્યાયનું કામ પવિત્ર છે, અને તેને નિરંતર પવિત્ર રાખવા, રાજ્યની સાથે ગમે તે સત્તા અથવા સંબંધ ધરાવનારાની અને પ્રજા માંહેલા સામાન્ય માણસની વચ્ચે કાંઈ પણ અંતર રહેવું જોઈએ નહિ. બીજું કોઈ તો શું, પણ મારે પોતાનેજ વિષે ન્યાય થવાનો પ્રસંગ આવે તો હું આ ધર્માસનની સામે ઉભો રહીને, મારા પોતાના દરબારીઓની આગળ ખરી વાત હોય તે નિવેદન કરું, માટે સુનંદા તું રાજકુમારી છે, અને આ સ્ત્રી તારી દાસી છે એ વાત ખરી, તોપણુ અહીં ન્યાય કરવાને હું બેઠો છું, ત્યાં સુધી મારે મન તમે બંને મારી સમાન પ્રજા છો. જેનો ન્યાયપક્ષ હશે તેનોજ પક્ષ આ સ્થાને કરવામાં આવશે, માટે તમારા બન્નેમાંથી જેને ન્યાય મેળવવાનો હોય તે પ્રથમ બોલો.

સુનંદા—રાજપિતા ! હું સ્નાન કરવા બેઠી તે વેળાએ મારો હાર મેં આ દાસીને આપ્યો અને નહાઈ ઉઠયા પછી પાછો માગ્યો ત્યારે ખોવાયલો જણાયો.

ચેદિરાજ—દાસી, આ વિષે તું શું કહે છે ?

**દમયંતી**—રાજાજી, રાજકુમારીએ મને હાર આપ્યો એ વાત ખરી, પણ એમણે સુગંધીનો ડાબલો માગ્યો તે આપવા સારૂં મેં હાર ટોલ્લે ભેરવ્યો અને ખપ પડે જોયો તો ત્યાં મળે નહિ.

**ચેદિરાજ**—તમારા બે વિના બીજું કોઈ ત્યાં હતું, અથવા અંદર આવી શકે એવો સંભવ હતો વા નીચે, ઉચે પાકો શોધ કર્યો હતો?

**સુનંદા**—આગલાં બારણાં બંધ કરેલાં હતાં, અને અમારા બે વિના ત્રીજું કોઈ હતું નહિ. શોધ પણ પાકો કર્યો હતો.

**ચેદિરાજ**—કેમ દાસી! એમજ હતું?

**દમયંતી**—હા રાજાજી.

**ચેદિરાજ**—આશ્ચર્ય! દાસી! દોષમુક્ત થવાનું ત્યારે તારે શિર રહે છે.

**કલિ**—(સ્વગત) ઠીક સપડાઈ છે. એ ફાંસીને લાકડે લટકે તો મને ટાઢક વળે.

**દમયંતી**—રાજાજી! જે દોષે મને આ સ્થિતિએ પહોંચાડી છે, તે દોષ મને મુક્ત થવા દે એમ હોત તો મારે માથે ચોરીનો અપવાદ આવત નહિ.

( લોકોનું ટોળું, ન્યાય જોવાને પ્રવેશ કરે છે. )

**ચેદિરાજ**—દાસી તારી મુખમુદ્રા ઉપરથી તું ખોટું કામ કરે એવી જણાતી નથી, તોપણ નિર્દોષ દેખાવરૂપી પડદામાં ભરાઈને ફરનાર, પરમેશ્વરની આપેલી પ્રસાદી વગોવે, તેવાને શિક્ષાએ પહોંચાડવાનું પણ આ ધર્માસનનું કામ છે, માટે દોષ ઉપર દોષ મુકી છુટી પડાશે નહિ.

**દમયંતી**—( હાથ જોડી ઘુંટણે બેસીને ) અહો પરમેશ્વર! જગતના નિયંતા, ન્યાયના ચલાવનાર, સર્વવ્યાપક, મારા આકારમાં તારી આપેલી પ્રસાદી વગોવાય છે, તો હું જન્મી ત્યારથી તે આજ-સુધી, જાણે અથવા અજાણે કાંઈપણ ખોટું કામ કરી, તારી અકૃપાને પાત્ર થઈ હોઉં, તો મારો આ નિર્દોષદર્શક આકાર, આ ધર્માસનની સમક્ષ, મારા પાપીના ઉપરથી ઉતારી લઈ, અરે, ફાડી, ચીરી, તોડી લઈ, મને એવી વિકાલ રાક્ષસી બનાવી દે, કે, તારી પ્રસાદીને લાંછન લાગે નહિ, અને મારા દેખાવ ઉપરથીજ હું પાપી છું એમ જગત જાણી લે.

**ચેદિરાજ**—બાઈ જો એમજ થતું હોત તો ન્યાયનો ગુંચ-વારો મટી જાત; પણ એવી વાત બોલમાંજ રહે છે, અને ન્યાય ન્યાયને માર્ગે થાય છે. અમારા રાજ્યના ધારા પ્રમાણે ચોરીનો અપરાધ ઘણો મોટો ગણાય છે, અને તેની શિક્ષા પણ મોટી છે.

**દમયંતી**—અરે, છેવટે હું ચોરી કરનાર ઠરી, પણ હું તેવી નથી એ કોણે જાણ્યું? અરે, મારી કકળતી આંતરડીથી, મારામાંથી નીકળતા ધીકધીકતા આહથી, અને મારા પીડાતા, અરે મારા છુંદાતા હૃદયથી, અતિશય સંતાપ પામી, મારૂં નિર્દોષપણું નિવેદન કરવાને બળતાની મારી, બોલું છું, કે જે મને આ ધર્માસનની સામે, આ દરબારીઓની સામે, અને અહીં મળેલી લોકોની ઠઠની સામે, અરે એટલુંજ નહિ પણ સકળ જગતની સામે, અને છેવટે, પવિત્ર ન્યાયની સામે, હલકી પાડવાને, ( કલિ જે અધર હતો તે ડરીને ખસી જાય છે.) જૂઠી ઠરાવાને, દુઃખી દુઃખી કરવાને, તેમજ મારા અંતરમાં વિયોગની વેદનાના ભડકા સળગાવવાને કાવતરૂં કરતું હોય, તે પાપી, જેમ મારૂં કોમળ કાળજું હવણાં ફડફડે છે તેમ, બાણથી ઘવાયલો પક્ષી ફડફડે તેમ, મારા આ બળતાના શબ્દરૂપી બાણે ભેદાઈને આ

ધર્માસનના ચરણ આગળ પૃથ્વીનું ભક્ષ થઈને પડજો અને તમારો હાર જડજો.

કલિ—સતી, સતી, ( એમ બૂમો પાડતો તેના પગ આગળ હાર નાખીને પડે છે અને ધરતીમાં ઉતરી જાય છે. રાજ્યસભા આશ્ચર્ય પામે છે. ) .

( બે પુરુષો ધસીને પાસે આવે છે. )

ચેદિરાજ—અરે આતો ખરો ચમત્કાર, અરે આતો કોઈ સતી!

સુદેવ—પર્ણાદ, એતો એજ. એનો અવાજ દેવીના જેવોજ છે. ( એક બીજાની આંખે આંખ મળતાં સંગાથે ) દેવી દમયંતી ?

દમયંતી—(સંગાથે) આર્ય સુદેવ ! ભાઈ પર્ણાદ ! અરે, મારી આવી સંકટની વેળામાં તમારો આ પ્રમાણે ભેટો ? ( સુદેવને ) મારા પતિ ક્યાં છે ? પર્ણાદ, મારાં બાળક, અરે મારાં બાળકની ( રડે છે ) શી વલે છે ? ખરે તે મારે માટે ટળવળી મરતાં હશે તેથીજ તું અહીં આવ્યો હઈશ. ( મૂર્છા પામે છે. )

ભાનુમતી—કોણ, મારી દમયંતી, મારી બહેનની કુંવરી ?

( તેની પાસે ધસી આવે છે. )

સુનંદા—કોણ મારી બહેન ? અરે, મેં જેને દાસી ગણી તે મારી બહેન ? ( ઉઠી આવે છે. )

ચેદિરાજ—મહારાજ—નળની પત્ની સતી દમયંતી ? આગળ ધસી આવે છે અને દરબાર ખડો થાય છે અને આશ્ચય પામી માંહોમાંહે વાતો કરતાં દમયંતીને જોયાં કરે છે. )

ભાનુમતી—અરે મેં આ પ્રમાણે તારી પાસે હલકું કામ કરાવીને માથે ચોરી ચડાવી ! ધિઃકાર છે મને ! ભાઈઓ, એને મૂર્છા આવી છે માટે ચાલો અંદર જઈએ. ( લઈ જાય છે )

નળદમયંતી નાટક.

---

# (૪૧) સૉક્રેટીઝની શિક્ષણપદ્ધતિ.

પાત્રો—સૉક્રેટીઝ અને ગ્લૉકન.

( આથેન્સમાં પ્રજાસત્તાક રાજ્ય હતું. તેની રાજ્યસભામાં શહેરના અગ્રેસરોને બોલવાનો હક હતો. એક રાજ્યદરબારીનો છોકરો જેનું નામ ગ્લૉકન હતું તેણે એક સમયે સભામાં ભાષણ કરવાનો નિશ્ચય કર્યો. તે માત્ર વીસ પચીસ વર્ષનો જુવાન હતો. ઠીક કેળવાયલો હતો, પણ તદ્દન કાચો અને બીનઅનુભવી હતો. પણ તેનામાં જુવાનીનો તોર અતિઘણો હોવાથી તે પોતાને તેના પિતાનો સમોવડીઓ ગણતો હતો. તેના પિતાએ જાણ્યું કે જો એ ભાષણ કરવા ઉઠશે તો એની ફજેતી ને હાંસી થશે તેથી તેણે તેમજ બીજાઓએ ઘણોએ સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ. કોઈએ સૂચના કરી કે સૉક્રેટીઝ એને સમજાવી શકશે. સૉક્રેટીઝને તેને સમજાવવાની અરજ કરી. સૉક્રેટીઝે હા કહી. પછી સૉક્રેટીઝે તેની સાથે વાત કરવા માંડી અને ઉત્તરોત્તર પ્રશ્ન પૂછવા માંડયા અને બીજાઓ જે ન કરી શક્યા તે તેણે સહજમાં કરી આપ્યું અને ગ્લૉકનને ઉભય સંભવી તકરારના સાણસામાં સપડાયો. )

**સૉક્રેટીઝ**—કેમ, ગ્લૉકન, મેં સાંભળ્યું છે કે તું તો રાજકાજમાં અત્યારથી ભાગ લેવા માગે છે, એ ખરી વાત છે?

**ગ્લૉકન**—હાજી, સાહેબ.

**સૉક્રેટીઝ**—ત્યારે તો તું ખચિત મોટો રાજ્યદરબારી થશે, દેશની ઉન્નતિ કરશે, મોટી ખ્યાતિ મેળવશે અને લોકો જેમ મહાન થેમિસ્ટોક્લીસ તરફ આંગળી કરી કહેતા હતા તેમ તારા ભણી આં-

વળી કરી કહેશે " જુઓ, પેલા મહાપુરુષ ગ્લૉકન પધારે છે. "

( આવાં મીઠાં વચનથી ગ્લૉકન વાતમાં પડયો અને ભાષણની ધમપછાડ જરા નરમ પડી. ).

સૉક્રેટીઝ—પણ તું મોટો રાજ્યકાર્યભારી કયારે કહેવાય કે તું દેશનું કંઈ ભલું કરે અને તેના લાભમાં વધારો કરે, અને લોકો પણ તને ત્યારેજ માન આપશે.

ગ્લૉકન—હાજ તો.

સૉક્રેટીઝ—ત્યારે ભાઈ, મને કહેની કે પહેલી કઈ બાબત છે કે જેના વિષે તું બોલવા માગે છે? તે વિષે તારી પાસે કંઈ યાદી છે? જો તું આપણા આથેન્સ શહેરનું ભલું કરવા ઇચ્છતો હોય તો તેની આવકમાં વધારો કરવાના ઉપાયો સૂચવ. એ વિષે કંઈ ટિપ્પણ કર્યું છે?

ગ્લૉકન—નાજી.

સૉક્રેટીઝ—કંઈ ચિન્તા નહિ. પણ શહેરની આવક કેટલી છે અને કયાંથી આવે છે તેતો જાણે છે કેની? વળી શહેરનો ખરચ કેટલો છે? મુલકી ખાતાંનો, લશ્કરી ખાતાનો, તેમજ દરિઆઈ ખાતાંનો ખરચ દરવર્ષે કેટલો છે? શહેરની આવકજાવક તેં તપાસી છે?

ગ્લૉકન—ના જી, એ વિષે મેં કંઈ ખબર મેળવી નથી.

સૉક્રેટીઝ—કંઈ ચિન્તા નહિ. શહેરની આવક વધારવાનો સવાલ હાલ તરત બાજુપર મૂકીએ. પણ ગ્લૉકન, આપણે આસપાસના દેશ ઉપર ચઢાઈ કરીને તેમનું દ્રવ્ય લૂટી લાવીએ તો કેમ?

ગ્લૉકન—હું એજ કહેવા જતો હતો. એ સૌથી પહેલો ઉપાય છે,

સૉક્રેટીઝ—રાખ, ભાઈ. જો શત્રુનું ખુશ્કી લશ્કર અને દરિઆઈ લશ્કર આપણા કરતાં બળવત્તર હોય તો તેમનું દ્રવ્ય હરી લાવવાને ઠેકાણે ઉલટું આપણું દ્રવ્ય ખોઈ બેસીએ. જ્યારે આપણા લશ્કર વિષે તને કશી ખબર નથી તો બીજા દેશોના લશ્કર વિષે તો તને માહીતી ક્યાંથી હોય ?

ગ્લૉકન—હા જી, મને તે બાબત કંઈ માહીતી નથી.

( સૉક્રેટીઝે સરહદ ઉપરના કિલ્લાઓ સંબંધી, ત્યાં રાખેલા લશ્કર વિષે, આથેન્સમાં બહારથી અનાજ આવતું તે જો આવતું બંધ થાય તો શહેરની શી સ્થિતિ થાય, ક્યા ક્યા જુના ધારાઓમાં સુધારા કરવાની જરૂર છે એવા મોટા રાજપ્રકરણી બાબતો ઉપર ઉત્તરોત્તર પ્રશ્ન પૂછવા માંડયા, ગ્લૉકન ગભરાયો અને કશો જવાબ આપી શક્યો નહિ. )

સૉક્રેટીઝ—ભાઈ, તું રાજકારભાર કરવા માંડે ત્યાર પહેલાં એક ઘર ચલાવી જો. તારો કાકો કાર્મિડીઝ ઘણો વિટમ્બણામાં પડયો છે, તેનું ઘર ચલાવનાર કોઈ નથી. એને કહે કે પોતાના ઘરનો વહીવટ તને સોંપે.

ગ્લૉકન—મેં મારા કાકાને બહુએ સમજાવ્યા હતા, પણ તેઓ માનતા નથી અને કહે છે કે તું તો નાદાન છે.

સાક્રેટીઝ—ભાઈ, જ્યારે તું તારા કાકાને સમજાવી શકતો નથી તો આ રાજસભા જેમાં તારો કાકો પણ બેઠેલો છે તેને તું કેમ સમજાવી શકીશ ? અને જે બાબતો વિષે રાજસભામાં બોલવાનું છે તે સંબંધી તો તને કશી માહીતી નથી. ત્યારે તું શા વિષે બોલવા માગે છે ?

પછી સૉક્રેટીઝે એ વાતનો સાર કહી સંભળાવ્યો—જે આપણે ન જાણતા હોઈએ તેમાં માથું મારવું એ કેવી મૂર્ખાઇ છે! વળી રાજકીય વિષયોમાં કાચા, વગર અનુભવના જુવાનીઆઓ ભાગ લે એ કેવું જોખમ ભરેલું છે!

## (૪૨) ભયગ્રસ્ત મુનિઓ.

( દોડતી દોડતી દ્વારપાલિકા પ્રવેશ કરે છે. )

દ્વારપાલિકા—દેવશ્રીનો જયજયકાર થાઓ, મહારાજ! તપોવનમાંથી દુઃખના પોકાર કરતું મુનિનું મોટું કુટુંબ દ્વાર આગળ આવી ઉભું રહ્યું છે, અને તે આપને દર્શન દેવાની ત્વરા કરે છે.

સંવરણ—હાં, હાં તેમને રોધ કર્યા વગર સત્વર આવવા દે, પ્રિયા! અર્ઘ્યપાદ્યાદિ તૈયાર કર. (રાજા ઉઠી તેમને સામો તેડવા જાય છે અને બે મુનિ, બે મુનિપત્ની અને ચાર મુનિકુમારને આસનાદિ આપી સન્માનપૂર્વક તેડી લાવી બેસાડે છે.)

મુનિ—અહો નૃપાલ! આદરસત્કારની કંઈ આવશ્યકતા નથી તેમ તે સ્વીકારવાનો અવકાશ પણ અધુના નથી.

સંવરણ—( સભય ) મુનિશાર્દૂલ! મારો એવો શો અપરાધ થયો છે કે આપ પૂજાદિ ગ્રહણ કરતા નથી, કે સ્થિર ચિત્તે બેસતા પણ નથી?

બી૦ મુનિ—વત્સ સંવરણ! તારો અપરાધ નથી અને ગણીએ તો છે પણ; તે એકે મુનિકુલનું ભૂપાળોએ આળસ વિહીન થઈ રક્ષણ

કરવું જોઇએ. તે તારાથી થતું નથી, તેથીજ અમારા જેવા અનેક મુનિઓના કુટુંબની આ દશા થઈ પડી છે! શિવશિવ! તપોવનની શી દુર્દશા!! ( એવામાં કાંઈ ખડખડાટ થવાથી સર્વ મુનિકુટુંબ એકાએક ભયગ્રસ્ત થઈ) હા દેવ! અહીં સુધી પણ શું વ્યાઘ્ર આવી પહોંચ્યો? ( એવે આર્તનાદ સાથે કુમારો મુનિપત્નીઓને બાઝી પડે છે અને મુનિઓ આમથી તેમ ભરાઈ જાય છે તેમને આશ્વાસન કરી ).

સંવરણ—મહાશયો! શાંત થાવ. શું કોઈ દુષ્ટ વ્યાઘ્ર તપોવનમાં તાપ ઉપજાવ્યો છે? દ્વારપાલિકે! દ્વારપાલિકે! કેમ કોઈ ઉત્તર દેતું નથી?

દ્વારપાલિકા—(દોડતી પ્રવેશ કરી) મહારાજ! મહારાજ! શી આજ્ઞા છે? મુને મુનીશ્વરોના સત્કાર માટે દેવીએ આ સાહિત્ય લેવા મોકલી હતી.

સંવરણ—(સકોપ) શું બીજું કોઈ નો'તું? જા જઈ સત્વર સુરથને રથ સજ કરી આવવા કહે.

દ્વારપાલિકા—(નમન કરી) જેવી દેવશ્રીની આજ્ઞા. ( એમ કહી જાય છે. )

સંવરણ—( નેપથ્યાભિમુખ નિહાળી ) કોણ એ સુકેશી કે?

સુકેશી—(ઉતાવળી પ્રવેશ કરી) હા મહારાજ શી આજ્ઞા છે?

સંવરણ—જા જઈ સચિવને સૂચવ કે હું તપોવનનો તાપ ટાળવા સત્વર સિધારું છું, માટે તેમણે રાજકાજની યથાર્થ વ્યવસ્થા રાખવી.

મુનિ—અરે દુષ્ટ! તું તારી વ્યવસ્થા કરતો રહીશ એટલામાં

ેા શાર્દૂલ સારા તપોવનના તાપસોનો નાશ કરી નાખશે ? શું તારા
ૂર્વજો તારા જેવા હતા ?

સંવરણ—( સવિનય ) મહર્ષિ ! આ રથ આવ્યો. હવે હું એમાં
ેસી નિમિષમાત્રમાં તેનો નાશ કરું છું. મુનીશ્વરોનું રક્ષણ કરવામાં
ેા મારા પૂર્વજો જેવો હું નથી.

કિન્તુ;— ઇંદ્રવિજય.

આ ધનુ આ શર આ નર કિંકર, હસ્ત ધરે નવ ઇંદ્રથી હારે.
જો કરીને મુનિઘાત ગયો લહું, શાર્દૂલી ગર્ભ ન ઉદર થારે;
સંયમની સુધી જાઉં હહું નહિ, જીતું હું જો યમ આવીય વારે,
હે કરુણાકર ! શાંતિ ધરો ચિત્ત, આશ ન અન્ય વસે ઉર મારે.

બીo મુનિ—(સકોપ.) નારાચછંદ.

ભલે બળે કળે જીતે તું ઇંદ્ર આદિ સર્વને,
વળે ન કાંઈ વાઘથી લહું હું ખાલી ગર્વને;
હવે ન તાપ શાંત થાય શાપ દેઉં આ પળે,
ખરેખરૂં કહું જદા તદા તું સ્વલ્પમાં બળે.

( ઉતાવળે દોડતો સારથિ પ્રવેશ કરી )

સુરથ—આયુષ્મન્ સર્વે ઉપસ્કર સાથે રથ તૈયાર કરી
ાણ્યો છે.

સંવરણ—( મુનિઓને નમન કરી ) કેમ મહાનુભાવ ! આપનો
ા વિચાર છે ?

મુનિ—એટલે શું અમને તું સાથે લઈ જવા ધારે છે ?

સંવરણ—( નમન કરી ) ના મહારાજ ! મારી એવી ઇચ્છા
થી નેપથ્ય બણી જોઈ)

વસંતક ! વસંતક !

વસંતક—( ઉતાવળે આવી ) કેમ વયસ્ય ! શી આજ્ઞા છે ? અરે ! આજ આટલે કાળે દક્ષના યજ્ઞમાંથી વિજય મેળવી આ મુનિઓ અહીં ક્યાંથી આવી ચઢ્યા છે ? (સકંપ) શું રૂદ્રદેવ આવે છે તેમની વધાઈ એમને કહી સંભળાવવા મને બોલાવ્યો છે ?

સંવરણ—(સકોપ) અલં; આ મુનીશ્વરોનું યથાર્થ અતિથિપણું મારા આવતા સુધી થાય એમ કરજે. (રાજા સર્વને નમન કરી જાય છે. તેમ મુનિઓને માર્ગ બતાવતો વસંતક પણ ગમન કરે છે. )

તપત્યાખ્યાન.

---

# (૪૩) કન્યા કેળવણી.

સ્થળ–રાજ્યભુવન; પાત્રો–રાણી, અનસૂયા, નર્મદા, રાજકુંવરી, દાસીઓ, પાછળથી રાજા.

અનસૂયા—મહારાણી ! આપે અમારો બહુ સત્કાર કર્યો.

રાણી—મહાદેવી ! મેં વિશેષ કાંઈ કર્યું નથી, માત્ર મેં મારૂં કર્તવ્ય બજાવ્યું છે.

અનસૂયા—ધન્ય છે ? તમારા ગૃહસ્થાશ્રમને ! અતિથિ સત્કાર એજ ગૃહસ્થાશ્રમનું ભૂષણ છે.

રાણી—આપ મહાનુભવનાં વચનામૃતનું પાન નિરંતર કરવાને હું ઉત્સુક છું.

નર્મદા—મહારાણી ! આપ તો સુજ્ઞ છો, એટલે ધર્મ સિવાય અન્ય વસ્તુ આપને પ્રિય નજ હોય !

રાણી—આ કુંવરીનામાં પણ એવા સંસ્કારો બાલ્યાવસ્થામાંથી જ આવે, માટે અમે એને અત્યારથીજ આપની શિષ્યા બનાવવાનો નિશ્ચય કર્યો છે.

અનસૂયા—તમારો નિશ્ચય ખરો છે. બાળક જેવું દેખે તેવુંજ શીખે.

રાણી—જે શિક્ષાગુરુ પોતેજ પતિવ્રતા નહિ તેની પાસેથી મારી પુત્રી શું શીખે?

અનસૂયા—યથાર્થ છે! હિતોપદેશનાં વચન કરતાં, ગુરુનું વર્તન શિષ્યો ઉપર ઘણીજ ઉંડી અસર કરી શકે છે.

રાણી—જ્યાં શિક્ષણ આપનારીજ પતિ ઉપર સરદારી ભોગવતી હોય, પતિ પાસે સરખા હક્ક માગતી હોય, ઘરનું કામ પતિને સોંપી મન માને ત્યાં મોજ કરતી હોય, અને અન્ય પુરુષો સાથે અત્યંત પરિચયમાં આવી મહાઅનર્થ કરતી હોય, એવી શિક્ષાગુરુનું શિક્ષણ બાળકીઓને બોધદાયક ક્યાંથી હોય? માટે એ બધો વિચાર કરી, તેને આપનીજ સેવામાં મૂકવા ધાર્યું છે, કે જેથી પતિ-સેવા વિના અન્ય દેખેજ નહિ.

નર્મદા—હાલમાં તો હું પણ સતી ભગવતી અનસૂયાની સાથે જ છું, એટલે ત્યાં તે મારી પાસે રહેશે.

રાણી—ઘણીજ ખુશીથી! હવે અત્યારથીજ એ મારી પુત્રી મટીને તમારી થઈ છે. આજ સુધી મેં એને નજરથી દૂર કરી નથી, પણ મારી ખોટ આપની પાસે જણાશે નહિ એમ હું માનું છું.

અનસૂયા—આપે આની કશી ચિંતા કરવી નહિ. અમે એને ફૂલની પેઠે જાળવીશું, અને ગૃહિણીના ઉત્તમ ગુણવાળી બનાવીશું.

કુંવરી—માજી! મને તો તમારી સાથે આવવાનું બહુ મન થાય છે, હવે તો હું તમારે ત્યાંજ રહીશ.

અનસૂયા—બેટા! ત્યાં આવા સુંદર રંગમહેલ નથી, ત્યાં તો પર્ણકુટીમાં રહેવાનું છે. ત્યાં સુવા બેસવાને આવાં સુંદર અને સુંવાળાં બિછાનાં બિછાવેલાં પલંગ કે સિંહાસન નથી, પણ ત્યાં તો મૃગચર્મ ઉપર સુવા બેસવાનું છે, ત્યાં અહીંના જેવાં નાના પ્રકારનાં મિષ્ટ ભોજનને બદલે, માત્ર વનફળનોજ આહાર કરવાનો છે. અહીં જેમ હજારો દાસદાસીઓ ખમાખમા કરે છે, તેમ ત્યાં નથી; ત્યાં તો બધું પોતાને હાથેજ કરવાનું છે, અહીં જેમ પાણી માગતાં દૂધ હાજર થાય છે, તેમ ત્યાં નથી; ત્યાં તો પહાડમાંથી ઝરતાં ઝરણનાં નિર્મળ જળ પીવાનાં છે, આ સર્વે તને ગમશે?

નર્મદા—કેમ બેન! અમારી સાથે આવવાને તું રાજી છે ને?

કુંવરી—તમારી સાથે આવવાને કોને ના ગમે?

નર્મદા—વાહ! કેવી શાણી છે!

અનસૂયા—મોરનાં ઇંડાને ચિતરવાં પડતાં નથી. મહારાણી! તમારી કુખને શોભાવે તેવી નીકળશે.

રાણી—તો સાર્થક થયું સમજીશ.

રાજા—(પ્રવેશ કરી) ભગવતી! વંદન કરું છું.

અનસૂયા—મહારાજા! તમારૂં કલ્યાણ થાઓ! તમારા રાજ્યભુવનમાં અમે આટલો સમય રહ્યાં એટલામાં તમારી પ્રજાની ઉન્નતિ અર્થે, તમે જે જે ઉપાયો યોજ્યા છે તે સર્વે જાણ્યા. વાવ, કુવા, જળાશયો અને ધર્મશાળાઓ ઇત્યાદિ જોઇ, અમે અત્યંત પ્રસન્ન થયાં છીએ.

રાજા—માજી! મેં મારા ધર્મથી વિશેષ કાંઇ કર્યું નથી. પ્રજા

પાસેથી કર લઈ તેનો ઉપયોગ પ્રજાના કલ્યાણાર્થે ન કરું, તો મારા જેવો અધમ પાપી બીજો કોણ કહેવાય! હું તો માત્ર પ્રજાના દ્રવ્યનો રક્ષક છું.

અનસૂયા—તમારી પ્રજા રાજ્યભકત છે, તે તમારી આવી ઉદાર વૃત્તિને લીધેજ છે. તેમાં સ્વાર્થબુદ્ધિ થઈ, તો આવી રાજ્યભકત પ્રજાને પણ દેશભકત બની જતાં વાર નહિ લાગે! માટે હરેક રીતે પ્રજાને પ્રસન્ન રાખવામાંજ તમારા રાજ્યની આબાદાની છે.

રાણી—એવી વૃત્તિ સદા કાયમ રહે, એવું જ અમે પ્રભુ પાસે માગીએ છીએ.

અનસૂયા—અસ્તુ!!

રાજા—મારી પ્રજાને વફાદાર બનાવવા માટે આપ જે માર્ગ બતાવશો, તે માર્ગ ગ્રહણ કરવા હું તત્પર છું.

અનસૂયા—હાલમાં તો તમારી પ્રજા સંપૂર્ણ વફાદાર છે, પરંતુ તે કાળે કરીને પલટાઈ જશે. માટે વફાદારીની છાપ નિરંતર કાયમ રાખવાને ભવિષ્યની ઉછરતી પ્રજાને સ્વધર્મ તથા સ્વદેશ પ્રત્યે મજબુત ગાંઠ બંધાય એવું શિક્ષણ અત્યારથીજ આપવાનું શરું કરવું જોઈએ.

નર્મદા—યથાર્થ છે! એવાં આશ્રમસ્થાન સ્થાપવાં જોઈએ, અને તેનો નિભાવ રાજ્ય તરફથી જ થવો જોઈએ.

અનસૂયા—તેવું કરશો તો સુખશાન્તિથી રાજ્ય કરશો, નહિતો અજ્ઞાની પ્રજા દેશને એક બોજારૂપ થઈ પડશે. કેળવાયલી પ્રજા હંમેશાં હિત અહિત સમજી શકે છે, માટે તેને કેળવી રાજ્યના મુખ્ય સ્તમ્ભ બનાવો.

રાજા—એ કાર્ય હું તાકીદથી હાથ ધરીશ.

અનસૂયા—બીજું દેશની ઉન્નતિનો મુખ્ય આધાર સ્ત્રીઓપર રહેલો છે. કેમકે ઘરના જે સુખીયા નથી તે બહાર પણ કંઈ મહત્વનું કાર્ય કરી શકતા નથી. જનસમૂહમાં ડાહ્યા થઈ લાંબાં લાંબાં ભાષણો આપે, પાંચ માણસોમાં તેની પ્રતિષ્ટા હોય, પરંતુ ઘરમાં પ્રવેશ કરતાં તેમના ભુંડા હાલ થતા હોય, એવા પુરુષો દેશસેવા, રાજ્યસેવા, કે જનસેવા, એમાંનું કાંઈપણ કરી શકતા નથી.

રાજા—એને માટે પણ આપ જે આજ્ઞા કરો, તે નિર્વિલંબે અમલ કરવામાં સેવક તૈયાર છે.

અનસૂયા—જેમ તમારો પુત્રીને ઉત્તમ શિક્ષણ લેવા અમારી સાથે મોકલો છો, તેમ પ્રજાવર્ગમાંની બીજી બાળાઓને પણ તમારી પુત્રીઓ સમાન સમજી, ગૃહિણીને છાજે એવાં ઉત્તમ પ્રકારનાં શિક્ષણ અપાવો, કે જેથી તેઓ પોતાનો સંસાર સુધારી, પોંતાની પ્રજાને પણ રૂડી રીતે ઉછેરી જાણે.

રાણી—તો પછી દંપતીના સુખનો પાર રહે નહિ!

અનસૂયા—"સ્ત્રી વિના સુનો સંસાર" એ મહાવાક્ય તો જ્યારે અર્ધાંગનાઓને ઉંચા પ્રકારનું જ્ઞાન થાય, ત્યારે જ સફળ થયું ગણાય. નહિતો કાળે કરી સ્ત્રીઓ ઉદ્ધત બની જશે, પતિ પ્રત્યેનો પ્રેમ નષ્ટ થશે; અને તેથી વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થઈ. દેશનું સત્યાનાશ વાળશે, અંદર અંદર લડી વઢી વિજાતિઓને ઘરમાં દાખલ થવાનો માર્ગ બતાવશે, અને દિન પ્રતિદિન દેશની દોલત ઘસડાઈ જઈ, અધોગતિને પામશે.

નર્મદા—તો પછી તેનો ઉદ્ધાર કરવો મુશ્કેલ થઈ પડશે!

અનસૂયા—માટેજ કહું છું કે જો બહાદુર પ્રજાની આશા

રાખતા હોતો, પ્રથમ બાળાઓને બહાદુર બનાવો. બેન! મેં તને આજે ગીત જે શીખવ્યું છે, તે રાજાજીને ગાઈ સંભળાવ.

ગાયન.

કુંવરી—ચાહો જો તમે નરેશ દેશને, કરવા આબાદાન, (૨)
પ્રથમ પગથીયું હાથ કરી લ્યો, દ્યો માતાને જ્ઞાન. ચાહો.
હોય જો માતાઓ ગુણવાન,
ઉછેરે રૂડી રીતે સંતાન;
કરાવી જ્ઞાન-સુધારસ પાન-દેશને૦
કેળવણી વિણ નિલમને, માણેક પત્થર કહેવાય;
કેળવણીથી વિષ હળાહળ, પણ અમૃત થઈ જાય.
નથી જ્યાં સુધી સુશિક્ષિત નાર,
કહાવે અર્ધ દગ્ધ સંસાર;
વ્યર્થ તે વિના પ્રયત્ન હજાર-દેશને૦

( શ્રી મહાસતી અનસૂયા નાટક, મૂળજી આશારામ ઓઝા. )

# (૪૪) કટાવ.

## ( Gujarati Alliterative prose. )

નવનીતરાય—બોલો ત્યારે પ્રમોદરાય, તમારી વિચિત્ર વાણી સાંભળવા સર્વ સભાસદો અતિ આતુર છે.

પ્રમોદરાય—સાંભળો ત્યારે, સર્વ સુજ્ઞ મહાશયો! પણ જીવ ઠેકાણે રાખી સાંભળજો! મારી વાત વિસ્તારીને કહેવાય એવી નથી; તોપણ ટુંકામાં મહાભારત જેવી કથા બે બોલમાં કહી નાંખું છું.—

રાનમાં કાનમાં મોટા ફૂલગોટા ખોશીને ગાનમાં ગુલતાન એવા બે મીઆં સુલતાનના મોકલ્યા મુલતાનથી આવતા હતા. તે બે મિત્ર ચિત્રવિચિત્ર ચરિત્ર કરતા, વાંદરાથી ડરતા તોપણુ હિંમતને ધરતા, વિવિધ પ્રકારના આકારની વાતો કરતા, વાંસની ઝાડીમાં ફરતા, ખરતા તારાની પેઠે વાંકા વિચારના વહેળામાં તરતા, હાથમાં હથિયાર ધરતા, મેવાના ખેતરોમાં તેતરો ઉડાડતા, કોઠાં ને આમલાં પાડતા જતા હતા. મહાકથા વટે, ત્રીજે પહોર વટે, દહાડો લટે, અજવાળું મટે, સાંજ પડતે, પડતે આખડતે, સૂરજ આથમતે, ગ્રીષ્મની રતે, અંધારૂં થતે, પગવતે ચાલીને, માથે છોગાં ઘાલીને, મકરબે મહાલીને, શંખનો નાદ, મુલ્લાંનો સાદ, ચકલાનો વાદ, થતો હતો તે વેળે, અમદાવાદ આવી પહોંચ્યા.

રાતે સૂકા રોટલા કેરીના ગોટલા સાથે ખાઈ, ચોટલા ઓળીને મસીદના ઓટલા ઉપર તે બે મીઆં ભાંગનાં બીઆંની ફાકી ફાકી, થાકીપાકી આવેલા, તેથી હજરતને યાદ કરી, મરી ગયા જેવા થઈ આંખોં મીંચી ગયા. બામદાદમાં બંદગીનો સાદ મુલ્લાં પોકારે, હનુમાન હોકારે, કૂકડાં કોંકારે, ઘોબી ઘોકારે, નદીને આરે જતા હતા તે વખત, ઉંઘના તખ્તથી તે બે દોસ્ત ઊઠયા. દાતણુ લઈ આવ્યા, નદીએ ન્હાઈ આવ્યા, ખ્યાલ ગઈ આવ્યા, એટલે પહોર દહાડો ચઢયે ભૂખનો જાસુસ આવી ખસુસ તેમના પેટના પડદા ઉપર ગડદા મારવા લાગ્યો, વળતી ભૂખે આંખો ગળતી, તેથી કગ નથી વળતી, એવા ચળતી પ્રકૃતિના તે બે ભાઈબંધોએ ભૂખનું દુઃખ મટી સુખ થવાનો માર્ગ શોધ્યો. એક મીઆં હરખચંદને હાટે, પેટને ઉચ્ચાટે, પૂરે ગભરાટે, ઘી લાવવા માટે ગયો. બીજો તેની આવવાની વાટ જોઈને, ગાનતાનમાં ચિત્ત પ્રોઈને, ખીચડી ધોઈને, હાંલ્લીમાં ઓરી, હોરી ગાવા બેઠો. પ્યાલામાં

હાલ્યામાં આવે ઝાલ્યામાં ન આવે એવું ધી લેઈ સોબતી પાસ આવવા, ભીંપેલા ધાણીચણા ચાવવા, રવાલ ચાલ ચાલતા, ઉંચું નીચું ભાળતા, બીડી બાળતા, બહાદુરખાન ગાનતાનમાં બેભાન જેવા આવતા હતા. તેમની નજરે હલકાઇથી છલકાઈ જતું વિષ્ણુ તેજ આવ્યું ! તેથી ક્રોધથી આંખ કરી રાતી, છાતીને જોરે, લટકતે તોરે, જુવાનીને જોરે, તેમણે તુપને કહ્યું કે, "અબે ચૂપ" !!! મીઆંનું ચૂપ સાંભળી હુતો ચમકેલા હૂપની પેઠે ગૂપ થઈ ગયો ને પડતી ધૂપમાં સંકટના કૂપમાંથી નીકળી મેવાડનો મારગ ઝાલ્યો; વા સાથે વઢે એવાના સંગમાં, ગુન્હાના તંગમાં તણાઈ વખતે શૂળીની મૂળી સુંઘવાનો સમય આવે, એમ જાણી ઘાંચીની ઘાણીએથી બળદિયું છૂટે તેમ તાણીને દોટ મૂકી, તે દાંતા મુકામે આવી દાતણ ચાવી, પાણી પીધું.

સરલશંકરભાઈ, જેવું નામ છે તેવાજ ગુણો છે. પ્રમોદરાય નામ તમારી ફોઈએ તમારી ચિત્રવિચિત્ર બોલી ઉપરથીજ પાડ્યું લાગે છે. મારા જેવાને તો એક અક્ષર પણ ચોખ્ખો બોલતાં આવડે નહિ.

નવનાતરાય—સરલશંકરભાઈ, આમ તું પ્રમોદરાયને શરમાવ નહિ; એમણે પોતાની મનોરંજક વાણીથી આપણને આજે ઘણો આનંદ આપ્યો છે; માટે આપણે એમનો ઉપકાર માનવો ઘટે છે. ( પ્રમોદરાય તરફ ) ભાઈ આપની ઝડઝમક ભરેલી વાણીથી અમને આજે ઘણો આનંદ થયો છે; અને આપને અમે જે તસ્દી આપેલી છે તે માફ કરશો. (જાય છે.)

પ્રમોદરાય—આ જોઈ સ્વાર્થી દુનિયા! મારી જીભના કુચ્ચા વળી ગયા તે બદલ ફક્ત ઉપકાર અને માફ—મારા પેટમાં ક્ષુધા વ્યાપી છે તેનો તો કોઈ ભાવ પૂછતું નથી, અને ઉલટું એક જણે તો મને બનાવ્યો; હશે ! જે થયું તે ખરૂં ! આજે

પ્રતાપ નાટક. ( થોડા ફેરફાર સાથે. )

# (૪૫) દશરથ અને શ્રવણુવધ.

**નોંધઃ**-આ સંવાદ રામાયણુની સુપ્રસિદ્ધ કથાને આધારે લખેલો છે. એક વાર અયોધ્યાપતિ દશરથ પોતાની યુવાવસ્થામાં શિકારે ગયા હતા. વનમાં જતાં પોતાથી થોડે દૂર તળાવને કાંઠે કોઈ પ્રાણી જળ પીતું હોય એવો શબ્દ સંભળાતાં તે દિશા તરફ તેમણે બાણ છોડયું. તેનું શું પરિણામ આવ્યું તે આ સંવાદમાં બતાવ્યું છે.

**પાત્રોઃ**—દશરથ—અયોધ્યાનો રાજા;—શ્રવણુ—બ્રાહ્મણપુત્ર; શ્રવણુનો પિતા અને માતા. **સ્થળઃ**—વન; **સમય**—સન્ધ્યા પછીનો.

**શ્રવણુઃ**—( આમ તેમ જોતો પ્રવેશ કરે છે. ) અહા ! આ વન કેવું મનોહર છે ? પેલાં લીલાં વૃક્ષોની હાર કેવી સુંદર જણાય છે ? જે તરફ દૃષ્ટિ પડે છે તેજ તરફ તે રમણીયતાથી સ્થિર બની રહે છે. સૂર્યનારાયણ અસ્ત થવા આવ્યા. હવે માતુશ્રી તથા પિતાજી માટે સત્વર જળ મેળવવું જોઇએ. આટલામાં કોઈક સ્થળે સરોવર અવશ્ય હશે. આવા સુંદર સ્થાનમાં સરોવર ન હોય એમ તો બનેજ નહિ. અરે ! હા પેલી તરફ પાણીના વહેવાનો ધીરો ધીરો અવાજ સંભળાય છે. હા, એજ તરફ, ચાલ જોઉં ( તે તરફ જાય છે અને થોડુંક ચાલતાં એક નિર્મળ સરોવર તેની નજરે પડે છે. ) અહા ! કેવું નિર્મળ સરોવર ? ઓ પ્રભુ ! આ તારીજ કૃપા. આ સરોવરના અમૃત સમાન જળથી મારાં અન્ધ માતાપિતાને કેવી શાન્તિ મળશે ? ચાલ, જલદી જળ ભરીને લઈ જાઉં ( કમંડળમાં ભરવા માંડે છે. ) બસ, હવે ભરાઈ રહેવા આવ્યું ના, હજી જરાક વધારે ભરી લઉં તો ઠીક. ( નીચો વળી પાછો ભરવા માંડે છે, એટલામાં એક બાણુ ઘણી ઝડપથી તેની છાતીમાં પેસી જાય છે. ) હા ! પ્રભુ ! બાણુ ! પિતા !... માતા ! ... ( પાસે પડેલું કમંડળ ઢોળાઈ જાય છે,

એટલામાં રાજા દશરથ દોડતો દોડતો આવે છે. )

**દશરથઃ**–( શ્રવણને તરફડતો જોઈ ) કોણ મનુષ્ય ? હાય ! સત્યાનાશ ! મેં પ્રાણી ધાર્યું. મૂર્ખ–કેવળ મૂર્ખ ! ( તરત નીચો વળી શ્રવણના પડખામાં લાગેલું બાણ તપાસવા માંડે છે. )

**શ્રવણઃ**–( અત્યંત દુઃખથી ) આ...પ કોણ એ ? ઓ...પ્રભુ ! આ...વ્યથા !

**દશરથઃ**–અરે ભાઈ ! હું આ જગતમાં વસતાં મનુષ્યોમાં સર્વથી હીનભાગી મનુષ્ય છું. હાય ! મેંજ પાપીએ તારી આ દશા કરી છે. મારૂં નામ રાજા દશરથ.

**શ્રવણઃ**–દ...શરથ ? પ્રજા...પાલક ? હા...આ બાણ કાઢી લ્યો. ઓ..પ્રભુ ! આ ...દુઃખ ! મા...તા પિતા...

**દશરથઃ**–( નીચો વળી તેના પડખામાંથી બાણ કાઢતાં અતિ દુઃખિત બને છે. ) હાય ! આ મેં શું કર્યું ?

**શ્રવણઃ**–હા...મારાં મા...તા પિતા !

**દશરથઃ**—અરે બ્રાહ્મણ પુત્ર ! મને ક્ષમા કર—મને ક્ષમા કર. આ પાપપૂર્ણ હસ્તે તારા દેહ અને આત્માને આટલું કષ્ટ આપ્યું છે. ઓ ભાઈ ! હવે હું શું કરું ? હું ખરેખરો હીનભાગી. પ્રાણી સમજી મારૂં બાણ છોડયું. હું મૂર્ખ ! હું પાપી ! હું પિશાચ !

**શ્રવણઃ**–રા...જા ! મારાં મા...તા પિતા; આ...કમંડળ; હા...વેદના.

**દશરથઃ**–હું ઘોર પાપી છું. આવું કૃત્ય મારે હાથે ? અસંભ-વ—કેવળ અસંભવ. અરે ભાઈ ! તુ કોણ છે ?

**શ્રવણઃ**—મા...રૂં નામ શ્રવણ; મા...તા પિતા અંધ; તી...ર્થ કરવા જતાં...હા...આ કમંડળ; જળ...

**દશરથઃ**—( તેનો અસ્ફુટ વૃત્તાંત સાંભળી અતિદુઃખિત થઈ )

અરે બ્રહ્મબાલ! આ મેં શું કર્યું? ઓ પ્રભુ ! તેં કેવી મતિ સુઝાડી? મારે હસ્તે એક બ્રાહ્મણપુત્રને આ વ્યથા? અરે! એ બનેજ કેમ! હાય ! આ થયું શું?

શ્રવણ:—મા...તા પિતા...ત્યાં બેઠાં છે; જળ...હા... (ચેતન હીન થઈ જાય છે.)

દશરથ:—(સત્વર નીચો વળી તપાસે છે) હાય ! આ શું થયું? શ્વાસ બંધ થઈ ગયો ! અરેરે ! ગરીબ બ્રહ્મબાલ ! મેં આ તારી શી દશા કરી ? તારૂં મૃત્યુ મારે હાથે? ના–ના–એ સંભવિત નથી. અરે ! પણ હવે તેનાં બિચારાં અંધ માતાપિતા શું કરશે ? તેમની હવે શી દશા થશે? હા !–નિર્દોષ અને પવિત્ર આત્મા! હા! –કર્તવ્યનિષ્ઠ બ્રહ્મબાલ ! તે મહાપ્રભુએ તારે માટે અખંડ સુખપૂર્ણ મોક્ષનાં દ્વાર ઉઘાડયાં છે. તું તારૂં કર્તવ્ય બજાવતાં તે પરમ શાશ્વત ભુમિમાં પ્રવેશ કરવાનો અધિકારી બન્યો છે, અને હું ! મેં શું કર્યું? અરે ભાવિ–ભાવિ! અસંભવિત સંભવિત થયું ! ઓ પરમ પવિત્ર દ્વિજ- પુત્ર ! તે મહાદયાવાન જગદીશ્વરે તારા કર્તવ્ય પાલનની તુલના અવશ્ય કરી છે. તે જગતપાલક તારા પવિત્ર આત્માને શાન્તિ આપો. સ્વર્ગની અતુલ કલ્યાણકારી જ્યોતિ તારા કર્તવ્યનિષ્ઠ આત્માને ઉજ્જવલ કરો. સ્વર્ગમાં વસતા સર્વ દેવો તારૂં સન્માન કરો. પણ– હવે હું શું કરું? (કમંડળ તરફ નજર પડે છે.) આનાં અંધ માતા- પિતાનું શું થશે ? હાય ! તેઓ આ સાંભળશે તો કેવાં દુઃખી થશે? શું હું તેમને આ દારૂણ સમાચાર કહું ? ના–ના, તેઓનું વાત્સ- લ્યપૂર્ણ હૃદય ચીરાઈ જશે. ના–નહિજ કહું પણ–ત્યારે? શું તેઓ- ને અજાણ્યાજ રહેવા દઉં! ના, એમ તો નહિ. (જરા વિચાર કરીને) ત્યારે આ કમંડળમાં જળ ભરી તેઓની પાસે લઈ જાઉં અને તેમની

તૃષા છીપાવું. હા એમજ. મારા આ પાપી કર્મ વિષે તેમને કાંઈ એ નિવેદન નહિ કરૂં. આ ઘોર કર્મ કહેતાં મારી જીભ કેમ ઉપડે ? હું કાંઈ બોલીશ નહિ. માત્ર તેમને જળ પહોંચાડીશ. તેઓ જાણશે કે હું શ્રવણ છું. બસ-એમજ. ( તરત કમંડળમાં જળ ભરી લે છે. ) ચાલ પેલી ઝાડી પછવાડે જાઉં. અરે પ્રભુ ! મારા પગ નથી ઉપડતા. મારાથી જવાશે કેમ ? આજે મેં શું કર્યું છે ? પણ ના, જાઉં તો અવશ્ય. ( ધીરે ધીરે જાય છે અને જ્યાં શ્રવણના અંધ માતાપિતા બેઠાં છે ત્યાં આવી પહોંચે છે.)

પિતાઃ—( અવાજ સાંભળી ) બેટા આવ્યો ?

( દશરથ જવાબ ન દેતાં તેમની સન્મુખ કમંડળ ધરી નિસ્તબ્ધ ભાવે ઉભો રહે છે. )

માતાઃ—બાપુ ! તું ક્યાં હતો ? આટલો બધો સમય શું કરતો હતો ? પાણી ભરતાં કેમ વાર લાગી ? (દશરથ જવાબ આપતા નથી.)

પિતાઃ—પુત્ર ! તું આ જળ ક્યાંથી લાવ્યો ? આજ તું બોલતો કેમ નથી ? ( દશરથ હજી પણ ચૂપ રહે છે. )

માતાઃ—અરે બેટા ! તારૂં મન દુભાયું છે કે શું ? તું બોલતો શા માટે નથી ? મારા વ્હાલા પુત્ર શ્રવણ ! તું શાન્ત કેમ રહ્યો છે ?

( દશરથ હજી પણ નિસ્તબ્ધ ભાવેજ ઉભો રહે છે. )

પિતાઃ—અરે બેટા ! આજ તું આવો કેમ થયો ? આજ તારી પિતૃભક્તિ શિથિલ કેમ થઈ ગઈ ? શ્રવણ ! બેટા શ્રવણ ! તું બોલ તો ખરો.

દશરથ—( મનમાં ) હાય ! હું શું બોલું ? ઓ પૃથ્વીમાતા ! તું આ ક્ષણે મને તારામાં સમાવી લે. મારાથી આ જોઈ નથી શકાતું. આ અત્યંત કરુણ વચનો મારા કર્ણ સાંભળી નથી શકતા. હાય ! હું આ સંસારમાં કેવો અભાગી ? જન્મતાંજ કેમ મરણ ન પામ્યો ?

અરે! અરે! હવે હું શું કરું? (પ્રકટ) અરે અંધ દમ્પતી! હું તમારો પુત્ર નથી, તમારા પુત્રનો વિનાશક છું.

પિતાઃ—( મુંજતાં મુંજતાં ) તું મારો શ્રવણ નથી? ક્યાં છે મારો શ્રવણ? ક્યાં છે આ અંધનું રત્ન?

દશરથઃ—અરે પવિત્ર સાધુપુરુષ! એ અંધના રત્નનો નાશ કરનાર ઘોર પાપાત્મા તમારી સન્મુખજ ઉભો છે. મેંજ તમારા પ્રિય પુત્રનો પ્રાણ લીધો છે. તે સરોવરમાંથી આપને માટે જળ ભરતો હતો ત્યારે તેના ધ્વનિથી મેં કોઈ પ્રાણી જળ પીતું હશે એમ ધારી મારૂં બાણ છોડ્યું. અરે રે! મારા હસ્ત તે સમયે ચૂર્ણ કેમ ન થઈ ગયા? તે બાણે તેનો પ્રાણ લીધો! અરે ધર્મિષ્ટ દમ્પતી! આ પાપાત્માને જે શાસન આપવું ઘટે તે આપો. આ ભાગ્યહીન મનુષ્યની હીનમાં હીન દશા કરો. હાય! મેં શું કીધું? મને એ કેવી મતિ સૂઝી?

માતાઃ—હાય! મારો પુત્ર? અરે મારો શ્રવણ ક્યાં ગયો? ઓ બેટા! તારી કેવી દશા થઈ. અરે રે! મારા વ્હાલા પુત્ર! હવે આ અંધ માતાની કોણ સેવા કરશે? ઓ પાપી મનુષ્ય? તેં આ શું કીધું?

પિતાઃ—ઓ પ્રભુ! મારા શ્રવણની શું આ દશા થઈ? આ અંધનું હવે આ જગતમાં શું કોઈજ ન રહ્યું? ઓ નિષ્ઠુર વિધિ! તને શું આવુંજ ગમ્યું? અરે પાપાત્મા! તને એવી બુદ્ધિ ક્યાંથી સૂઝી?

દશરથઃ—મારાં માતાપિતારૂપ દમ્પતી! આપ જે કહો તેને હું યોગ્ય છું. હું આ સંસારમાં વસતા સર્વ મનુષ્યોથી અધિક હીનભાગી છું. મારા આ ઘોર પાપનું પ્રાયશ્ચિત નથી. હું આપની સેવા કરીશ. હું જ આપનો શ્રવણ થઈ રહીશ અને આપની જે આજ્ઞા થશે તે આપના મૃતપુત્રની પેઠેજ પાળીશ.

પિતાઃ—ના-ના, મારા શ્રવણની તોલે કોઈ નહિ આવે, આ સંસારમાં તેના સરખા કર્તવ્યનિષ્ઠ પુત્રે જન્મ લીધોજ નથી. હે ભાઈ!

તારાથી શ્રવણુ જેવી સેવા બજાવી શકાશેજ નહિ. ના, તારી સેવાની અમારે જરૂર નથી; તેં અમારૂં સર્વસ્વ હરી લીધું છે. આ જગતમાં અમારૂં ધન અને સુખ શ્રવણુજ હતો. હાય! મારો પુત્ર! તે ક્યાં ગયો?

માતાઃ—અરે ભગવાન! તને આ શું ગમ્યું! અરે! મારા શ્રવણુને એકવાર મારી પાસે લાવો. તે ક્યાં છે? ક્યાં છે તે? મને તેના મૃતદેહની પાસે લઈ જાઓ. ઓ મારા વ્હાલા પુત્ર શ્રવણુ! તારા ગુણો હું કેમ ભૂલી શકું? તારી સેવા શી રીતે વિસારી શકું? હાય! આ જગતમાં હવે આંધળાંનું કોઈજ નથી.

દશરથઃ—( અસંત દુઃખિત થઈ) ધર્મરૂપ દમ્પતી! આ સર્વના કારણુરૂપ હુંજ છું. મને શાસન આપો. આ ઘોરતમ પાપની મુક્તિ નથી, મને કહો તે હું કરું. હું પાપી છું–હું અધર્મી છું. આપ સરખાં પવિત્ર દમ્પતીના ચરણુનો સ્પર્શ કરવાનો અધિકારી હું કોઈ શકું નહિ. તોપણુ, ઓ ધર્મપાલક બ્રહ્મદમ્પતી! હું મારા ખરા હૃદયથી આપની ક્ષમા માગું છું અને આપ જે શાસન આપો તે સહન કરવા તત્પર છું.

પિતાઃ—અરે ભાઈ! હવે આ સંસારમાં અમારે વધારે સમય જીવીને શું કરવું છે! શ્રવણુજ અમારૂં સર્વસ્વ હતો તે તો અમને ત્યાગી ગયો, તો અમે હવે અહીં રહી શું કરીએ? ચાલ ભાઈ! ચાલ, અમને તેના મૃતદેહ પાસે દોરી જા.

દશરથઃ—( ઉંડી વ્યથાથી ) ચાલો પવિત્ર દમ્પતી! ચાલો. ( તેમને ધીરે ધીરે શ્રવણુના મૃતદેહ પાસે દોરી જાય છે. )

પિતાઃ—( શ્રવણુના મૃતદેહપર માથું ઢાળી ) હા! મારા પ્રિય પુત્ર! તારી અંતે આ દશા થઈ! આ અંધ માતાપિતાનો પ્રેમ

તને નિરર્થક જણાયો શું? હશે, જે પ્રભુને ગમ્યું તે ખરૂં. અરે મારા શ્રવણ! (વિલાપ કરે છે.)

**માતાઃ**—(રૂદન કરતાં) અરે બેટા! અરે બાપુ! અરે મારા શ્રવણ! તું અમને શા માટે છોડી ગયો? અમારૂં હવે આ જગતમાં કોણ? હે ભગવાન! તેં અમ નિરાધારની આવી દશા કેમ કરી?

**પિતાઃ**—(દશરથને) અરે નિર્દય મનુષ્ય! અમે હવે આ અસાર સંસારનો ત્યાગ કરીએ છીએ, પણ જે રીતે અમે અમારા પ્રિય પુત્ર શ્રવણના વિયોગમાં દુઃખી બની મૃત્યુવશ થઇએ છીએ તે રીતે હે પાપાચરણી! તું પણ તારી વૃદ્ધાવસ્થામાં તારા અતિપ્રિય પુત્રના વિયોગમાંજ અમારા સરખી દશા પ્રાપ્ત કરીશ.

**દશરથઃ**—ક્ષમા! ક્ષમા!

( લેખક-શ્રીયુત **ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.** )

---

# (૪૬) લાડુપુરાણ અથવા મોદકમહાત્મ્ય.

( લેખક—મોહનલાલ મહાસુખરામ શાહ. )

## પ્રવેશ ૧ લો.

પાત્રોઃ-બે વિદ્યાર્થીઓ.

**૧ લો વિદ્યાર્થીઃ**—મિત્ર! આ પધારેલા સજ્જનોને આનંદ આપવા આપણે કંઈ યત્ન કરવો જોઈએ.

**૨ જો વિદ્યાર્થીઃ**—હા, મિત્ર કરવો જોઈએ.

**૧ લો વિદ્યાર્થીઃ**—શો વિષય પસંદ કરીશું?

**૨ જો વિદ્યાર્થીઃ**—કેમ વળી? “ **यथा देहे तथा देवे.** ”

આપણને બાળકોને જમવામાં મિષ્ટરસ પ્રિય અને સાંભળવામાં હાસ્ય-રસ પ્રિય તો આપણા મહેમાનોને પણ તેજ રસનુ લ્હાણું કરીએ. લાડુ-પુરાણ અથવા મોદકમાહાત્મ્ય ભજવીએ તો કેવું ? !

**૧ લો વિદ્યાર્થી:**—હા, યાર ! એજ, એજ, પણ લાડુપુરાણ નિર્વિઘ્ન ભજવાય એટલા માટે ઈશ્વરસ્તુતિ કરીએ.

**૨ જો વિદ્યાર્થી:**—"........પણ લાડુની સ્તુતિ ભૂલતો નહિ હો !"

### ઈશ્વર સ્તુતિ.

લાડુની જગત બનાવો દીનાનાથ લાડુની જગત બનાવો.
લાડુના લોટા લાડુના પ્યાલા, લાડુનું પાણી બનાવો. દીના૦
લાડુના ઘોડા લાડુના હાથી, લાડુની દુનિયાં બનાવો. દીના૦
લાડુની નદીઓ લાડુના દરીયા, લાડુના પર્વત બનાવો. દીના૦

---

## પ્રવેશ ૨ જો.

( પાત્રો:—મોદકાનંદજી, તેનો ભત્રીજો, હિતેચ્છુ ત્રણ બ્રાહ્મણો અને વૈદ્યરાજ. )

( મોદકાનંદજી સોબતીઓ સાથે જમીને આવતા હોય તેવો દેખાવ. મુગટા લોટા સાથે ).

**મોદકાનંદજી:**—ભજ મિષ્ટાનં ! ભજ મિષ્ટાનં ! મિષ્ટાનં ! ભજ મૂઢ મતે !

( એ ત્રણ વાર હાથથી તાળીઓ પાડીને, સોબતીઓ પણ તેમજ કરે છે.)

**ભત્રીજો:**—કાકા ! ભજ ગોવિન્દં ! ભજ ગોવિન્દં ! તો સાંભળ્યું છે. પણ તમે આ નવું ભજ મિષ્ટાનં ! ભજ મિષ્ટાનં ! કયાંથી લાવ્યા ? !

**મોદકાનંદજી:**—અરે હાય ! આ છોકરાથી તો કાયર ! આ દાઢ ડાહ્યાને મેં કરોડવાર બોધ કર્યો છે કે:—

**पराज्ञं दृष्ट्वा दुर्बुद्धे मा दयां कुरु कांचन**
**पराज्ञं दुर्लभं मन्ये प्राणा जन्मनि जन्मनि.**

અલ્યા ! મરી જઈશ તો જન્મ તો ફરી પણ મળશે, પણ આ લાડુ ક્યાં મળશે ? ! લાડુ ! લાડુ ! લાડુ ! લાડુ !

[ ચીઢાઈને ભત્રીજા સામે હાથ કરીને બોલે છે. ]

**ભત્રીજો:**—કાકા બળ્યું ! તમારી સાથે જમવા આવવું ! હવે કદી તમારી સાથે જમવા નહિ આવું ! ખાતાં ખાતાં એક ગડદો માર્યો તે હજુ મારાં પાંસળાં દુખે છે.

**મોદકાનંદજી:**—ગડદો ન મારે તો ? જમતાં જમતાં પાણી પીધું, તેથી એટલું ઓછું જમાયું ને ?

**ભત્રીજો:**—કાકા ! તમે સમજ્યા વગર માર માર કરો છો ! જુઓ ! પહેલાં જમ્યા એટલે પેટમાં શંકુ આકારની ટેકરી થઈ હોય તે પાણી પીધું એટલે સપાટ થઈ ગઈ એટલે વધારે લાડુ ગોઠવવાની જગા થઈ.

**મોદકાનંદજી:**—લે, ત્યારે આ એક બીજો ગડદો. મુરખા ! પહેલાં ન બોલ્યો ! પહેલાં બોલ્યો હોત તો હું એમ કરતને ? એટલે એક બે લાડુ વધારે ગોઠવાત.

**ભત્રીજો:**—કાકા ! ઉડ્યા તમારા લાડુ. મારી મારીને દમ કાઢી નાંખો છો. જાઓ, તમારી જોડે નથી આવવું.

**મોદકાનંદજી:**—ચાલ ચાલ, હવે ઝટ ઘેર ચાલ ! નહિ તો કાલને માટે કોઈ ઘેર નોતરૂં દેવા આવ્યું હશે તો ઘર વાસેલું જોઈ પાછું જશે.

**ભત્રીજો:**—જાઓ ! નથી આવતા !

( ખેંચાખેંચ થાય છે. )

**હિતેચ્છુ:**—કેમ મોદકાનંદજી ! કાકા ભત્રીજાને શી તકરાર થઈ છે ?

**મોદકાનંદજી:**—અહો હિતેચ્છુ ભાઈ ! તમે ક્યાંથી ? જુઓને આજકાલનાં છોકરાં જમવાથી કાયર થાય છે. અમે તો એના જેવડા હતા, ત્યારે પીરસતાં પીરસતાં પાંચ સાત અડાવી જતા. ત્રણ ટંકનું સાટું ન વાળીએ તો આપણે ભૂદેવ શાના ?

**હિતેચ્છુ:**—મોદકાનંદજી ! ભૂદેવપણું તો મોદકનાં માથાં ભાગવામાંજ આવી જતું હશેને ? તમે ત્રણ ટંકનો બચાવ કરવાના લોભમાં આ બીચારા છોકરાનું ત્રણ દિવસનું ભણતર બગાડયું !

**ભત્રીજો:**—હા ! હિતેચ્છુ કાકા ! આજ તો જાણે જમવા જવાનું એટલે આજનું લેસન વાંચ્યું નથી. કાલનું લેસન શું આપ્યું છે તેની ખબર નથી, અને કાલનું નહિ કરી જાઉં એટલે પરમ દિવસનો નવો પાઠ સમજ પડવાનો નથી.

**બીજો બ્રાહ્મણ:**—હવે ડાહ્યલા લેસન લેસન શું કરે છે ?! તારા લેસન કરતાં આજે વેસનના ચુરમાના લાડુ કેવા હતા તેની જરા વાત કરને !

**હિતેચ્છુ:**—પણ ભૂદેવો ! આજ કોનું કલ્યાણ કરી આવ્યા ?

**ત્રીજો બ્રાહ્મણ:**—આપને જમવા જવું નહિ એટલે શી ખબર ? આપણી જ્ઞાતિનો પેલો ભિક્ષુશંકર ગુજરી ગયો તેનું બારમું હતું.

**હિતેચ્છુ:**—અરરર, ગજબ ! એવા જુવાનના મરણ પાછળ લાડવા. તમારા એક રાતના વાળુમાં—બીચારાં એનાં બાળક અને વિધવા સ્ત્રી જન્મારાના માટે ભિખારી થશે. તમને એ લોહીના લાડુ ગળે શે ઉતર્યા ?

**મોદકાનંદજીઃ**—ઓ મારા ભાઈ! લોહીના લાડુ શાના ? લાડુ ખાસા શેરે શેર ઘીના, બટાકાનું શાક ! અને દાળભાત ! પુરીઓ ! વડાં ! નામ દેતાં મોંમાં પાણી આવે છે ! તે ગળે કેમ ન ઉતરે ? આ તો કળિયુગ આવ્યો ! નહિ તો બ્રહ્મભોજન સામે ટીકા હોય ?!

**૧. લોબ્રાહ્મણઃ**—અરે હા ! કળિયુગ આવ્યો ! ત્યારે આવા ઉપદેશક થયા. હવે જમાડનારાઓમાંએ ક્યાં શ્રદ્ધા છે ?! ને જમનારાઓમાંએ ક્યાં છે ?!

**બીજો બ્રાહ્મણઃ**—ખરી વાત છે. અસલની શ્રદ્ધાની તો શી વાત ? શામળશાભાઈ શેઠને ત્યાં જમણવાર ત્યાં છૂટા ચુરમા ને ઘીનાં જમણ ! ! ! જમાડનાર અને જમનાર બન્ને ભાવિક, પછી વાત શી કહેવી ? આગ્રહ કરી કરીને એવા તો જમાડયા કેઃ—આઠ બ્રાહ્મણો તો ઘેર આવતાં આવતાં રસ્તામાં તરફડીને મરી ગયા. આ એનું નામ તે શ્રદ્ધા ।

**મોદકાનંદજીઃ**—ખરી વાત છે. ભુદેવોને જમાડે નહિ તો સ્વર્ગમાં પામે શું રાખ ?

**હિતેચ્છુઃ**—હા ખરી વાત ! ભૂદેવનાં પેટ તો લેટરબોક્ષ જેવાં ખરાંને ? લેટરબોક્ષમાંના કાગળ પહોંચી જાય, તેમ આપના પેટમાંના લાડુ પણ સ્વર્ગમાં પહોંચી જતા હશેને ?

**ભત્રીજોઃ**—હિતેચ્છુ કાકા ! મારા મોદકાનંદજી કાકાને લાડુ ઉપર કેટલો પ્રેમ છે ?! તે આપ જાણતા નહિ હો. ત્યારે સાંભળોઃ- એક વખત મારા મોદકાનંદજી કાકા ચાલતા ચાલતા ભોગાવા નદીના કાંપમાં કમર સુધી ઉતરી ગયા. કસે નીકળાય નહિ. આખરે ભેગા મળેલા લોકો એક ચોકીએથી છોડી ચાર બળદ લાવ્યા. મારા કાકાની આજુ-

બાજુ દોરડું બાંધી બળદની ધુંસરીએ જોડી, બળદને હાંક્યા તોએ નીકળે નહિ. એટલામાં એક જણે મોટી બૂમ પાડી કેઃ—સાંજે સામેના ગામમાં લાડુનું જમણુ છે. લાડુ !! તે શબ્દ મારા કાકાને કાને પડતાં એવા જોરથી મારા કાકાએ કુદકો માર્યો અને ઝટ લેઈને બ્હાર નીકળી ગયા. હિતેચ્છુ કાકા! લાડુ શબ્દનું આવું માહાત્મ્ય છે.

**હિતેચ્છુઃ**—જીભના સ્વાદને લીધે આ લોકોની બુદ્ધિ જડ થઈ ગઈ છે. મહારાજ! તમે શો ધંધો કરો છો ?

**બીજો બ્રાહ્મણઃ**—ધંધો ? કૃષિશાસ્ત્રનો !

**હિતેચ્છુઃ**—અહો ! કૃષિનું પણ શાસ્ત્ર ! શીખતા અને શીખવતા હો તો દેશનું કલ્યાણ થઈ જાય.

**૧ લો બ્રાહ્મણઃ**—કેમ ન શીખવીએ ? અમારા શાસ્ત્રનો સલોખ તો સાંભળો.

પર ગાડં પર ઢાઢં પર વોકળં ખોકળં
ન ગડં આડં ડુંડં તે દે આડં ધડં

**હિતેચ્છુ**—અહાહા ! જે બ્રહ્માના મુખ કહેવાતા તેમની વાણી તો સાંભળો!! અફસોસ ! અફસોસ ! મહારાજ! સંધ્યા—પૂજા કાંઈ કરો છો કે ?!

**ત્રીજો બ્રાહ્મણઃ**—કેમ નહિ ?! અમારા ગામમાં બાવાજી છે; તે રોજ સંધ્યો બાંધે છે, અને અમે તોઃ—

સંધ્યાપૂજા સાંતીડું, ને કોદાળી ષટકર્મ;
ઘેર હોય બે બળદીઆ, તો રહે બ્રાહ્મણનો ધર્મ,

વળી,

ચુલામાંની રાખોડી, ને ગોળીમાંનું પાણી;
આડ અવળું જોઈને બે લીસોટી તાણી.

**મોદકાનંદજી:**—અરે, પણ મારા પેટમાં ખૂબ ચૂંક આવે છે, અને જીવ પણ ગભરાય છે, કોઈ વૈદ્યને બોલાવોરે.........

**૧ લો બ્રાહ્મણ:**—આ બોલાવું વૈદ્યને !

(વૈદ્ય આવે છે.) ( નાડી તપાસે છે.

**વૈદ્યરાજ:**—મહારાજ ! અતિશય જમવાથી આપને અકળામણ થઈ છે લ્યો ! આ ચુરણની ગોળી ખાઈ જાઓ એટલે મટી જશે.

**મોદકાનંદજી:**—અરે, વૈદ્યરાજ ! હું કાંઈ એવો મુરખો છું કે એટલું પેટ ખાલી રાખ્યું હશે ? ગોળીની જગા હોત તો કકડો લાડુજ વધારે ખાત નહિ.

**વૈદ્યરાજ:**—જાઓ! મહારાજ! જાઓ ! વહેલા ઘેર પહોંચી જાઓ! આપ એવું જમ્યા છો કે યજમાનજીનું સ્વર્ગનું ભાથું પહોંચાડવા જવા માટે આપની જલદી તૈયારી થશે.

**હિતેચ્છુ:**—હે પ્રભુ ! આ પણ વખતની બલિહારી !! વાલ્મીકિ, વસિષ્ટ અને વ્યાસ જેવા વિદ્વાન ઋષિમુનિના આજના વંશજો વિદ્યાને વિસારી માત્ર જીભના સ્વાદમાં રચ્યાપચ્યા બની ગયા છે ! અફસોસ ! અફસોસ! જે અન્નદાનની યોજના અચળ વિદ્યાર્થીઓના પોષણ અર્થે યોજાએલી તે યોજના આજ ઉલટી થઈ જઈ વિદ્યાને વિઘ્ન રૂપી થઈ પડી છે. જમસેદજી તાતા અને એન કાર્નેગી ! જેવા દાનવીરોએ વિદ્યાવૃદ્ધિ માટે જે મોટી રકમો ખર્ચી છે, તેવડી મોટી રકમો એક રાતના વાળુમાં અને આળસ તથા જીભના સ્વાદને ઉત્તેજન આપવામાં ઉડી જાય છે. આજ ગામના એકેક રાતના વાળુમાંથી તો એક મોટી હાઈસ્કૂલ સ્થપાય.

દુનિયામાં જીવનની મારામારી “ સ્ટ્રગલ ઓફ લાઈફ ” ચાલી રહી છે તેવા વખતમાં આપણે ઉંઘીશું તો દુનિયાના પડમાં આપણે

ક્યાં હતા તેનો પત્તો નહિ લાગે માટે બંધુઓ ! જાગો ! આંખ ઉઘાડો ! નેક બ્રિટિશ રાજ્યના પ્રતાપથી મળેલી કેળવણીનો ઉપયોગ કરી માતૃભૂમિનો ઉદ્ધાર કરો. ચાલો છેવટે ગરવી ગુજરાતનું ગીત ગાઈ સમાપ્તિ કરીએઃ— જય જય ગરવી ગુજરાત!

જય જય ગરવી ગુજરાત;
દીપે અરુણું પરભાત,
ધ્વજ પ્રકાશશે ઝળળળ કસુંબી, પ્રેમ શૌર્ય અંકિત,
તું ભણુવ ભણુવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત—
ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત.—૧

ઉત્તરમાં અંબા માત,
પુરવમાં કાળી માત.
છે દક્ષિણુ દિશમાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ.
ને સોમનાથને દ્વારકેશ, એ પશ્ચિમ કેરા દેવ.—
છે સહાયમાં સાક્ષાત્,
જય જય ગરવી ગુજરાત.—૨

નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણુ જોય,
વળી જોય સુભટના જુદ્ધરમણુને, રત્નાગર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો, દે આશીષ જયકર—
સંપે સોયે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત.—૩

તે અન્હિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસીંગ,

તે રંગ થકી પણ અધિક સરસ રંગ, થશે સત્વરે માત,
શુભ શકુન દીસે મધ્યાહ્ને શોભશે, વીતી ગઈ છે રાત—
જન ઘૂમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત.—૪ ( મળેલું. )

---

# (૪૭) કેળવણી.

---

## મીઠી અને સુશિલાનો સંવાદ.

---

પાત્રોઃ—મીઠી, સુશિલા, પાનકોર, શારદા,

પાનકોર—( મીઠીને આવતી જોઈ ને ) આવ, બાઈ મીઠી, આટલા દિવસ તું કંઈ દેખાતી નહોતી ?

મીઠી—શું કરું મા! ઘરની પરોજણમાંથી તો મારાથી બિલકુલ બહાર નિકળાતું નથી.

( એટલામાં ત્યાં શારદા અને સુશિલા આવે છે. )

પાનકોર—આવ બ્હેન શારદા, કેમ આજે કંઈ મોડી નવરી થઈ? આ તમારી સાથે કોણ છે ?

શારદા—માજી, આ મ્હારી બ્હેનપણી સુશિલા છે. તેઓ ગઈ રાત્રે મુંબઈથી આવ્યાં છે. તેમની સાથે પેલું ડૉકટર સ્માઇલ્સનું સદ્દવર્તન ઉપરનું પુસ્તક વાંચતી હોવાથી જરા આજે વાર થઈ.

પાનકોર—શું આ તમારી બ્હેનપણી પણ અંગ્રેજી ભણેલાં છે ?

શારદા—હા ! માજી ! તેઓ તો મ્હારા કરતાં પણ વધારે ભણેલાં છે. મુંબઈની એલ્ફીન્સ્ટન કૉલેજમાં એમ એ. સુધી અભ્યાસ

કરી તેમણે ઘણાં ઇનામો મેળવ્યાં છે; તેઓ અંગ્રેજી બહુ સારૂં જાણે છે.

મીઠી—(છેડાઈ ને) (સ્વગત-વળી આ કૅાલેજ ફૅાલેજ, અને એમ. એ. ફેમ. એ. શું ?) માજી, આજકાલ તો ભણતર વધી પડયાં. પહેલાં તો છોકરાઓ પણ આટલું ભણતર ભણતા નહોતા. પણ હવે તો છોડીઓ પણ ભણતર ભણવા મંડી. વારૂ માજી, છોડીઓને ક્યાં કમાવા જવું છે ? ઉલટું ભણતરથી તો આપણી છોડીઓ બગડે છે. ફૅશનની ફિશીઆરીમાં, બુટ ઇસ્ટાકિંગ પહેરતાં શીખે છે, અને ભાઈડાને ભારે પડે છે. પાંચ ચોપડી ભણી એટલે ઘરનું કામ આવડતું હોય છે તે પણ ભુલી જાય છે, અને ધણીને રસોયો રાખવો પડે છે. અને બીચારો ગરીબ હોય તો પોતાને હાથે ચૂલો ફૂંકવો પડે છે.

પાનકોર—બ્હેન મીઠી, આ બધું તુ કહે છે તે ખરૂં હશે. પણ પાંચે આંગળીઓ સરખી હોતી નથી. જુઓ, આ શારદા બ્હેન, કેવાં નિર્મળ વૃત્તિનાં અને મહેનતુ છે. તેઓ તો અંગ્રેજી ભણેલાં છે; છતાં ઘરનું કામ કેવી કાળજીથી, કેવા ઉત્સાહથી, અને કેવી નિયમિતતાથી કરે છે તે જો તુ તેની પાસે રહેતી હોય તો ખબર પડે. તે દરરોજ પાંચ બજ્યે ઉઠી પોતાનું નિત્યકર્મ કરી સ્નાન કરી પૂજા કરે છે. ઘરનું કામકાજ કરી તે બપોરના બાર બજ્યે નવરી થાય છે, અને પછી હિસાબ લખવા બેસે છે. ત્યાર પછી એકાદ કલાક વાંચે છે, અને પછી મારી પાસે ભરત શિખવા આવે છે. મને પણ તેના આવવાથી બહુ લાભ થયો છે. પોતે ભણેલી હોવા છતાં એટલી બધી શાંત અને વિવેકી છે કે જો તે અત્યારે જરા મોડી આવે તો મને બિલકુલ ચેન પડતું નથી. ખરૂં કહું છું ને શારદા ! કેમ બોલતાં નથી ?

મીઠી—માફ કરજો બાઇ ! જો વધારે પડતું બોલાયું હોય તો; ગુસ્સો કરશો નહિ.

**શારદા**—( પાનકોર તરફ ) માજી હું શું બોલું? આપે મ્હારાં વખાણ કરી મને શરમીંદી કરી દીધી છે. મારી એક સ્ત્રી તરીકેની ફરજ છે, અને હું બજાવું છું. તેમાં હું વિશેષ કંઈ કરતી નથી. ( મીઠી તરફ ) મીઠી બ્હેન, ત્હમે બોલ્યાં તેમાં મ્હારે કંઈ માફ કરવાનું નથી, તેમ ગુસ્સે થવાનું પણ કારણ નથી. ભણેલી સ્ત્રીઓ વિષે તમે જે શબ્દો કહ્યા, તે આજકાલ બધા કહે છે, અને જ્યારે વિદ્વાન પુરુષોમાંથી પણ કેટલાક આમ બોલે તો તમારો શો દોષ? પણ મીઠી બ્હેન, મ્હારે તમને બે શબ્દ કહેવા છે. તમારા મત પ્રમાણે ભણવાનો હેતુ ફક્ત પૈસા કમાવાનોજ છે, અને છોકરીઓને કંઈ પૈસા કમાવાના હોતા નથી માટે તેમને ભણવાની જરૂર નથી, એમ તમારૂં માનવું છે, પણ તે તમારૂં માનવું કેવળ ભૂલ ભરેલું છે. કેળવણીનો ખરો હેતુ શો છે તે આપણામાંથી ઘણાખરા બરાબર સમજતા નથી.

**મીઠી**—તો જરા સમજાવો તો તમારો પાડ માનીશ બાઈ!

**શારદા**—બ્હેન! કેળવણીનો હેતુ ફક્ત પૈસા કમાવાનોજ નથી. સુનીતિથી પોતાની આજીવિકા કાઢવી એ અલબત્ત દરેક વ્યક્તિની ફરજ છે, પણ તે આજીવિકામાંજ કંઈ જિંદગીનું સાફલ્ય સમાતું નથી. કેળવણીને લઈ ને પૈસા કમાઈ પોતાનું નીતિમય ગુજરાન ચલાવવું એ ઉદ્દેશ જો કે સારો છે, પણ કેળવણીનો આ ઉદ્દેશ પ્રધાન અથવા તો મુખ્ય નથી પણ ગૌણ છે. કેળવણીનો પ્રધાન અથવા તો પ્રથમ પંક્તિનો ઉદ્દેશ તો પરમકૃપાળુ પરમેશ્વરે મનુષ્યજાતિમાં જે બુદ્ધિ અર્પેલી છે તેનો વિકાસ કરવાનો છે, અને આ બુદ્ધિ પુરુષ તેમજ સ્ત્રીઓને સામાન્ય છે. અખિલ જગન્નિયંતા પરમેશ્વરે મનુષ્યમાં તેમજ પશુપંખીઓમાં પ્રેરણા શક્તિ સરખાં પ્રમાણમાં મૂકી છે. પણ મનુષ્ય જાતિમાં બુદ્ધિનું તત્ત્વ વધારે મૂક્યું છે, અને તેથી તેનો અને પશુ-

પંખીઓનો ભેદ માલુમ પડે છે. તો પછી સર્વ સમર્થ પરમાત્માએ જ્યારે કૃપા કરીને બુદ્ધિનું તત્ત્વ મનુષ્યમાં જાણીબુઝીનેજ વધારે મૂક્યું છે, ત્યારે તે બુદ્ધિનો વિકાસ કરવો તે આપણી ફરજ છે, અને તે અદા કરવામાં આપણે જેટલા પછાત રહીએ તેટલા આપણે તેના ઋણી છીએ. ઇશ્વરે અર્પેલી આ બુદ્ધિ (reasoning faculty)નો જે વિકાસ કરવો તેનું નામ કેળવણી અને જ્યાં તે કેળવણી અપાય છે તેનું નામ આપણે સ્કૂલ-શાળા-નિશાળ દઈએ છીએ.

**મીઠી**—પણ શારદા બ્હેન, બુદ્ધિનો વિકાસ કરવાથી શો લાભ? મ્હારાં માતુશ્રીએ અથવા અમારાં ઘરડાંઓએ તો તેની કંઈ કાસ કરી નહતી. નિશાળ ફિશાળ એ ધતીંગ તો બધાં હમણાં થયાં.

**શારદા**—બ્હેન, બુદ્ધિનો વિકાસ કરવો એટલે તેનો અર્થ, બુદ્ધિને ખિલવવી તેવો છે, અને તેથી આપણામાં "વિવેક બુદ્ધિ" આવે છે. વિવેક બુદ્ધિ-એટલે સારૂં અને નરસું પારખવાની શકિત-જેમ રાજહંસ પાસે આપણે પાણી ભેળેલું દૂધ મૂકીએ, તો તે તેમાંથી દૂધ લઈ લે છે, અને પાણી બાકી રાખે છે, તેમ વિવેક બુદ્ધિથી, આપણે સારૂં ગ્રહણ કરતાં શિખીએ છીએ, અને નરસું ત્યજી દઈએ છીએ. આંથી સંકટના સમયમાં બુદ્ધિ આપણો અનુપમ નિઃસ્વાર્થ સાથી બને છે; અને આપણને ખરો રસ્તો સુઝાડે છે. બ્હેન કેળવણી લઈ આપણે પરમકૃપાળુ પરમેશ્વરે જે બુદ્ધિ આપેલી છે તેનો સદુપયોગ કરતાં ન શિખીએ તો પછી આપણામાં અને પશુપક્ષીઓમાં શો ફેર? અરે, આપણે તેમનાં કરતાં પણ વધારે પાતકી ગણાઈએ, કારણકે તેમનામાં બુદ્ધિ જેવું કંઈ તત્ત્વ ઇશ્વરે મુકેલું નથી, તેથી તેઓને વિકાસ કરવા જેવું કંઈ નથી.

**મીઠી**—પણ બ્હેન, અમારાં ઘરડાંઓએ તો તેવો કંઈ વિકાસ

કર્યો નહોતો તો અમારે શી જરૂર? આ બધું આજકાલના સુધારા- વાળા બરાડા માર્યાં કરે છે.

શારદા ( સુશિલાને )—My dear Sushila, I think, I should better leave this woman to you, being more fitted to argue with her.

સુશિલા—Dear Sharda, it is very hard to argue with such people. They generally fly at a tangent; still I may try to meet her points.

મીઠી—( પાનકોર તરફ )—જોયું! માજી! આ બન્ને પકડાઈ ગયાં એટલે ગોટપીટ કરવા બેઠાં. આ બાઈ કહે છે તે પ્રમાણે જો આપણી છોડીઓ ભણીને બુદ્ધિની કાસ કાઢશે તો તેઓ વહેલી વટલી જશે, અને ભાઈડાનાં ઘર ભાંગશે.

. ( શારદા તરફ )—શારદા બાઈ, તમારાથી જવાબ દેવાય તો આ તમારી અંગ્રેજી ભણેલ મુંબઈવાળી બ્હેનપણીને કહો કે જવાબ આપે. નહિતર કહો કે "તમે જીત્યાં, અને અમે હાર્યાં."

સુશિલા—બ્હેન, આમાં હારવા જીતવાનો સવાલ નથી. જરા નરમાશથી વિચાર કરવાની વાત છે. તમારૂં કહેવું એમ છે કે તમારાં ઘરડાંઓએ કેળવણી લીધી નહોતી, માટે તમારે પણ અત્યારે કેળવણી લેવાની કંઈ જરૂર નથી. પણ મીઠી બ્હેન એમ નથી. તમારાં માતુ- શ્રીએ અથવા તેમની પહેલાંના સ્ત્રીવર્ગે કેળવણી લીધી નહોતી તેમાં તેમનો કંઈ દોષ નહોતો. તમે જો ભણેલાં હત તો હું તમને બતાવત કે છેલ્લાં લગભગ એક હજાર વર્ષ થયાં આપણા દેશમાં પુરેપુરી શાન્તિ અને જાનમાલનું રક્ષણ નહોતું, તેથી સ્ત્રીઓ માટે તો શું, પણ પુરુષો માટે પણ કેળવણી લેવી એ અશક્ય હતું. હાલ લગભગ છેલ્લાં પચા-

સેક વર્ષ થયાં, હિંદુસ્તાનમાં અંગ્રેજ સરકારના અમલથી, બધે શાન્તિ અને સ્થિરતા પ્રસરી છે, અને જાનમાલનું સંપૂર્ણ રક્ષણ થાય છે.

**મીઠી**—ત્યારે તે પહેલાં આપણા હિંદુસ્તાન દેશમાં કોઈ દિવસ શાન્તિ હતીજ નહિ, અને જાનમાલનું રક્ષણ થતુંજ નહિ ?

**સુશિલા**—મીઠી બ્હેન. ઉતાવળાં ન થાઓ, હું એજ બોલવા જતી હતી. આપણે ત્યાં ઇ. સ. સાતમા સૈકા પહેલાં શાન્તિ સારી હતી, અને જાનમાલનું રક્ષણ પણ સારૂં થતું હતું. આપણા રજપુત રાજાઓના સમયમાં આપણે ઘણાં સુખી હતાં.

**મીઠી**—ત્યારે એવા વખતમાં આપણે ત્યાં સ્ત્રીઓ ભણતી હતી ?

**સુશિલા**—હા બ્હેન, જ્યારે આપણા દેશમાં સ્થિરતા સારી હતી ત્યારે આપણે ત્યાં સ્ત્રી કેળવણી પણ સારી હતી. **મીઠી** બ્હેન તમે રામાયણ તો સાંભળેલ હશે.

**મીઠી**—હા બ્હેન, અમારા ગોર મહારાજે ઘણી વખત સંભળાવેલ છે.

**સુશિલા**—ત્યારે પર્ણકુટીમાં **શ્રીરામચંદ્રજી** જ્યારે રહેતા હતા ત્યારે ત્યાં **રાવણની** બ્હેન **સુર્પનખા** એક સુશોભિત મોહક સ્ત્રીનો વેષ લઈને આવી હતી તે વાત તમને યાદ છે ?

**મીઠી**—હા. **શ્રી રામચંદ્રજી** તેને ઓળખી ગયા, અને તે લુચ્ચી સ્ત્રીનાં નાકકાન કાપી નાંખવા માટે તેના વાંસામાં સંદેશો લખી તેને **શ્રી લક્ષ્મણજી** પાસે મોકલાવી.

**સુશિલા**—તે સંદેશો તેના વાંસામાં કેમ લખ્યો હશે વારૂ ?

**મીઠી**—બીજી કોઈ ચીજપર લખે તો તે **સુર્પનખા** વાંચી જાય અને તેથી તેનાં નાકકાન ન કપાય.

**સુશિલા**—બરાબર, મીઠી બ્હેન, બરાબર. તમે ઠીક સમજ્યાં. તો હવે જરા વિચાર કરો કે આ શું સૂચવે છે! **શ્રી રામચંદ્રજીએ** સંદેશા **સુર્પનખાની** પીઠપર લખ્યો તેનું કારણ કે તે ભણેલી હતી તો બ્હેન રાક્ષસ જેવા અનાર્ય લોકોની સ્ત્રીઓ જ્યારે ભણેલી હતી ત્યારે આપણી આર્યબાળાઓ સ્ત્રી કેળવણીમાં તે વખતે કેવી સ્થિતિએ પહોંચી હશે તેનો સ્હેજ ખ્યાલ કરો. કમભાગ્યે આપણા પુરાતન સમયનો ઇતિહાસ જાણવાને આપણી પાસે પુરતાં સાધન ન હોવાથી આપણને આવા દાખલા ઉપર આધાર રાખવો પડે છે. મહાકવિ **ભવભૂતિએ** તેમના '**ઉત્તરરામચરિત**' નામનાં નાટક વનવાસી સ્ત્રીઓ **આત્રેયી** અને **વાસંતી** ને શ્રી **સીતાજીના** પુત્ર **લવ** અને **કુશ** સાથે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતી આલેખી છે. આપણા કવિવર **કાલિદાસની શકુંતલાએ** પોતાના વલ્લભ **દુષ્યંતને** અનુષ્ટુપ્ છંદમાં પત્ર પ્રેરવાનો યત્ન કરી પોતાનો સ્નેહ દર્શાવ્યો છે, અને તેની સખીઓ **અનસૂયા** અને **પ્રિયંવદા** ઇતિહાસ, નિબંધ, ચિત્રકળા, વગેરેમાં સારી પેઠે કુશળ હતી તે "**શાકુન્તલ**" નાટક ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે. જો કવિવર **કાલિદાસ** અને **ભવભૂતિના** સમયમાં સ્ત્રીઓ ભણતી ન હત તો તેમનાં પાત્રોને પોતાના સમયની રૂઢિ વિરુદ્ધ આવી રીતે કદી તેઓએ આલેખ્યાં ન હત. ઋષિકુમારી **લીલાવતી** ગણિતશાસ્ત્રમાં નિપુણ હતી, તે વાત તો હવે સર્વમાન્ય છે. મીઠી બહેન આવા દાખલા અનેક છે. આપણી તરફજ પહેલાંની સ્ત્રીઓ ભણેલી નહતી તેનું કારણ તેમનો જમાનો તેવો હતો. પણ તે પહેલાં આપણે ત્યાં જ્યારે સ્થિરતા અને શાન્તિ સારી હતી ત્યારે સ્ત્રી કેળવણી આબાદ હતી તે તમે જોયું. માટે હવે આપણે ક્યા સમયને અનુસરવું એ તમારે પોતે વિચારવાનું છે.

**મીઠી**—( સ્વગત ) આ અંગ્રેજી ભણેલી બાઈડીએ તો ટૂંકથી પકડયાં. ( જરા વિચાર કરીને ) પણ બે'ન, એ તો સજ્જુગ હતો, હવે તો કળજુગ બેઠો છે, અને કળજુગમાં જો આપણે છોકરીઓને ભણાવીએ તો તેઓ બગડી જાય એમ મારાં ફૂઈજી કહેતાં હતાં

**સુશિલા**—બ્હેન, સમયને સતયુગ કરવો કે કલિયુગ કરવો તે આપણા પોતાના હાથમાં છે. કલિ એટલે કપટ, અને યુગ એટલે સમય. જે સમયમાં કપટ અને અનીતિ વધારે તે કલિયુગ કહેવાય. પણ જો આપણે કપટને ધિક્કારી નીતિથી ચાલીએ તો આપણે ત્યાં સત્યુગજ છે. ભણવાથી બધી સ્ત્રીઓની સુનીતિમાં ફેર પડે છે એવું કહેનારા એકતરફી છે, અને તેઓ સ્ત્રી કેળવણીના કટ્ટા દુશ્મન છે. ભણતરને અને સ્ત્રીની નીતિને કંઈ લાગતું વળગતું નથી. કોઈપણ સ્ત્રીની નીતિ સારી રહે કે ખરાબ, તેનો પ્રથમ આધાર તે સ્ત્રીના ઘરની નૈતિક કેળવણી ઉપર છે. જો બાળાઓને તેમનાં માબાપ સારી નૈતિક કેળવણી આપે તો પછી શાળાની કેળવણીને વગોવવાનું કંઈ કારણ મળે નહિ. ઉલટું શાળાઓમાં તો નૈતિક કેળવણીના પાઠો સારી રીતે શિખવાય છે. પણ નીતિની સચોટ છાપ જેટલી માબાપો પો-તાના સદ્વર્તનથી બાળકોપર પાડી શકે તેટલી શાળાના પાઠોથી પડી શકે નહિ. વળી આપણામાં ભણેલ સ્ત્રીઓ ફક્ત આંગળીને ટેરવે ગણાય તેટલી હોવાથી તે જગતની બત્રીશીએ ચડી છે, અને ઘરના અંધારા ખુણામાંજ સ્ત્રીને પડી રહેલી જોવાને આપણા હિંદુભાઈઓની આંખો ટેવાઈ ગએલ હોવાથી ભણેલ સ્ત્રી જો જરા તેમના ખોટા વહેમ દૂર કરી જનસમાજમાં હિમ્મત ધરી બહાર આવે છે, તો તે નિંદાય છે, અને સ્ત્રી કેળવણી ઉપર આક્ષેપ મૂકાય છે. માટે મીઠી બ્હેન આપણે જરા લાંબો વિચાર કરવાનો છે, અને બન્ને બાજુ તપાસવાની છે.

**મીઠી**—સુશિલા બ્હેન, હું હવે બરાબર સમજી. ભણવાથી આટલા બધા ફાયદા છે તે મેં આજેજ જાણ્યું. આજથી તમે મારાં ગુરુ થયાં. મેં મૂર્ખીએ તમારો આટલો બધો વખત લીધો છે માટે માફ કરશો; અને મેં શારદા બ્હેનને, તથા તમને જે શબ્દો અણ- સમજણથી કીધા છે તેને માટે હું માફી માગું છું અને હું ખરા દિલથી પસ્તાઉં છું.

**સુશિલા**—બ્હેન, તમારે પસ્તાવાનું કંઈ કારણ નથી, કારણ- કે તમારા બોલવાથી અમને જરાપણ માઠું લાગ્યું નથી. કેળવણી વિષે જે શબ્દો મ્હેં તથા શારદા બ્હેને તમને કહ્યા તે જો યાદ રાખશો, અને તે પ્રમાણે વર્તન રાખશો, તો આજનો વખત અમે સારી રીતે ગાળ્યો છે એમ અમે ગણીશું, અને તમારો ઉપકાર માનીશું.

**( રા. રા. પ્રેમચંદ કરમચંદ શાહ ગોંડળ તરફથી મળેલું. )**

# (૪૮) કેફ ન કરવા વિષે.

## કન્યાઓનો સંવાદ.

**૧લી કન્યા:**—અહો! આજ કોણ જાણે કેમ એ અદ્દભુત ગાયનજ મારાથી ગવાયા કરે છે. કોઈ પારકું માણસ આવે છે તો મનમાં ગાઉં છું. પણ અત્યારે તો કોઈ નથી. તો લાવની, તા- ણીને ગાઉં!

આજ ઉલ્લાસ-ઉલ્લાસ-અંતરમાં થાય!
સ્ફુરે ઊંડાણોમાં હાસ, સ્વર્ગ સરીખો ભાસઃ

દિવ્ય દશાનો રાસ રાગિણીઓ ગાય!
આજ ઉલ્લાસ—ઉલ્લાસ—અંતરમાં થાય!

( બીજી કન્યા પ્રવેશ કરે છે. તે આનંદમાં નહિ, પણ ચીડાયેલ દેખાય છે.)

**૨જી કન્યાઃ**—અલી, આટલો બધો આવેશ શાનો ? તું ગાંડી તો નથી થઈના? શું ભાઈના વિવાહની વાત આવી, કે તારી પોતાની સગાઈ થઈ ?

**૧લી કન્યાઃ**—વિવાહે નથી થયો અને સગાઈએ નથી થઈ. પણ બે'ન, હું રાજી થાઉં, તેમાં તારે શામાટે બળવું જોઈએ ? કારણ જાણવું છે ? આજ મને કવિરાજે પોતાના ભાંગના પ્યાલામાંથી થોડી પ્રસાદી આપી, અને બાપુજીએ હા કહેવાથી હું પી ગઈ; તેથી અત્યારે આ આનંદના ધોધ ઉતરે છે !

**૨જી કન્યાઃ**—અરરર ! તારા બાપુજી પોતે તો એ ગાંડા કવિની સાથે વટલાય છે, પણ સાથે લાગી તને પણ વટલાવે છે કે શું ? અમારા ખ. દ. ડા. ના ઘરમાં તો અમે ભાંગ પીવી કે કોઈપણ જાતનો નશો કરવો, એ પાપ સમજીએ છીએ.

**૧લી કન્યાઃ**—હશે, અમારૂં ઘર જુદું છે. અને તમારૂં ખ. દ. ડા. નું જુદું.

**ત્રીજી કન્યાઃ**—એટલુંજ નહિ, બે'ન. તમારા ઘરનો કાયદો એ કંઈ ઈશ્વરનો કાયદો નથી. તમારા નીચ ઘરમાં તો આજકાલના પાખંડી બાવાઓની પૂજા અને સાચા મસ્ત મહાત્માઓનાં અપમાન થાય છે.

**બીજી કન્યાઃ**—ત્યારે શું કેફ કરવામાં પાપ નથી ? અમારી શિક્ષાપત્રી ખોટી ?

**૪થી કન્યા-મોતીઃ**—બે'નો હું તો એમ સમજું છું કે માણસની શિક્ષાપત્રી હોય તે ખોટી; અને પ્રભુની હોય તે સાચી.

**બીજી કન્યાઃ**—ત્યારે પાપ શેમાં હશે, બે'ન ?

**મોતીઃ**—સાંભળ, માણેક! ચોરી કરવી, હિંસા કરવી, પર પુરુષ તરફ નજર કરવી, એ અપરાધોમાં પાપ છે. ઘણાએ પાપીઓ પાપને વખતે નશો કરીને વધારે અપરાધી થાય છે. પણ પ્રભુનાં સ્તવન કરવાં, અને પોતાના રાજા અથવા માલેકની સેવા કરવી, એમાં પુણ્ય રહેલું છેઃ અને એવા પુણ્યશાલી સેવકોમાં કોઈ કોઈ પોતપોતાના ઇષ્ટદેવની બુટી લઈને વધારે વીર વિક્રમ અને અલ્લાહના બંદા બને છે. ઓ માણેક, ઋષિઓ તો સોમરસના પીનારા હતા! ખરી વાત તો એ છે, કે બહારથી જે કંઈ માણસની અંદર પડે છે, તે જઠરમાં જાય છે, અને નિકળવા યોગ્ય હોય તે પાછળથી નિકળી જાયુ છે. પણ ચોરી કરવાની અને હિંસા કરવાની દુર્વાસના હૃદયમાંથી સ્ફુરે છે. એ દુર્વાસનાને પાપની સમજવી. ઓ ગૌરી બે'ન, સંભળાવો તો તમારો અંતરબહારનો સોરઠો!

**૮મી કન્યા-ગૌરીઃ**—સાંભળો, બહેનો!

> અંતરથી અભડાય, સાચી આભડછેટ એઃ
> બ્હાર ભલે બહુ ન્હાય, તેથી કાંઈ વળે નહીં!

**બધી કન્યાઓ**—

> "વશ રાખી દિલ આ રંગ મોઝાર—
> "વીરતા દાખવો સંસારે!"

**૫મી કન્યાઃ**—ત્યારે બે'ન તમાકુનું કેમ હશે? બીડી પીવામાં કે હુક્કો પીવામાં પાપ હશે?

**છઠ્ઠી કન્યાઃ**—નારે બે'ન પાપ શાનું ? ઘણીએ ફેશનમાં વહી ગયેલીઓ બીડીઓ પીએ છે; અને આપણા દેશમાં પણ કોઈ નફટ ઓરતો તેમની નકલ કરે છે. પણ એમાં કંઈ માલ નહિ. ખાલી નઠારો ધુમાડો પેટમાં નાંખવાથી ફાયદો શો ?

**સાતમી કન્યાઃ**—આપણને મન ન થાય તો આપણે ન પીએ. પણ બે'ન જેને મન થાય અને જે પીએ, તેમને આપણે માફી આપવી જોઈએ. આપણે તેઓ કરતાં કંઈ હૃદયમાં વધારે સારાં છીએ, એવું અભિમાન ન રાખવું જોઈએ. પણ ચાલો, મોતી બહેનને પૂછીએ ! ( પાસે જઈ ને ) મોતી બહેન, ફેંસલો આપશો કે ?

**મોતીઃ**—તે શું, બે'ન, મારે જ માથે બધો ભાર નાંખ્યા કરશો કે ? ખેર, મારે તો ઉપાડયા વગર છૂટકો નથી. અરે ! **મેનાં** બહેન, સંભળાવ તો પેલો તારો યોગવિષયનો દોહરો ?

**૧૨મી કન્યા–મેનાંઃ**—ઘણી ખુશીથી ! સાંભળો, બે'નોઃ—

વિવિધ વિષયવશ હોય જે તે વિષયોનો દાસ;
વિષય સકલ સંન્યાસ તે યોગીનો ગુણ ખાસ !

**બધી કન્યાઓઃ**—

" વશ રાખી દિલ આ રંગ મોઝાર—
" વીરતા દાખવો સંસારે !

**નવમી કન્યાઃ**—ત્યારે, બહેન, અફીણનું કેમ ?

**દસમી કન્યાઃ**—અફીણ લઈને રાજપુતો રણમાં વિક્રમ કરવા જતા, ત્યારે કસુંબાથી તેમનું પરાક્રમ ઝળકી નિકળતું ! પણ ઘેર બેસીને કસુંબો પીનારા તો બીચારા દયાપાત્ર બની જાય છે !

**૧૧મી કન્યાઃ**—અને, તોપણ, દવા તરીકે અફીણ બહુ સારી

વસ્તુ છે. પ્રમાણુથી લેતાં આવડે તો એ વિષ નહિ પણ અમૃત છે, એમ મેં સાંભળ્યું છે.

**મોતીઃ**—એ ખરૂં, બે'ન ! પણ હાલ કંઈ રાજપુતોને પણ રણમાં ચડવાનું રહ્યું નથી. ફ્રાન્સ અને બેલ્જિઅમમાં જે લડવા ગયા હોય તે ભલે ત્યાં કસુંબો કાઢે. બાકી અહીં તો મને કંઈ ઉપયોગ લાગતો નથી! અરે હૃદય બે'ન! સંભળાવ તો પેલી તારી સાચા વિક્રમની સાખીઃ—

**૧૬મી કન્યા–હૃદયઃ**—સાંભળો, બે'નોઃ—

"નશો તો સમજો સાચો નાથના નામનો તમેઃ
"પરપોટા બધા બીજાઃ ક્ષણવાર થતાં શમે!

**બધી કન્યાઃ**—

"વશ રાખી દિલ આ રંગ મોઝાર—
"વીરતા દાખવો સંસારે!"

**૧૩મી કન્યાઃ**—ત્યારે બે'ન, કોઈ કોઈ લોકો દારૂ પીએ છે તેનું કેમ ?

**૧૪મી કન્યાઃ**—તેનું એમ, કે સત્યાનાશની તૈયારી! આપણા ધર્મમાં એવો હુકમ છે, કે લુગડાપર દારૂનો છાંટો પણ પડે તો તે ધોઈ નાખવું જોઈએ; અને શરીર પર પડે તો નહાવું જોઈએ.

**૧૫મી કન્યાઃ**—ત્યારે દ્રાક્ષારસ તો ઘણા વૈદ્યો પીએ છે અને પાય છે તેનું કેમ?

**મોતીઃ**—બે'નો દ્રાક્ષારસને નામે વૈદ્યો કોઈવાર દ્રાક્ષાસવ પણ આપે છે, અને દ્રાક્ષાસવને નામે કોઈવાર "પોર્ટ વાઈન" પણ ઘુસી જાય છે. સાચું પૂછાવો, બે'નો, તો એ બધામાં કંઈ માલ

નહિ. શરબત પીવું એ બેશક હક છે, પણ શરાબ? અરે તારા બે'ન, સંભળાવ તો પેલી તારી શરાબીની ખરાબી વિષે બેન?

**૧૭મી કન્યા–તારા:**—સાંભળો, બે'નો!

"શરાબી ખરાબી બધીનું નિદાન:
"ઘણા આદમી ખોઈ બેઠા છે જાન:
"ભુલાવે બધી નીતિનું જેહ ભાન:
"કરો ના મનુષ્યો કદી તેનું પાન!

**બધી કન્યા:**—ઓ બ્હાલાં!

અહિત મદિરા તણું પાન:
મનુજ વિસરે નિજ ભાન:
નરક ધસડે જઈ સાન:
વિષમ મચવે તોફાન:
તજો તે તમે!

હા! નહિજ ખોટો પરપોટો ટકવાનો!
તને નિશા, તો મને નિશા; સૂઝે ન દિશા, માર્ગ ન કશા!
દુરિતોને તજવાનાં: સુહિતોને સજવાનાં!
વશ રાખી દિલ આ રંગ મોઝાર
વીરતા દાખવો સંસારે!

( લેખક–कान्त. બી. એ. )

# (૪૯) પ્રતાપની પરાકાષ્ટા.

## પ્રતાપના ઉદ્ગારો.

( પ્રસંગ—પ્રતાપસિંહ, બાળકોને રોટલા માટે કજીઓ કરતાં જોઈને ( સ્વગત )

અરે! હવે પ્રતાપના દુઃખની પરિસીમા આવી રહી! રાજ-બાળકોને રોટલાને માટે ટળવળતાં જોવાનો દી આવ્યો એથી હદ આવી રહી!! સઘળાં દુઃખ સહ્યાં એ સાચું છે, પણ હવે આ દુઃખ સહ્યું જતું નથી! અરે! મેં ધીરજ ધારવામાં પાછું વાળી જોયું નથી; રાજ ખોયું, કુટુંબના માણસોને હમીરકુળને આળ ન આવે માટે રણમાં કપાઈ જતા નજરે જોતાં આંખમાં ત્રાસ ન આણ્યો, રે! તેથી હું ડગ્યો નહિ; કારણ ક્ષત્રિયો એટલા માટે જન્મે છે, એમ જાણ્યું. રે, રજપુતનાં બાળ રણમાં માથાં મેલવાનેજ પ્રભુએ પેદા કર્યા છે, પણ રોટલાને માટે રખડી મરવાને માટે નથી! રણમાં પ્રતાપના કુંવર કપાઈ જતા જોવાને તેની આંખમાં ત્રાસ નથી, પણ તેનાં બાળકને રોટલાને માટે રડતાં જોઈ તેને મોટો ત્રાસ ઉપજે છે! રે, એ કષ્ટના કોવાઢાથી તેનું વજ્ર જેવું કઠણ કાળજું ચીરાઈ જાય છે!! ને તેથી નામની માની લીધેલી ખોટી મોટાઈનો તેને ધિક્કાર આવે છે; ને તેને માટે ફાંફાં મારવાં ફોગટ છે એમ તે ધારે છે. રે! આ જગતમાંની નામનાને મોટાઈ ખોટી છે, ને તેને માટે મંડ્યા રહેવું, ને ન ખમાય એવું દુઃખ સહેવું મિથ્યા છે. પ્રભુને જેને મોટાઈ આપવી હોય છે તેનેજ મળી શકે છે, ને જેની તે લેવા ધારે છે તેની કોટિ પ્રયત્ન કરે રાખી રહેતી નથી, માટે મારે ફાંફાં મારવાં ફોગટ

છે. રે, તેની ઇચ્છા વિના તરણું સરખું હાલતું નથી; તે તરણાને મેરૂ ને મેરૂનું તરણું કરે છે; રાજાને રંક ને રંકને રાજા કરે છે; તેને સૂર્ય-વંશનો–રે! હમીરકુળનો મહિમા હવે પુરો કરવો છે; ને જવનને જશ આપવો છે, માટેજ તે તેની તરફ થયો છે ! રે, તેથીજ તેના પાસા સવળા પડયા છે; ને આ પ્રતાપે પાંખો વીંઝવામાં કસર રાખી નથી, તોપણ તેના દાવ અવળા પડયા છે; માટે પ્રભુ જેના પક્ષમાં પેઠો છે તેનાથી વિરુદ્ધ ચાલત્રે મારૂં શું વળશે? કાંઈ વળ્યું નથી, ને વળવાનું નથી. ( માથું ધુણાવી ) બગડવા કાળ છે તે મારૂં રાખ્યું રહેનાર નથી; કદી હું આ જંગલમાં પરિવાર સાથે પાર પડી ગયો, તો તેમાં મારી શી મોટાઈ વધશે તે મને સૂઝતું નથી; ને એમાં મારૂં કશું પરાક્રમ જગત્માં જણાવાનું નથી; એક હાથે તાળી શી રીતે પડે? રે, મેં આભે બાથ ભીડવા જેવાં સાહસ કર્યાં, પણ તેથી કાંઈ અજવાળું ન થતાં અંધારૂં દશે દિશાએ ફરી વળ્યું; તેથી હવે માત્ર નામના નિંદ્ય રાજપદનો અણછાજતો ટેક રાખી કશું મીઠું ફળ ચાખી શકવાનો નથી, માટે હરિએ જેને આ સમયે ઊંચું આસન આપ્યું છે તેને મળી ચાલવાથી દુઃખ દૂર થશે. રે, જોઉં તો ખરો, કે રાજમદથી હદ મૂકી આગળ વધતો બાદશાહ બળાત્કાર છોડે છે!

( પગ અફાળી આગળ ચાલતાં ને પરિક્રમણ કરતાં )

રે, તનમનની નબળાઈ માણસને કેવાં નીચ કર્મો કરવાને દોરે છે! આહાહા!! મેં જરા વારમાં મન સાથે કેવા ગાંડા ઘાટ ઘડયા! પણ રે! શું આ કહેણુ ખોટું છે! કે—

( દોહરો. )

" સિંહ મૂછ ભોરિંગમણિ, કરપી ધન સતિનાર,
જીત ગયે પર કર ચઢે, " ત્યમ ક્ષત્રી–તરવાર. ૧

જવન સામે બાંધેલી તરવાર આ જીવ સાથેજ જડાયલી છે; તેને છોડેથી અત્યાર સુધી જોડેલો જશ છૂટી પડશે, ને કાળી લીટી કળિના અંત સુધી ભૂસાવાની નથી. માટે હિંમતનાં હથિયાર ને ધીરજની ઢાલ ધરી દુઃખના દળની પાર જવું એજ સિદ્ધ[1] ને એમાંજ સિદ્ધિ[2] છે. હરિ સત્યના કાંટે આવી બેસશેજ !

( પ્રતાપનાટક, અંક ૬ ટ્રૈ–પ્રવેશ ૩ જો. )

# (૫૦) ભામાશાની રાજ્યભક્તિ.

**સ્થળ—સિંધના રણની સરહદ ઉપરની એક જગો.**
**પાત્રો–પ્રતાપસિંહ, તેનો પ્રધાન, વિદૂષક, બીજા થોડા સીસોદિયા ને પાછળથી ભામાશા.**

પ્રતાપ૦—કુળની આબરૂને માટે મેવાડને છેલ્લા રામરામ કરી મારે પગલે પગલાં માંડેલા શૂરા સીસોદિયાઓ ! મને આશા નહોતી, કે જવનરૂપી રાહુએ ઘેરાયલા પ્રતાપને પોતાનો દેશ તજી દૂર વસવા જતાં તમો તેના સંગી થશો. પણ એ કુળની આબરૂના જતનને માટે વતન તજવા તૈયાર થયલા બાપા રાવળના વંશજો ! બાપો અસલ ક્યાંના તે વિચારો. ધરતી માણસને ઓળખાવતી નથી; પણ માણસ ધરતીને ઓળખાવે છે. પરાક્રમી પુરુષે જે પૃથ્વીમાં પગ મૂક્યો તે ધરતી ધીંગી ગણાય છે. રે ! ખશેડ્યાં ન ખસે એવાં દુઃખ અને ભયાનક સ્થાનમાં રહેવાથી પરાક્રમ ઉપર પડદો ફરી વળે છે, ને પૂર્વનો જમાવેલો જશ ઝાંખો થઇ જાય છે, તથા પરાક્રમનો નવો

---

[1] નક્કી. [2] સફળ કામના.

પ્રકાશ ઝળકાવવાનો જોગ આવતો નથી; પણ એવા રાહુસ્થાનમાંથી નિર્ભય સ્થળે જઈ વસતાં પરાક્રમનું પાણી નિરુપદ્રવે એકઠું કરી શકાય છે, ને તેથી નવી જ નામના મેળવી શકાય છે, જેમકે—

( उपजाति वृत्त. )

ઉપાધિવાળા સ્થળમાં વસ્યાથી,
પ્રકાશ દાખી ન શકે કશાથી;
રાહુ ગ્રસે સૂર્ય ખસે પ્રકાશે;
રહે ત્યહાં રાહુ સમો જ ભાસે, ૧

સૂર્ય કે ચંદ્ર ગતિ કરી આગળ ગયા વિના લાગેલા ગ્રહણથી મુક્ત થતા નથી; તેમજ માણસ પોતાના વતનમાં શત્રુના ઘેરામાં ઘુંચવાઈ રહી શું તેજ ઝળકાવી શકતો નથી. આ મારી ધરતી એવું અભિમાન રાખવું એ ઠીક છે, પણ એ હંમેશાં સુધીની આપણી નથી; માટે તેનો મિથ્યા મોહ રાખવો નહિ. તેની રીત સતીના જેવી નથી, પણ તે બળિયાની બકરી થઈ બેસે એવી ઢંગ વની જબરાની જોરૂ છે! કહેવત છે કે—"ધીંગાની ધરતી;" માટે એને રાખ્ય જેવી જાણી તે ગયાનો—તેને તજ્યાનો હરખ શોક રાખવો નહિ. સતી પરઠર ગયે પ્રાણ ત્યાગે, પણ સામાને કામ ન લાગે, પણ આ કંઈ એવી નથી; માટે આપણે જ્યાં આપણી બાપદાદાની આબરૂ જાળવી શકીએ તે આપણું વતન, ને તેજ આપણો દેશ, ને તેજ આપણી પૃથ્વી. હરિ સાનુકૂળ હશે તો નિર્ભય જગોએ જઈ રહેતાં છાજમાંથી મોટું રાજ મેળવવાનો વખત આવશે. રે, ગયું રાજ, ગઈ પૃથ્વી, ગયો પૈસો એ સૌ પાછું આવશે, પણ કુળની ગઈ પવિત્રતા કો કાળે પાછી આવનાર નથી; માટે આ રણની પેલી કોર મીઠા મહેરામણના બેટમાં આપણો કીરમજી ઝુંડો રોપવાનો મેં નિશ્ચય કર્યો

છે, તે તમને પસંદ પડે છે કે નહિ તે બોલજો. તમો પોતીકા પરિચાના પવિત્ર પાણીમાં જવનના જળનો છાંટો ન પડે માટે પ્રતાપના તેડયા પોતાનાં ઘરબાર, જમીન જાગીર, પડયાં મૂકી પોતાના પરિવારને લઈ પાંશરા ચાલ્યા આવ્યા છો, તો તેથી તમને હાલ તુરત તો કશું સુખ નહિ મળે; પણ ચળે નહિ એવી તમારી જડ એ એકાંત સ્થળમાં બાઝશે, ને તમારી નામના પાછી આખા આર્યાવર્તમાં ગાજશે!

રે! શત્રુથી પોતાના પરાક્રમનો પ્રકાશ ઘેરાતાં કોણે પોતાનું સંસ્થાન નથી તજ્યું? મોટા જગતપ્રસિદ્ધ પ્રભુ જેવા મનાતા પુરુષોએ તજ્યું છે. રે જુઓ,—

( શાર્દૂલવિક્રીડિત વૃત્ત. )

પ્રખ્યાતું નિજ પાટ[1] કાળ યવને ઘેર્યું ગણી શ્રી–પતિ,
પોતે લૈ પરિવાર આપ વસિયા જૈ બેટ દ્વારામતી;
તો મેવાડ તણા[2] અરિ અકબરે ઘેર્યા થકી હું તથા,
સિંધુને શુભ બેટ જાઈ વસવા ઇચ્છુંછ એ ના વૃથા. ૨

શ્રીકૃષ્ણ જેવા ઇશ્વરના અવતાર રૂપે ઓળખાતા પુરુષે જે રસ્તો લીધો છે, તે રાહે ચાલતાં આપણને શી શરમ છે? રે, મેં જે ધારણા ધારી છે તેનો સંકેત સારો જ છે. માટે આપણે હવે મેવાડ સામી નજર માંડવી નથી એમ ગણીને તે તરફનો કાંકરો કાઢી નાંખો.

**સીસોદિયાઓ**.—મહારાજે જે ભાષણ ભાખ્યું તે ખરૂં છે. મેવાડમાં જવનનાં ઘોડાનાં ખર ફરે ત્યાં સુધી તે ધરતીનું ધાનપાણી અમારે અગ્રાહ્ય[3] છે. બાપા રાવળના કુળનો રાજવી ત્યાંજ અમારૂં ઘરબાર અમે ગણીએ છીએ. મહારાજની આજ્ઞા પ્રમાણે અમે આજ

---

૧. મથુરા. ૨. તેવા. ૩ અગ્રાહ્ય–નહિ ગ્રહણ કરવા યોગ્ય.

લગી વર્ત્યા છીએ, ને વર્તીશું. અમને આશા હતી કે, પ્રભુ કંઈ પાંશરૂં પાડશે; પણ ધણીનું ધારેલું ક્યું નહિ, તો તેની તેમજ ઇચ્છા હશે. આપે જુક્તિ બતાવી તે અમારે આઠે અંગે કબુલ છે. મહારાજ પહાડ પર્વતમાં આ કોતરથી પેલે કોતર પરવારને લઈ રખડયા એ દુઃખ અમારા અંતરમાં રાતદહાડો ધુંધવાયા કરતું હતું, પણ તેનો કશો ઉપાય કોઈના હાથમાં રહ્યો નહોતો. બળિયાઓ બાહુબળ દાખવી વિષમ વેળા આવ્યા પહેલા સ્વર્ગે સંચર્યા, ને જે રહ્યા તે મહાસાગરના મોજામાં તલના દાણા વેરાયા જેવા હતા, એટલે નજરે દુઃખ જોવું પડયું !

પ્રતાપ૦—રે, એ તલના દાણા ન સમજશો ! વડવાનળના[૪] અંગારા છે એમ માનજો ! તે એકત્ર થતાં કોઈ દહાડો એ આખો દરિયો સૂકો ભટ કરી દેશે. પણ હવે ઘોડે જીણ નાંખો; તેના તંગ કશી બાંધો, ગઈ કાલનો અહીં નાખેલો મુકામ હવે ટાઢે પહોર ઉઠાવો; તાણેલા પાલની મેખો ઉખાડો; રણનો રસ્તો વિકટ છે, માટે જે જોઈએ તેની તજવીજ રાખો. આ રણમાં રૂપીઆનું રૂપીઆભાર પાણી મળવું મુસ્કેલ છે, માટે સૌથી પહેલી તેની ફિકર રાખજો, રખે તે ભૂલતા !

સીસોદિયા.—મહારાજની આજ્ઞા પ્રમાણે હવે તેજ કરીએ.

( ઘોડાઓ ઉપર સાજ નાંખી તંબુઓ વગેરે ઉઠાવી તૈયાર કરે છે. પ્રતાપસિંહ પોતાને ઘોડે અશ્વાર થવા પેગડામાં પગ મૂકે છે. એવામાં વેગળેથી પૂર વેગમાં ઘોડો ફેંકતો કોઈ અશ્વાર આવે છે. )

પ્રતાપ૦—સલુંબરાજી ! આ પેલો વેગળે કમાનમાંથી તીર છોડયો હોય એવા ઘોડા ઉપર આવતો કોણ જણાય છે ? !

---

૪ મહાસાગરમાં રહેતો અગ્નિ.

જેતસિંહ—મહારાજ, કોઈ આવે છે ખરો, રે તે હાથ ઊંચા કરી આપણને થોભાવવાને ઇસારા કરતો હોય એમ જણાય છે! જરા થોભો.

વિદૂષક—ઇસારા શું! તેણે ચીસ પાડી તે તમે સાંભળી કે નહિ? મેં તો સાંભળ્યું કે "ખડે રહો, જાતે હો કાં"?! શું દુઃખના દરિયામાંથી કિનારે આવેલું કોટિયું બોળવા કોઈ લાંબી દાઢીવાળો આવે છે કે શું?! હા, હા; તેમજ હશે; માટે આપણાથી જે દિશામાં જેમ નસાય તેમ નાસો, કે આવે છે તેને આવતા વારને કશી પૂછપાછ કર્યા પહેલાં પરલોકમાં પહોંચાડી દો! મારીને અહીંને અહીં દાટી દો, કે સોબતીને આપણે કયી દિશામાં ગયા તેની ખબર કહેવા જવા ન પામે!!

પ્રતાપ૦—સલુંબરાજી! જુઓ, જુઓ! તે તીર વેગે આવી પહોંચ્યો!

જેતસિંહ—હારે હા; તે કોઈ આપણો દેશી જણાય છે!

વિદૂષક—દેશી કે દૂષી કેમ જાણીએ?

અશ્વાર—(બૂમ મારી) ઓ મેવાડના મુગટ તારે આમ કરવું ઘટતું નથી! રે, તું તારા ઘોડાંના તંગ ઢીલા કર! ને આગળ પગ ન ધર!!

પ્રતાપ૦—(આશ્ચર્યતાથી) આ નવાઈ ઉપજાવે એવો નર ઘોડા ભર્યો કોણ આવે છે તે વર્ત્તાતું નથી!

જેતસિંહ—મહારાજ, મને પણ એ કોઈ છે આપણો, પણ વર્ત્યો ન જાય એવો જણાય છે.

[ એટલામાં તે અશ્વાર ઘોડેથી ઉતરી દોડતો આવી પ્રતાપસિંહને ભેટી પોતાના આંસુથી તેને ભીંજવી નાંખે છે. તે જોઈ સીસોદિયાનું ટોળું આશ્ચર્યતાથી સ્તબ્ધ થઈ તેને જુવે છે.]

પ્રતાપ૦—( તેને ઓળખી ) શું ભામાશા ?!

ભામાશા—હા, મારા અન્નદાતા ! !

( પછી છૂટા થાય છે. )

પ્રતાપ૦—બૈરાંછોકરાં મૂકી બહારવટે નીકળ્યા હો, એ વેષે ધોંશ ભર્યા આ ઉજડ જગોએ કાં આવ્યા ?

ભામાશા—મારા માથાના મણિ ! આપ જેવા માથાના મણિ જતે મારે શું ઉગર્યું, કે માણુસમાં મોં દેખાડી ફરવું ! રે, આપ વનો આ ભામો નકામો જામો ખીલીએ ભેરવી મૂક્યો હોય એવો જાણજો ! રે, અમારી શોભા જગતમાં ઝળકાવનાર સીસોદિયા કુળના રાણાજ છે. આ દેહ તેમના કણુનોજ બંધાયલો છે; તે કુળના પાટવી મેવાડ છોડી જતે ભામાશા તેમાં શી રીતે રહી શકે, એ આપ વિચારી જુઓ.

પ્રતાપ૦—શા ! અકબરને એન પ્રતાપના કુળની લેવી છે, તમને કાંઈ તેનું નડતર નથી; તો તમે તમારી મેળે ખાઓ પીઓ ને મોજ મારો. મેવાડમાં તમારૂં જામેલું ઘર શાને ધૂળધાણી કરોછો ?

ભામાશા૦—એ જમાવ બાપજીની બહોળા દિલની રેલાયલી રહેમિયતનો છે. ભામાની જડ સીસોદિયા રાણુાના કારભારના સુંદર સરોવરના મીઠા પાણીથી જામેલી છે, તે આ વખતે એ મીઠો મહેરામણ સૂકાતે તેનાથી અળગો રહી અલખતનો લહાવ લેવાનો નથી, પણ જેનાથી તેની જડ જામેલી છે તેના ફરી જમાવને માટે તે પોતાનું સઘળું સત્વ બાપજીના આગળ ધરવાને આવ્યો છે; માટે જ્યાં સુધી બાપજીને બાપજીનું ભામા પાસ રહેલું બરકત આપે ત્યાં સુધી બાપા રાવળનું મેળવેલું મેવાડ મૂકવું જોઈતું નથી.

પ્રતાપ૦—રે તમે શું બોલો છો ?! ફાટેલી ભીંત ઈંટચૂનાથી સાંધી લેવાય, પણ ફાટયો આભ સાંધ્યો ગયો જાણ્યો છે શું ? રે,

પડતો પહાડ વાંસનો ટેકો શી રીતે ઝીલી શકે ? જે હરકત ટાળવા, અરે ! જવનને ખાળવા સીસોદિયાના સંચેલા ખજાના ખાલી થઈ ગયા, ગાંઠનું ખાઈ ચાહીને ચોટયા રહેનાર બહાદુરો ઘરબાર તારાજ કરી દેતે પણ ટકી ન શક્યા, તો તમે હવે શા સારૂ આભે જ્વાળ અડેલા અગ્નિમાં ગાંઠની ગાગરનું પાકી મહેનતનું મેળવેલું પીવાનું પાણી રેડી કશો ફાયદો ન જોવા તરશે પગ તરફડાવાનું સાહસ કરો છો ?

**ભામાશા.**—બાપજી ! સીસોદિયાના માનસરોવરનું પાણી જો સાચી દાનતનું છે, તો તે એક વખત આભે અડેલો ભડકો ઓલવી નાંખશે, ને જે જગ્યાએ મશાણ જેવું મેદાન થયું છે. ત્યાં મનને મોહ ઉપજાવે એવી નવપલ્લવ વાડી કરી આપશે.!

**પ્રતાપ૦**—અરે ભામાશા, શું બોલો છો ?!

**ભામાશા.**—બાપજી હું ખરૂં કહું છું.

**પ્રતાપ૦**—તે શી રીતે ?

**ભામાશા.**—બાપજી, નજરે જોશો તે રીતે.

**પ્રતાપ૦**—તમે નજરે શું બતાવો છો ?

**ભામાશા.**—ઓ મારા માથાના છત્ર ! મને વચન આપો, તો હું આપ આગળ મારૂં પેટ ખોલી વાત કરું.

**પ્રતાપ૦** વચન શી વાતનું માંગો છો ?

**ભામાશા.**—બાપજી, રાજીખુશીથી હું જે કંઈ ગાંડુઘેલું માગી લઉં તે વાતનું.

**પ્રતાપ૦**—જાઓ વચન છે, જે બોલો તે મોંમાં માય એવું બોલજો.

**ભામાશા.**—બાપજી ! શું માગું ? આપના પ્રતાપથી સીસોદિયા રાણાઓની શેહે બરકતથી મારે લીલા લહેર છે; એ કુળમાં

કેર થને મારા સુખમાં ઝેર પડયું છે! માટે બે હાથ જોડી માંગી લઉં છું કે—સીસોદિયા રાણાઓની છાયામાંથી જે કંઈ બેરોગારો ભામાના ઘરમાં આવેલું છે, તે પોતે આ વખતે અંગીકાર કરી અણી વખતે અર્થ સારશો. જો કે આ માયા મોટી નથી, તોપણ પચીશ હજાર જોદ્ધાઓ: એમાંથી બાર વરસ સુધી પલ્લવાશે એવો મેં હીસાબ ગણેલો છે!! ઘડીપળની ખબર નથી, તો બાર વરસ સુધીમાં શું નવું જૂનું નહિ થાય! કહ્યું છે કે—

દોહરો. )

" ઉજ્જડ ખેડાં ફરિ વસે, નિર્ધનીયાં ધનિ હોય;
ગયાં ન જોબન સાંપડે, મુઆ ન જીવે કોય.
સંપત ગઈ તે સાંપડે, ગયાં વળે છે વા'ણ;
ગત અવસર આવે નહીં, ગયા ન આવે પ્રાણ. "

માટે ઓ મારા અન્નદાતા! તારાં ઘોડાં મેવાડને માર્ગે પાછાં વાળ, ને એક સારૂં સેન જલદી જમાવી આવેલું સંકટ ઓલવવાને આગળ થા!

સર્વેજણા.—શાબાશ ભામાશા! ધન્ય છે તમારા માત પિતાને!!

( સર્વે પાછા ફરે છે, ને કેટલોક વખત વહી જાય છે. )

( પ્રતાપનાટક અંક ૭ મો. પ્રવેશ ૨ જો )

# (૫૧) પોલા દેખકે પેઠ જા.

સ્થળ:—અંધેરી નગરીની રાજસભા.

પાત્રો:—ગધર્વસેન–અંધેરી નગરીનો રાજા. દિવાન–પ્રધાન—અંધેરી નગરીનો દિવાન કે પ્રધાન. પ્રપંચપારેખ—અરજદાર. દરબારીઓ, પહેરગીર વગેરે.

## પ્રવેશ ૧ લો.

[ પ્રપંચ પારેખ પોતા ઉપર ગુજરેલા સીતમની એક લેખી અરજી લઈ પ્રવેશ કરે છે. ]

**પ્રપંચ પારેખઃ**—(રાજા પ્રત્યે) ફર્યાદ ! ફર્યાદ ! ! નામદાર ! આપના રાજમાં ઘણુંજ પોલ ચાલે છે. કોઈ દાદ કે ફર્યાદ સાંભળતું નથી. બધે અંધેર અંધેર થઈ રહ્યું છે. હું ઘણી મહેનતે આજે આપને રૂબરૂમાં મળવા ભાગ્યશાળી થયો છું. તો મે૦ કરી આ અરજ નિધાહમાં લેવરાવશો. મારા ઉપર ઘણોજ જુલમ ગુજર્યો છે.

**રાજાઃ**—( પ્રપંચ પારેખ પ્રત્યે ) બહુ સારૂ ! તમારી અરજી માટે આવતી કાલે તપાસ કરીશું માટે તમે કાલે દરબારમાં રજુ થજો.

**પ્રપંચ પારેખઃ**—જેવો નામદારશ્રીનો હુકમ ! !

**રાજાઃ**—( દિવાન પ્રત્યે ) દિવાનજી ! આ અરજી મને મળી છે .તે માણસ ઉપર ઘણોજ અન્યાય થયો છે. એમ તેણે મને અરજ કરી છે તો તેમાં તે શું લખે છે તે મને વાંચી સંભળાવો.

( દિવાન અરજી સભા વચ્ચે વાંચી સંભળાવે છે. )

" મહારાજાધિરાજ...ગરીબ પરવર સલામત. આપ નામદારને ચરણે શીશ નમાવી બે હાથ જોડી અરજ ગુજારું છું, જે હું સરકારની નેક સલ્તનતમાં આજ સત્તર વરસ થયાં એક નિષ્ઠાથી નોકરી બજાવું છું, અને શેર જુવાર ખાઈ આપને આશિષ દઉં છું. આપના ચરણરજ સેવકે આખી ઉમરમાં કોઈ વખત દંડ તો શું, પણ ઠપકો સરખોએ ખાધેલો નહિ, તે છતાં હાલમાં—તાલુકાના નવા આવેલા વહીવટદાર સાહેબે બીનકસુરે મને ગરીબને નોકરી ઉપરથી ઉઘાગર કર્યો છે, મેં તેમને બે ત્રણ અરજીઓ કરી, પણ મને કાઢી મૂકવાનું કારણ સરખુંએ તેઓએ જણાવ્યું નહિ, ત્યારે મેં ઉપરી અધિકા-

રીઓ તરફ અપીલો ઉપર અપીલો કરી; પરંતુ સેવકની દાદ કોઈએ સાંભળી પણ નહિ. સેવક કચેરીએ ધક્કા ખાઈને થાકયો, અને સરકારને ખોળે માથું મૂકવાની ઘણીએ મહેનત કરી પણ તે વ્યર્થ ગઈ. નોકરી ગયાને આજ બે વર્ષ વીતી ગયાં તો પણ ગરીબ ઉપર ગુજરેલો ગેરઈન્સાફ કોઈ જોતુંજ નથી, એ મોટી દિલગીરીની વાત છે. હકદારના હક જળવાય નહિ. અને ગમે તેવા નાલાયાક માણસોને નોકરી મળી જાય, એથી સરકારનું કામ સારી રીતે ચાલે નહિ. ખુદાવંદના નેક રાજ્યમાં હાલ ઘણું પોલું ચાલે છે, માટે ખુદથી તજવીજ થયા વગર ખરેખરો બંદોબસ્ત થનાર નથી. સબબ સેવકને આશા છે, કે આ કામમાં પાકી તજવીજ થઈ મને તથા મારાં બાળબચ્ચાંને વેળાસર અન્ન ભેગાં કરવાની પરવસી દયાળુ સરકાર કરશો."

લી. આપનો નમ્ર સેવક,

પ્રપંચપારેખ.

રાજાઃ—હેં દિવાનજી ! આ અરજદાર લખે છે તે ખરૂં છે ?

પ્રધાનઃ—મહારાજ, " અર્થને દોષ નહિ, અને ગરજને અક્કલ નહિ. "

રાજાઃ—પણ તેની નોકરી ગઈ હશે એમાં તો શક નહિ જ કેની ?

પ્રધાનઃ—નોકરી શા કારણથી ગઈ હશે તે કાંઈ આપણે જાણીએ છીએ.

રાજાઃ—બીન તકસીરે ગયા વગર આટલે સુધી તે શું કરવા આવે ? વારૂ, ઉપરી અધિકારીઓએ તેને કેમ જવાબ નહિ આપ્યો હોય ?

પ્રધાનઃ—કાંઈ પણ કારણ હશે, આવી નજીવી બાબતો ઉપર

આપને ધ્યાન આપવાની જરૂર નથી. લોકોના જાણવામાં આવે, કે મહારાજા અરજીઓ સાંભળે છે, તો તેઓ આપનો નાહક જીવ લેશે.

રાજા:—એમ થશે તો લોકને દાદ મળશે.

પ્રધાન:—દાદ આપવાને આપણે ઘણાએ અધિકારીઓને રાખ્યા છે તો !

રાજા:—એમ છે, ત્યારે અરજદાર કેમ લખે છે, કે આપણા રાજમાં પોલું બહુ ચાલે છે.

પ્રધાન:—ગરજવાન ગમે તેમ લખે, પણ આજ સુધી આપની પાસે કોઈ ફરિયાદ આવ્યું નથી તેથીજ જણાય છે, કે રાજમાં સર્વ ઠેકાણે સારૂં કામ ચાલે છે?

રાજા—વારૂ, પણ એ અરજી મને આપી તે માટે તે તળે હું કહું તે પ્રમાણે શેરો કરો. એ પોલું ચાલે છે એમ લખે છે. ને તમે ખાતરીથી ના કહે છો; માટે અરજી તળે લખો, કે "**પોલું દેખીને પેસી જા**" તમારા કહેવા પ્રમાણે જો પોલું નહિ હોય તો તે ક્યાં પેસવાનો છે.?

[ પ્રધાન અરજી નીચે શેરો કરે છે કે—અરજદારને હુકમ જે—"**પોલું દેખીને પેસી જા.**" તે નીચે રાજા પોતાની સહીનું નિશાન કરી આપે છે. ]

## પ્રવેશ ૨ જો.

( પાત્રોઃ—દિવાન, પ્રપંચ પારેખ, હજુરી, અને પાછળથી મહારાજા. )

દિવાન:—તમે કોણ છો ?

પ્રપંચ પારેખ:—હું–તાલુકાનો વહીવટદાર છું સાહેબ.

દિવાન:—તમને વહીવટદારી કોણે આપી ?

પ્રપંચ૦—મેં મારી જાતે ઘણી મહેનત કરી મેળવી!

દિવાન:—એટલે ?

પ્રપંચ૦—એને માટે મારે ખુબ અરજીઓ કરવી પડી હતી, ને આખર કેટલી માથાફોડે ખુદ સરકારની મહેરબાની થઈ.

દિવાન:—તમારૂં નામ શું ?

પ્રપંચ૦—મારૂં નામ પ્રપંચ પારેખ.

દિવાન:—તમે સરકારનું મહેસુલ કેમ ભરતા નથી ?

પ્રપંચ૦—મારા વખતમાં મહેસુલ આવ્યુંજ નથી.

દિવાન:—એ શું ! મહેસુલ કેમ ન આવે? તમે ખાઈ ગયા હશો.

પ્રપંચ૦—ખાઈ શું જાય ! તે ભાગમાં ગયે વરસ દુકાળ ચાલતો હતો, તેથી કાંઈ પાક્યુંજ નહિ !

દિવાન:—તમારા ચોપડા દેખાડો ?

પ્રપંચ૦—ચોપડા નથી.

દિવાન:—તાલુકાની તિજોરી માટે ચોપડા નથી, એ તમે શું બોલો છો ?

પ્રપંચ૦—પણ સાહેબ, ચોપડા રાખવાની શાની જરૂર પડે.

દિવાન:—એમ કેમ ! વળી ચોપડા વગર તે ચાલે ?

પ્રપંચ૦—ઉપજ આવતી હોય, ત્યારે જમા ખરચ કરવાને ચોપડો જોઈએ. ઉપજ જ્યાં શૂન્ય આવતી હોય, ત્યાં ચોપડાનું નકામું ખરચ કરી સરકારને માથે શું કામ નકામો બોજો નાંખવો !

દિવાન:—વાજબી. પણ બીલકુલ ઉપજ ન થઈ, એ તો નવાઈની વાત. કદી ઉપજ ન થઈ, પણ ખરચ તો થવું જોઈએ; તેને માટે પણ શું હિસાબ ન જોઈએ ?

પ્રપંચ૦—આપ દરીઆફી તો કરી જુઓ, કે અમે એકેવાર સરકારથી ખરચ સારૂ રૂપીઆ મંગાવ્યા છે ? અમે જાણુતા હતા, કે જ્યારે તાલુકામાંથી કાંઈ ઉપજ આવવાની નથી, ત્યારે સરકાર ખરચ કરવા નાણું કયાંથી મંજુર કરશે. એમ વિચારી મેં મારી ગાંઠનાં નાણું નોકરચાકરને વહેંચ્યાં, એટલે સરકારી ચોપડા હોય, તો પણ તેમાં જમા ખરચ કેમ કરી શકાય ?

દિવાનઃ—ખરૂં. તમને નોકરી આપ્યા બાબતનો હુકમ મળ્યો હશે, તે કયાં છે ?

પ્રપંચ૦—હુકમ ખુદનો છે, તે ખુદ હાજર હોય, તોજ બતાવવા રાજી છું.

દિવાનઃ—( હજુરી પ્રત્યે ) હજુરી, જો મહારાજા પધારે છે.

[ રાજા પ્રવેશ કરે છે અને આસને બેસે છે, ]

દિવાનઃ—આ મહારાજ પધાર્યા; હવે તમારો હુકમ દેખાડો ?

પ્રપંચ૦—( મહારાજાને પગે લાગ્યા પછી ) ખુદાવંતને યાદ હશે કે મેં ગઈ સાલ આપની સવારી નીકળી, ત્યારે એક અરજી આપી હતી, ને મોંઢે પણ આજીજી કરી હતી.

રાજા૦—( મોંઢેનો ચાબખો રાજાના કાળજામાં સજ્જડ બેઠેલો હતો, તે યાદ આવવાથી ) હા, મને યાદ છે.

પ્રપંચ પારેખ૦—( ગજવામાંથી અસલ તુમાર કાઢીને ) જુઓ પૃથ્વીનાથ, આ આપના મુબારક હાથે થયેલું નિશાન છે, કે નહિ ?

રાજા—( અરજી લઈ જુએ છે. ) ( પ્રપંચ પારેખને ) હા, આ મારા હાથનુંજ નિશાન છે. પણ આ અરજી લેઈને આજે તમારે અહીં આવવાની શી જરૂર પડી ?

પ્રપંચ૦—ખાવિંદ, આપનો હુકમ મળ્યા પછી હું આખા રાજ્યમાં નિર્ભય પોલ ખોળવા લાગ્યો, તો તાલુકો મને પસંદ પડ્યો. પોલું દેખીને પેસી જવાનો ખુદનો હુકમ જ હતો, એટલે મેં ત્યાં જઈ વહીવટદારી હાથમાં લીધી, અને એક વરસ અમલ ચલાવ્યો.

રાજા—( દિવાનને )—આપણા હુકમનો એણે અમલ કર્યો, તેમાં તમને શી હરકત ?

દિવાન—એ સખ્સે વહીવટદારી એક વર્ષ ઉપરાંત કરી. તેમાં એક બદામ પણ સરકાર તિજોરીમાં ભરી નથી. કારણમાં એ કહે છે, કે તે ભાગમાં દુકાળ પડવાથી કાંઈ પાક્યું નહિ.

રાજા—કાંઈ પાકયું નહિ, ત્યારે સરકારને શામાંથી વસુલ મળે ?

પ્રપંચ૦—ઇશ્વર આપનું કલ્યાણ કરો. પ્રધાનને મેં રજેરજની સમજણ પાડી, તો પણ તે મારા ગરીબનું કામ ચુંથ્યા કરે છે. વસુલ કાંઈ ન આવ્યું, તેથી તાલુકાનું ખરચ મેં મારી ગાંઠનું કર્યું છે; માટે મારા પૈસા વસુલ થતા સુધી સરકારે મેહેરબાની કરીને મને એકાદ વરસની ત્યાં વધારે વહીવટદારી કરવા રજા આપવી જોઈએ ?

રાજા૦—પેસા વસુલ થતા સુધી તાલુકા મજકુરનો વહીવટ તેને કરવાની રજા આપવી જોઈએ. ( પ્રપંચ પારેખને ) નાણાં વસુલ થાય, કે એક દિવસ પણ તમારે વધારે રહેવું નહિ.

પ્રપંચ—બહુ સારૂં ગરીબનવાજ. ( મનમાં ) આપણે તો ધારતા હતા કે આજ સારી પેઠે મુંડાઇશું. પણ આતો ખરેખરાં ઘી-કેળાં થયાં. પોલ તો ઠેઠ લગીજ દેખાય છે ! આપણા રૂપીઆ વસુલ થયા, એમ આપણે શું કામ ઝટ કહીશું, કે આપણે આવી સારી જગા છોડવા વારો આવે. સરકાર પૂછશે, ત્યારે વળી કાંઈ પ્રપંચ લડાવીશું. ( મોટેથી ) વારૂ મહારાજ, મને હવે રજા હોય, તો હું

પાછો તાલુકે જઈ ગરીબ રૈયતનું કામ કાઢું !

રાજા—સુખેથી જાઓ, ( તેને પાસે બોલાવી કાનમાં ) તમે તે દિવસે કહેતા હતા કે બધે અંધેર ચાલે છે; પણ એવી ખૂમ કોઈ ઠેકાણેથી મારે કાને આવી નથી. તમારા તરફ કેવું ચાલે છે ?

પ્રપંચ૦—ખાસું દીવા જેવું મહારાજ, આપના પ્રતાપથી હું ગયો ત્યાં સૌ સાફ.

( "અંધેરી નગરીનો ગર્ધવસેન"માંથી સહજ ફેરફાર સાથે )

યોજક—હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

---

# (પર) જુલમી રાજા.

---

પાત્રો:—એનસ્ ( કુક્કુટપુરિનો રાજા ) તેના પ્રધાન, કારભારીઓ વગેરે. સ્થળ:—એનસ રાજાનો દરબાર.

એનસ્—પ્રધાનજી !

પ્રધાન—મહારાજ !

એનસ્—હમણાં ભંડારની શી હાલત છે ? રોકડ શીલક કેટલી થઈ છે ?

પ્રધાન—મહારાજ ! એક કરોડ ઉપર નાણું થયાં છે. હાલ તો બહુ સારી હાલત છે.

એનસ્—છટ્ ! છટ્ ! ! એક કરોડની જ સીલક ! તમે પ્રધાનવટું બરાબર કરેલું જણાતું નથી.

પ્રધાન—મહારાજ ! રૈયતને ચુસવામાં હવે કાંઈ કસર રાખી

નથી. ખાવાની સઘળી ચીજો ઉપર કર નાંખ્યા છે. એક દમડીના મી-ઠાથી તે પૈસાદાર લોકોને ખાવાના પકવાન ઉપર કર નાંખ્યા છે. રાચ-રચીલાપર, પહેરવાનાં લુગડાંપર, શાકપાનપર, ફૂલફળાદિપર કોઈ ચી-જપર હવે કર નાંખવો બાકી રહ્યો જણાતો નથી.

એનસ્—અરે! તમને પ્રધાનની જગા આપી, તે આટલા માટે કે? તમારી બુદ્ધિનો ઉપયોગ કેમ કરતા નથી? વિચાર કરો, બુદ્ધિ ચલાવો, અને બીજી કર નાંખવાની વસ્તુઓ ખોળી કહાડો. નાણાંનો ભંડાર આમ તળીઆ ઝાટક રહે તે કેમ સહન થાય?

પ્રધાન—મહારાજ! હવે તે બુદ્ધિ કેટલી દોડાવીએ? ખાવાની બધી વસ્તુપર કર નાંખ્યો, ગાંજો, તમાકુ, અફીણ સઉ ઉપર કર નાંખ્યો, બાજરૂ જવાનો કર, લુગડાં ધોવાનો કર, છાણમાટીપર કર, હવે તો કાંઈ સૂઝતું નથી.

એનસ્:—ત્યારે તમને પ્રધાનની જગાપરથી રજા આપવી પડશે. પૈસો મેળવવાની કાંઈ અકકલ સૂઝતી નથી, ત્યારે તમારા જેવા ભો-થડને તે હું પ્રધાનની જગાપર રાખી નકામા બે હજારના પગારપર શીદ પૂળો મૂકું? આટલા મહિના તમને જગા આપી ત્યારે માંડ એક કરોડ રૂપૈડી કરી. એને તે શું મધ મૂકીને ચાટે!

પ્રધાન:—મહારાજ! આપ મારી કસુર કહાડો છો, પણ અ-કકલ દોડાવવામાં હું કસર રાખતો નથી. રૈયતમાં ચોર ચોરી ન કરે તે માટે ચોકીદારો રાખ્યા છે, તેમની પાસે રાતે રૈયતનાંજ ઘરોમાં ચોરી કરાવીએ છીએ, રસ્તામાં મુસાફરોને આપણાંજ માણસો પાસે લુંટાવીએ છીએ, ન્યાય આપવામાં પણ બંને બાજુનાં નાણાં કઢાવીએ છીએ, કોઈ મરે છે તો એ લાગો લઈએ છીએ, જનમે છે તો એ લઈએ છીએ, પરણે, રાંડે, કરીયાવર કરે, કાંઈ પણ કરે તેમાં

આપણું લાકડું હોય જ છે. હવે તો વળી આપ કોઈ જુક્તિ સુઝાડો તો વળી તે પ્રમાણે કરૂં.

એનસૂ—એમ ઘડી ઘડી હું બુદ્ધિ સુઝાડીશ ત્યારે તમે શું પાડા મુંડશો ? ચાલો, કાંઈ ફીકર નહિ, આ વખત એક બે જુક્તિઓ કહું છું. પણ યાદ રાખો, રોજ રોજ એમ નહિ ચાલે. વારૂ, તમે પાણી ઉપર કર નાંખ્યો છે ?

પ્રધાન—ના મહારાજ ! પાણી જેવી બધાના જીવતરના આ-ધાર જેવી વસ્તુપર કર નંખાય બાપજી ?

એનસૂ—ના કેમ નંખાય ? કોઈને ઘર રહેવા આપીએ છીએ તો ભાડું લઈએ છીએ કે નહિ ? તેમ વરસાદના પાણીને આપણી જમીનપર, આપણાં તળાવોમાં, આપણી નદીઓમાં રહેવા દઈએ છીએ તેનું ભાડું નહિ ? અરે ! આ કેવી બેઉધી વાત કરો છો ? સર-કારી જમીન શું મફતની આવે છે ? આ શું ? આ શું ? આ તો રાજ ડુબાવવાનીજ વાત !

એક કારભારી—સાચી વાત છે, બાપજી ! ખરૂં કહો છો.

બીજો—કાનની બુટ ઝાલીને કબુલ કરવા જેવી વાત બા-પુએ કહી

ત્રીજો—અહા ! બાપુએ શી બુદ્ધિ દોડાવી છે !

ચોથો—ખરી વાતજ છે તો પરધાનજી ! કંઈ પાણીને મફત ધરતીપર રહેવા દેવાય ?

પ્રધાન—અન્નદાતા ! પાણી ઉપર કર નાંખતાં લોકોમાં હાહાકાર વર્તાઈ જશે, અને તોફાન જાગશે ?

એનસૂ—તોફાન જાગશે ? શું બ્હીકણુ બિલાડી જેવી વાતો કરો છો ? મહેલ્લે મહેલ્લે લશ્કરી સિપાઈઓ મૂકી દો, અને સામો થાય તેને તોપને ગોળે ઉડાવી દો.

એક કારભારી—પરધાનજી! બાપુ હાચું કહે છે. કંઈ રૈયતથીએ રાજાના હામુંએ થવાય કે?

એનસૂ—ગમે તેમ કરીને ભંડારમાં બે કરોડ રૂપૈયા કરો અને પાણીના કરથી એટલા રૂપૈયા ન થાય તો હવાનો કર નાંખો. આપણા રાજની હવા કંઈ મફત આવતી નથી.

પ્રધાન—( સ્વગત ) પૈસાના લોભમાં આ રાજાની બુદ્ધિ છેક જ બગડી છે. પણ જો હવે આપણે હવે ઝાઝી તીન પાંચ કરીશું તો જગા ખોઈશું, અને વખતે કેદમાં મોકલશે તો બાઈડીછોકરાં રઝળશે. આપણે તો વર મરો કે કન્યા મરો પણ ગોરનું તરભાણું ભરો. સઉ સઉને પાપે લેવાશે.

( પ્રકટ ) મહારાજ! આપના હુકમ પ્રમાણે કાલથી કરીશ.

જહાં ગુણિયલ ન ભૂપતિ, બને આવા બનાવ;
દેશ સુધારાની તહાં, તો આશા શી રખાય.

( મહાકાલ, સતી સુવર્ણા નાટકના લેખ ઉપરથી. )

# (૫૩) ચોરી વિષે.

( મનુ નામનો છોકરો રોતો ઉભો રહે છે. )

રતિલાલ—ભાઈ મનુ, તું કેમ રડે છે?

મનુ—મને ભાનુએ માર્યો તેથી.

રતિલાલ—શા માટે માર્યો? ભાનુ કોઈની સાથે લડતો નથી, તેમ કોઈને મારતો નથી; તે સારો છોકરો છે; પણ તેં એને કાંઈ કર્યું હશે.

મનુ—ના, મેં તો કાંઈ કર્યું નથી. ફક્ત એનો કાચનો લખોટો લીધો હતો.

જગન્નાથ—તેં એને પૂછીને લીધો હતો ?

મનુ—ના મેં એને પૂછ્યું ન હતું, પૂછવાનું શું કામ ? તે ગોળ-મટોળ અને ચળકતો હતો અને તેમાં તરેહ તરેહ રંગના ચટાપટા હતા. તે મને ઘણો ગમ્યો; તેથી એને ત્યાં હું ગયો, ત્યારે છાનોમાનો લઈ આવ્યો. એમાં મેં એનું શું બગાડ્યું ?

બદ્રુદ્દીન—વારૂ, એણે તારી પાસે પોતાનો લખોટો જોયો, ત્યારે પાછો માગ્યો હતો ?

મનુ—હા. પણ મને એ ઘણો રૂપાળો લાગ્યો, તેથી મેં આપ્યો નહિ. ત્યારે એણે છીનવી લીધો અને મને ચોર ચોર કહીને માર્યો.

માણેકચંદ—તેણે તને માર્યો ન હોત તો ઠીક; પણ તેં ઘણું ખોટું કામ કર્યું હતું. હું એવું કામ ન કરું એટલુંજ નહિ, પણ કોઈ કહે તો એ ન કરું.

મનુ—શી રીતે મેં ખોટું કામ કર્યું ? મને ગમ્યો, અને મેં લીધો; એમાં ખોટું શું ?

પોપટ—જો, હું તારી આ ચોપડી અને ટોપી, તને પૂછ્યા વિના લઉં, તો તે તને ઠીક લાગશે કે ?

મનુ—ના, એ તો મારાં છે. તારાથી કેમ લેવાય ?

મોહનલાલ—ત્યારે તારાથી ભાનુનો લખોટો કેમ લેવાય ? જો તારૂં કોઈનાથી ન લેવાય તો બીજાનું તારાથી શી રીતે લેવાય ?

મનુ—હા......હવે હું સમજ્યો. મેં પૂછ્યા વિના એનો લખોટો લીધો માટે માર ખાધો.

રતિલાલ—ભાઈ, એનુંજ નામ ચોરી કહેવાય.

મનુ—એમ કે? હવે, મને એક વખત માજીએ કહ્યું હતું તે યાદ આવ્યું,—કે ચોરી કરીએ તો ચોર કહેવાઈએ, લોક ભરોસો ન કરે, અને રાજા સજા કરે. તે શીખામણ હવે હું કદી ભૂલીશ નહિ.

રતિલાલ—બરાબર છે. વળી મહેતાજી સાહેબે આપણને ચોરી ન કરવા વિષે એક કવિતા શીખવી છે. તે તને યાદ છે?

મનુ—હા.

રતિલાલ—ચાલો ત્યારે આપણે સૌ ભાઈઓ તે કવિતા ગાઈએ.

( બીજી ચોપડીમાંથી સંવાદરૂપે ).

# ચોરી નહિ કરવા વિષે.

વસ્તુ પારકી પૂછ્યા વણ લઈએ નહિ રે;
લઈએ કદી તો ચોરી કેરું કામ ગણાય;
ચોરી અતિ દુઃખદાયક મોટું પાપ ગણાય છે રે.
સાખી—જે જન ચોરી જઈ કરે, સમજી તેમાં સુખ,
પાછળથી પકડાઈ જતાં, પામે પૂરું દુઃખ.
પોલીસ પકડી જાતાં પૂરી ફજેતી થાય છે રે;
આખર કેદી થઈ, ગુમાવે મુખનું નૂર;
ચોરી અતિ દુઃખદાયક મોટું પાપ ગણાય છેરે.
સાખી—એક વખત ચોરી કરી રાજ્ય થકી દંડાય,
જિંદગીભર શકદાર થઈ, ચોર નામ મંડાય.
બન્ધુ જગમાં જન વિશ્વાસ કદી કરતાં નથી રે;
માટે ચેતીને રહેવું ચોરીથી દૂર;
ચોરી અતિ દુઃખદાયક મોટું પાપ ગણાય છેરે.
( હે. ના. )

# (૫૪) જાલંધર અને ગોપીચંદ.

જાલંધર—વાવના પગથીઆપર શી ભાંજઘડમાં પડયો છે?

ગોપીચંદ—એક આશ્ચર્ય છે, મહારાજ!

જાલંધર—અનંત કાળના યોગી! તને આશ્ચર્ય હજુ શાનું છે! સમુદ્રને પી જનાર અગસ્ત્યને સમુદ્રમાં હજુ શાનું આશ્ચર્ય રહ્યું છે?

ગોપીચંદ—ગુરુદેવ, અગણિત કાળથી ન અનુભવેલું તેવું કાંઈક અહીં છે. અંચળામાં આજે જળ બંધાતું નથી. વસ્ત્રમાં પાણી ભરવા મથતા ઘેલાને લોકો હસતાં ચાલ્યાં જાય છે.

જાલંધર—અને તું ખિન્ન પણ થઈ ગએલો દેખાય છે!

ગોપીચંદ—મહારાજ, વસ્ત્રમાંથી જેમ જળ વહી જાય છે, તેમ મ્હારા આત્મમાંથી યોગબળ પણ વહી જતું જણાય છે. મને ખેદ પણ થાય છે.

જાલંધર—મિત્ર, જમાત આજે અહીંજ રહી જશે. આજે આ વાવ પાસેની કદંબકુંજમાં ડેરી જશું. તારો ખેદ દૂર કરીશું અને અલખ અહીંજ જગાવીશું.

ગોપીચંદ—કૃપા! ગુરુદેવ!

જાલંધર—ત્યારે તું અહીં આવ. જરા સમાધિસ્થ થા, અને આરામ લે.

ગોપીચંદ—ગુરુદેવ, સમાધિ આજે આવશે નહિ. તે આનંદનાદ લોપ થઈ ગયો છે. યોગબળમાં આપની કૃપા સિવાય મ્હારી પાસે બીજું કાંઈજ નથી.

જાલંધર—એટલું બધું શું છે? ગોપીચંદ? અહીં આવ, બેટા!

( ગોપીચંદ જાલંધર પાસે જઈ બેસે છે. ) તારાં અંગેઅંગમાં કરુણાની ઉષ્મા વ્યાપી ગઈ છે, નેત્ર આર્દ્રતાથી ગળી પડે છે, મ્હોં લેવાઈ ગયું છે, તાત–તને શું થયું છે ? તું કોઈ મિત્રને મળ્યો ? અનંત કાળના યોગી, તારો કયો મિત્ર આ વીતેલા અગણિત કાળમાં કાળને હજુ રમાડી રહ્યો છે ? તારૂં કયું સંબંધી તને ફરી રાજ્ય ભોગવવા હજુ બોલાવી રહ્યું છે ?

ગોપીચંદ—એ કોઈ મિત્ર નહિ—મહારાજ પણ વેરી મને સાદ કરે છે. હજુ યોગથી તે મને ખેંચી જવા માગે છે. હું તેને દૂર કરવા મથું છું પણ તે ખસતો નથી.

જાલંધર—તું અનંતતા મેળવી શકયો તેમ તે પણ કોઈ અનંતતા મેળવી શકેલ મહાત્મા છે. બેટા, એમાં સામ્ય છે તો તિરસ્કારી કાઢે છે કેમ ? જે હોય તેને ઉપાડી લે અને હૃદયથી ભેળવી લે. હજુ સુધી ટકી રહેલ એવું એ–તારૂં મિત્ર હોય કે સંબંધી હોય કે. એક ભાવના માત્ર હોય–જે હોય તેને તારા આત્મામાં સમાવી દે. એ તને હાનિ કરી શકશે નહિ. જે બહુ ટકે છે તે બહુ સારૂં હોય છે.

ગોપીચંદ—એ તો જડમૂળથી કાપી બાળી નાખવા જેવી વાંચ્છના, કૃપાલુ; બહુ ટકી, માટે વ્હેલી કાઢી નાખવા જેવી અને તે પણ આપના નિત્યના બોધથીજ.

જાલંધર—કાંઈ ફિકર નહિ–બેટા, તે વાંચ્છના હોય તો તેને પણ જરા વાર તો હૃદયથી ચાંપી લે. તારા જેવાને કાંઈજ ડર નથી. વાંચ્છનાને પણ ન્યાય આપવો. સર્વને ન્યાય આપવો. જે બહુ ટકી રહે છે તે બહુ ઉપયોગી હોય છે.

ગોપીચંદ—પણ કૃપાલુ ! એ વાંચ્છના થોર જેવી અમર છે અને તેની ખાક કરવામાં આવે નહિ ત્યાં સુધી તે વગર વર્ષાદે અને

ખારામાં પણ વધતી જાય તેવી છે, અને તો આજ લાગે છે કે પુરાઈ પણ અમર છે.

જાલંધર—નહિ, નહિ, બેટા. જે ઉપયોગી છે તેજ કાળના મહાન ઘસારામાં ટકી શકે છે. પુરાઈ તો ક્ષણે ક્ષણે મૃત્યુને વશ જ છે. તું તારી ભાવનાને પુરી કહી ઠગા નહિ.

ગોપીચંદ—મહારાજ, આજે નિત્યથી કાંઇ ઉલટુંજ કહેત હોય એમ મને અજ્ઞાનીને ભાસે છે.

જાલંધર—હા, મને એમજ લાગશે. જે કહેવાની જરૂર ન હતી તે મેં કહ્યું ન હતું. પણ આજે છેવટ કહેવાનું તે કહી લેવાનું પ્રાપ્ત થાય છે, તને દુઃખ દે છે તે ભોગ ભોગવી લે. કહેવાનું તો એટલુંજ કે તું નિરંતરના સુખમાં આવ.

ગોપીચંદ—કૃપાલુ, આપ આજ્ઞા કરો છો તે હવેથી મ્હારાથી શી રીતે બની શકશે ? યોગમાં આવી ભોગમાં પડવાનું હવે કેમ બનશે ?

જાલંધર—જે અત્યાર સુધી રહ્યું તેજ સર્વ બતાવી દેશે. યોગને અને ભોગને હવે સરખાં જોતાં શીખ; બાપુ, અને તું છેક્જ ગળી ગયો છું તેને માટે બીજું શું રહ્યું ? યોગપર તારી પ્રીતિને માટે ધન્ય છે. પણ તારી આંખમાંથી અશ્રુ નીચે નથી પડતાં તે સિવાય બીજું બધુંજ થઈ ગયું છે, તું દૃઢ છે તો ભોગમાં પણ દૃઢ રહેજે.

ગોપીચંદ—ગુરુદેવ, યોગને અને ભોગને સરખા કેમ ગણું ? અનંત કાળની શાન્તિ હવે અત્યારે કેમ ખોઈ નાંખું ?

જાલંધર—અનંત કાળની શાન્તિ–બેટા, ખોવાતી નથી. ખોવાય છે તો મળી ન હતી. અખંડિત શાન્તિ શું ? તેનું દર્શન તો હવે થશે અને તે ભોગમાંથીજ; તને હાલ યોગમાંથી તો કદિ નહિ.

ગોપીચંદ—આટલા કાળની અસંગતાથી ન બની [illegible] તે

હવે સંગમાં પડતાં ક્યાંથી મળી આવશે મહારાજ ?

જાલંધર—બેટા, તું હજી સુધી ન સમજ્યો કે શાન્તિ, સંગ કે અસંગ, ભોગ કે યોગ-એવા કોઈ પદાર્થમાં નથી; પણ શાન્તિ વિવેકમાં છે.

ગોપીચંદ—સત્ય ! ગુરુદેવ !

જાલંધર—અને વિવેકથી ભોગ ભોગવાય તો યોગની અપેક્ષા નથી. વિવેકના પ્રકાશમાં ભોગ પણ યોગ જ છે.

ગોપીચંદ—સત્ય ! ગુરુદેવ; પરંતુ ભોગમાં વિવેક મલિન થાય છે માટે જ લોકો યોગને નિર્મળ અને પૂજ્ય ગણે છે, નિર્ભય ગણેછે.

જાલંધર—પણ-ભાઈ, ભોગ કરતાં યોગ ઓછા ભયવાળો નથી. દૂધ બગડે છે ત્યારે વિષ બને છે, યોગ તુટી પડે છે ત્યારે બહુ દુઃખ થાય છે. પક્વ થયા પહેલાં ફલને તોડી લેતાં તે કરમાઈ જાય પણ ખટાશ છોડતું નથી.

ગોપીચંદ—સત્ય! ગુરુદેવ.

જાલંધર—જરા વિચાર કર. તારી માતા મેનાવતીનાં અશ્રુમાં તું નાહીને અહીં આવ્યો તે સમય યાદ કર. પછી તે બળાત્કાર કેટલો વિષમ છે, તે તારી અત્યારની સ્થિતિ જોઈ લે. અનંત કાળમાં એક વખત પાછો ફરી આવ. રાજ્ય અને વૈભવ તારી પ્રકૃતિ હતી. વિરાગ મેનાવતીએ અપાવ્યો. પ્રભુએ આપ્યું હતું તેવું મેનાવતી ક્યાંથી અપાવી શકે ?

ગોપીચંદ—સત્ય ! ગુરુદેવ.

જાલંધર—મેં મેનાવતીને કહ્યું હતું કે "ઉતાવળની જરૂર નથી, ગોપીચંદ અમર નથી પણ ગોપીચંદનો આત્મા અમર છે." પણ તે પુત્રનાં લાવણ્યમય શરીરને અમરત્વ ઇચ્છતી હતી.

ગોપીચંદ—અને તે ઇચ્છતી હતી તે આપની કૃપાથી પ્રાપ્ત કરી શકી.

જાલંધર—ખરૂં, તે ઇચ્છતી હતી તે તો બન્યું, પણ હું ઇચ્છતો હતો તે નહિ.

ગોપીચંદ—આપ શું ઇચ્છતા હતા? અમરત્વથી પણ વિશેષ હિત એ કયું?

જાલંધર—હું ઇચ્છતો હતો તે "શાન્તિઃ" અને તને માર્ગમાં સર્પની પેઠે આરામ મળે એ પણ ન ઇચ્છવા જેવું ન હતું. વિસામા લેતાં ચાલવું સારૂં છે. તારી પ્રકૃતિમાં ચાલતાં તને આરામ મળત અને ધીરે ધીરે આ પણ મળી રહેત. અમરત્વ અને શાન્તિ સાથે મળવાં જોઈએ.

ગોપીચંદ—પણ ગુરુદેવ! આપે આપેલું પાત્ર હું ક્યાં પી શક્યો હોત?

જાલંધર—તને ખરી જરૂર હોત ત્યારે જાલંધર મળી રહેત, વિશ્વ જાલંધર જેવા અણુથી ભરેલું પડ્યું છે. તારી પ્રકૃતિજ તેને શોધી લેત. જાલંધર પણ એક કાળે માતાને ધાવતો હતો અને બાલક પેઠે રડતો હતો. આટલો વૃદ્ધ જ્યાં પોષણ મળે ત્યાંથી લેતો લેતો જ થયો છે. પ્રભુએ પોષણમાં કોઈ સ્થાને વિષ નથી નાખ્યું તેથી જ તે આવડો થયો છે. તારી પ્રકૃતિને જ્યાં પોષણ મળે ત્યાં તું જા, મને મળે છે ત્યાં હું રહીશ. કામધેનુ સર્વ સ્થાને વર્ષી રહી છે. જે જેવું દોહે છે તેને તેવું તે દઈ રહી છે.

ગોપીચંદ—પણ ગુરુદેવ! ભગવાં વસ્ત્રમાં ટેવાઈ ગયેલાને રાજ્યનાં સોનેરી વસ્ત્રાભૂષણ હવે ખુંચશે નહિ?

જાલંધર—હાલ તો નહિજ ખુંચે. ખુંચે ત્યારે ફેંકી દેજે. ઇચ્છા

છે તો તેને પણ ધારણ કરી લે. ઇચ્છા છે તો આ ઝોળી પણ દૂર નથી; જ્યારે ઇચ્છા થશે ત્યારે મળી જશે. બેટા, ખુશીથી એક ફેરો જઈ આવ. મેનાવતી અત્યાર સુધી હોત તો તે પણ તને એમજ કહેત.

ગોપીચંદ—પણ મહારાજ! કદાચ અમરત્વ અને શાન્તિ બંને જાય તેવો ભય લાગે છે.

જાલંધર—યોગી! રાજા! વેપારી થા નહિ. ભોગ કરતાં ભય વધારે હાનિ કરે છે. પ્રકૃતિમાં એક રસ ન બને ત્યાં સુધી અમરત્વ શા ખપનું? છતાં અમર પ્યાલો ચાખ્યા પછી તું મરણશીલ ભાવોમાં કેટલું જીવી શકશે? જેમ અત્યારે તારે ગોગથી જવું પડે છે તેમજ કોઇ કાળે તારે યોગમાં પાછું આવવું પડશે.

ગોપીચંદ—ગુરુદેવ! આપ જેને હિત કહેશો તે આનંદથી કરીશ. પરંતુ પેલી વીતેલી વમળમાં પડી, આપનાં દર્શન ક્યારે મેળવીશ તે સુઝતું નથી.

જાલંધર—અને એવો ભય પણ શામાટે? વમળ તું અહીં પણ શું નથી દેખતો? નિર્ભય ન થવાય ત્યાં સુધી—યોગી—ભયમાં રહે પણ ભયને નિર્ભયતા કહી છેતરાવું ઠીક નથી. વિવેકથી પ્રકૃતિને વશ થવામાં ભય નથી. ભય પ્રકૃતિનું ખૂન કરવામાં છે. તને રાજ્યમાં ભય નહિ લાગે.

ગોપીચંદ—ગુરુદેવ બીજો કોઈ માર્ગ નથી?

જાલંધર—પહેલોજ માર્ગ સારો મળે તો બીજાની પૃચ્છા શા માટે કરવી? અને બીજો માર્ગ નથીજ. તને તે એકની એક વાત ક્ષણે ક્ષણે ખુંચ્યાં કરશે. તને એ ઝંપવા દેશે નહિ. યોગી, અનંતતામાં આવ્યા પછી હજાર હજાર વર્ષે પણ એક ખટક થાય તે દુનિયામાં તો ક્ષણે ક્ષણે થયાની બરાબર છે.

ગોપીચંદ—ગુરુદેવ ! જ્યાં જ્યાં દૃષ્ટિ ઉઘાડીશ ત્યાં, જોઈશ. પડું તો ઉદ્ધારવા તત્પર રહેજો.

જાલંધર—નહિ, બેટા, પડીશ નહિ. જે તને ખેંચી શકે છે તેને તારા જેવું જ માની તે ભોજ્યની સાથે ખેલ કર. તેના પગમાં માથું અને હૃદય ધર, અને તારા આત્માને તું પોતે સાચવજે કે તારા ગુરુને સોંપતો જજે. પછી તું નિર્ભય રહી ભોગ ભોગવજે.

ગોપીચંદ—સત્ય, ગુરુદેવ ! મને ભાન આવ્યું. આપની આજ્ઞા પ્રમાણે કરીશ અને દૃઢ રહીશ. પણ મહારાજ ! કાળચક્રમાં દબાઈ ગયું તે હવે કેમ ઉભું થશે ? એ વ્હાલાં માનવીઓ ગયાં અને તેની નિશાનીઓ પણ ગઈ. રહી છે માત્ર આ એક ખળભળી ગયેલી વાવ અને તે કાળે ધર્મપત્ની હતી તેની આ એક રસમય મૂર્તિ, જે હજુ કાંઈ સ્પષ્ટ દેખાઈ શકે તેવી રહી છે તેજ.

જાલંધર—અને બેટા, સૌથી પ્રબલ આ તારી ભાવના હજુ હતી તેવીને તેવીજ રહી છે. અન્ય સર્વને જીવનમય એ બનાવી શકશે. પ્રભુને સાથે રાખજે. મિત્ર વ્હેલો જા, અને વ્હેલો આવજે.

ગોપીચંદ—( માથું ઝુકાવીને અશ્રુ સહિત ) આજ્ઞા—કૃપાળુ.

જાલંધર—દૃઢ થા. ( માથાપર હાથ ફેરવીને ) આંખો મીંચ. આંખ ઉઘાડીને તારી ભાવનાને તું જોજે. એજ માતા, એજ પત્ની, એજ વૈભવ હયાત છે. તૃપ્ત થજે. પછી એક પ્રભાતે સુઈ ને ઉઠતો હશે ત્યારે આવ્યું ભાસ્યું હતું તે ગયું ભાસશે; અને એજ જાલંધર અને તેજ ઝોળી ખાકના બીછાના પાસે તૈયાર ખડાં હશે.

( લેખક—સંસ્થાન 'લાઠી' ના સ્વર્ગસ્થ ઠાકોર શ્રી સુરસિંહજી તખ્તસિંહજી ગોહિલ ઉપનામ—કલાપી.)

# (૫૫) પોરસ અને સિકંદર.

નોંધઃ—ઇ. સ. પૂર્વે ૩૨૭ માં મેસીડનના રાજા એલેકઝાન્ડર અથવા સિકંદરે પંજાબના રાજા પોરસ પર ચઢાઈ કરી હતી. સિકંદરને દેશો જીતવાની મહાન આકાંક્ષા હતી અને તેની વીરતા તેમજ યુદ્ધ કુશળતાને લીધે તેણે દુનિયાના અનેક દેશો જીતી લીધા હતા. આ યુદ્ધમાં પણ તેણે વિજય મેળવ્યો અને પોરસને તાબે થવું પડયું. શરણે આવતી વખતની પોરસ અને સિકંદર વચ્ચે થયેલી વાતચીત અને તેવું પરિણામ આ સંવાદમાં આલેખવામાં આવ્યું છે.

પાત્રોઃ—સિકંદર—મેસીડનનો પ્રતાપી રાજા.

પોરસ—પંજાબનો રાજા.

તે સિવાય સિકંદરના અધિકારીઓ.

સ્થળ—સિકંદરની છાવણી. સમય—સન્ધ્યા.

( સિકંદર પોતાના જરીના તંબુમાં એક ઉંચા આસનપર બેઠો છે. તેની આસપાસ તેના અધિકારીઓ બેઠેલા છે. તેવામાં સિકંદરના સિપાઈઓથી ઘેરાયેલો પોરસ બે હાથમાં તરવાર આડી ધરી રાખી દાખલ થાય છે. )

પોરસઃ—મહા પ્રતાપી નૃપતિ ! પંજાબ નરેશ પોરસ તમારે શરણે થતાં આ તરવાર તમારે ચરણે ધરે છે, અને આશા રાખે છે કે આપ સરખા વીર અને ન્યાયીને હાથે મારી પ્રજાને લેશમાત્ર અન્યાય નહિ મળે.

તરવાર આસનના પ્રથમ પગથીઆ પાસે મૂકી દઈ નમે છે. )

સિકંદરઃ—નચિંત રહો રાજા પોરસ ! પ્રજાને ઉપદ્રવ કરવાનો મારો હેતુ કદી હોતો નથી. મેસીડનનો શહેનશાહ હૃદય વગરનો

નથી. હજારો અને લાખો મનુષ્યનાં રક્ત તે પ્રજાને દુઃખી કરવા નહિ, પણ સુખી કરવા રેડે છે. નરેશ ! પોતાની પ્રજા માટેની તમારી ચિન્તા ખરેખર પ્રશંસનીય છે.

પોરસ:—રાજરાજેન્દ્ર ! પંજાબના રાજા પોરસની આપને એક બીજી વિનંતી છે. યુદ્ધ દરમ્યાન મારા સૈન્યમાંના જે જે મનુષ્યો કેદ થઈ પડેલા છે તેમને મુક્ત કરશો એવી આશા છે.

સિકંદર:—રાજ ! આપનું કહેવું મારે માન્ય છે. આપે ન કહ્યું હોત તોપણ હું મારો તે ધર્મ બરાબર બજાવવામાં પાછો હઠત નહિ. સેનાપતિ ! તમે જાઓ અને પોરસરાજના સર્વ કેદીઓ તત્કાળ મુક્ત થાય એવો બંદોબસ્ત કરો.

[ સેનાપતિ જાય છે. ]

પોરસઃ—ધન્ય વીર વિજેતા ? ધન્ય. ઉદાર હૃદય તે આનું નામ. તમારી આ અતુલ કૃપા માટે સદાકાળ હું તમારો આભારી રહીશ.

સિકંદરઃ—આપના હૃદયની બીજી કઈ આશા હું પૂર્ણ કરું ?

પોરસઃ—વીરરત્ન ! મારા હૃદયમાં હજુ પણ એક આશા ખટકી રહી છે, તે આપ પૂર્ણ કરશો તો કૃપા થશે.

સિકંદરઃ—શી આજ્ઞા નૃપતિ ?

પોરસઃ—એજ કે મારી પ્રજાપર મેં કરનું જે પ્રમાણ રાખેલું છે તેમાં આપ લેશ પણ વધારો ન કરો એજ મારા હૃદયની આશા છે. આ મારી આપની પાસે છેલ્લી યાચના છે. નૃપેન્દ્ર !

સિકંદર:—( હસીને ) પોરસરાજ ! સિકંદર જેટલો યુદ્ધને ચહાનાર છે તેટલો પૈસાને ચહાનાર નથી, નાખેલા કરમાં હું સહેજ માત્ર વધારો નહિ કરું, એટલુંજ નહિ પણ સમય આવતાં તેમાં ઘટાડો કરવા યત્ન કરીશ.

પોરસ:—કુશળ રહો રાજરાજેન્દ્ર ! સર્વદા કુશળ રહો. આપનું ઉદાર હૃદય દિન દિન અધિક ઉદાર થાઓ એજ મારા હૃદયની ઇચ્છા છે.

સિકંદર:—પણ પોરસરાજ ! જે વાત મારે તમને કહેવાની છે તે તો રહી જાય છે. મેં અનેક દેશો જીત્યા છે, પૃથ્વીની સર્વ દિશાઓ તરફ મારાં સૈન્યે કુચ કરી છે, અને સર્વ ખંડોમાં મારા લડવૈયાઓએ પોતાની બહાદુરી, તરવારો ચમકાવી બતાવી છે. આ સિકંદરે અને તેના સૈન્યે અનેક જાતિની યુદ્ધશક્તિની પિછાન કરી છે, અનેક પ્રજાઓ સામે ટક્કરો ઝીલી મારા યોદ્ધાઓએ તેમને હાર ખવડાવી છે, પણ પંજાબનરેશ ! તમારા દેશ જેવો બીજો કોઈ દેશ, તમારી ભૂમિ જેવી બીજી કોઈ ભૂમિ, અને તમારી જાતિ જેવી યુદ્ધ-નિપુણ અને સભ્ય અન્ય કોઈ પ્રજાઓ દીઠી નથી. હું મહાઆનંદિત થયો છું. રાજ ! કે મારાં પગલાં આવી ભૂમિમાં થયાં. ભારતવર્ષની કીર્તિ અનેક વર્ષો થયાં મારા કાને અથડાયા કરતી હતી, પણ આજ પ્રત્યક્ષ અનુભવથી મારી ખાત્રી થઈ કે મેં જે સાંભળ્યું હતું તેમાં વધારે પડતું કાંઇજ નહોતું.

પોરસ:—મહા વિજેતા ! મેં પણ અનેક કાળથી આપની યુદ્ધ-નિપુણતાની કીર્તિ સાંભળી હતી, પણ આપનું હૃદય આવું ઉદાર, અને આવું ઉચ્ચ હશે તેનો અનુભવ મને આજેજ થયો.

સિકંદર:—નૃપતિ ! આજ સવારે જ્યારે યુદ્ધ થતું હતું ત્યારે મેં જોયું કે તમારા યોદ્ધાઓ મારા લશ્કરમાંથી જે શસ્ત્ર વિનાના થઈ જતા તેમના પર કદી પ્રહાર કરતા નહિ, પણ તેમને પોતાનામાંથી એક શસ્ત્ર પૂરું પાડી પછી જ તેની સામે લડતા. રાજ ! આવી સભ્યતા, આવું વીરલક્ષણ અને આવું ઉચ્ચ હૃદય મેં ક્યાંય જોયું નથી. મને નવાઈ લાગે છે કે આવી મહાન પ્રજાને મારા જેવાના અધિકાર નીચે આવવાનું પ્રભુએ શા માટે નિર્માણ કીધું હશે ?

પોરસઃ—નરેન્દ્ર ! ભાવિ મિથ્યા થતું નથી. ઈશ્વરે મારી પ્રજાના ભાગ્યમાં જે શાસનકર્તા નિર્માણ કીધો હશે તે તેને મળશે.

સિકંદરઃ—અને રાજ ! આપના દેશમાં પ્રાણીઓ પણ આવાં સ્વામીભક્ત હશે તે મને સ્વપ્નામાં પણ નહોતું. આપના હાથીએ આ યુદ્ધમાં જે જે પરાક્રમ કીધું છે તેમજ તમારી જે રક્ષા કીધી છે તે સાંભળી હું અજબ જ થઈ ગયો હતો, પણ વિચાર કરતાં મને જણાયું કે તેમ થાય તેમાં નવાઈ જેવું નથી. જે દેશની પ્રજા આવી સભ્ય તેનાં પ્રાણીઓ પણ આવાં કેમ ન હોય ?

પોરસઃ—આપનું નિષ્પક્ષપાત હૃદય સર્વને યોગ્ય જ સમજે તેમાં નવાઈ નથી.

સિકંદરઃ—પોરસરાજ ! મેં આપની બે ત્રણ ઇચ્છાઓ પૂર્ણ કીધી હવે આપ મારા હૃદયની એક ઇચ્છા પૂરી ન કરો ?

પોરસઃ—આવો પ્રશ્ન શાને પૂછો છો વીર વિજેતા ? મારા પ્રાણ સુદ્ધાં તમારી આજ્ઞાને આધીન છે. વળી હું તો આપનો કેદી છું. આપ મને ગમે તે કરી શકો એમ છો.

સિકંદર—ના નરેશ ! ના, આપને એક કેદી તરીકે હું ગણતો નથી, અને કદાપિ ગણીશ નહિ. વીરજ વીરને જાણી શકે છે. યુદ્ધ દરમ્યાન તમારી વીરતા મારાથી છાની રહી નથી. કહો મારી ઇચ્છા પૂરી કરશો.

પોરસઃ—કરીશ. ગમે તે હશે તો યે કરીશ.

સિકંદરઃ—મારા એક પ્રશ્નનો ઉત્તર આપશો ?

પોરસઃ—મારા જાણવામાં હશે તો જરૂર આપીશ.

સિકંદરઃ—ત્યારે કહો પંજાબ નરેશ ! આપને હવે હું કેવી રીતે રાખું ? ક્યા દરજ્જામાં રાખું ?

પોરસઃ—રાજેન્દ્ર ! હું આપના અધિકારમાં છું, એટલે આપ પણ મને ગમે તે રીતે રાખી શકો એમ છો; પણ જ્યારે આપ મને પૂછો છો–મારા હૃદયની ઇચ્છા જાણવાને ઉત્સુક છો–ત્યારે [illegible] હું

છું કે હું પ્રજાને પાળનાર રાજા હતો. ભારતવર્ષનો હાલ સર્વથી શ્રેષ્ઠ ગણાતો ભાગ પંજાબ મારા અધિકારમાં હતો, મેં નામના રાજા નહિ, પણ " ખરા—સાચા રાજા " થવા મારાથી બનતું કર્યું હતું. પ્રજાના સુખને માટે મેં સર્વ યત્નો કર્યા હતા, તો મારી એજ માગણી છે કે મને હજી પણ " રાજા " તરીકે જ રાખો. પ્રજાનું પાલન કરીને તેને સંપૂર્ણ સુખી કરવાની મારી આશા આ યુદ્ધમાં થયેલા મારા પરાજયથી કપાઈ ગઈ છે તેને પુનઃ સાંધી આપો એજ મારા હૃદયની ઉંડી ઇચ્છા છે.

સિકંદરઃ—ધન્ય છે પોરસરાજ ! ધન્ય છે તમને અને તમારા જેવા દેશદાઝ જાણનાર રાજાને જન્મ આપનાર ભારતવર્ષને. જાઓ, આ ક્ષણેથી આપ પુનઃ પંજાબપતિ છો, મુક્ત છો, જાઓ, પ્રજાનું યથાર્થ પાલન કરો અને તમારા હૃદયની આશા પૂર્ણ કરો.

પોરસઃ—પ્રભુ આપને નિરંતર સુખી રાખો. મહાવિજેતા ! આપના આ ઉદાર હૃદયને હું કદી ભૂલીશ નહિ અને મને આશા છે કે આપ દુનિયાના અન્ય ભાગોમાં યુદ્ધ કરવા માટે જતાં તમને ચહાનાર પોરસને ભૂલશો નહિ.

સિકંદરઃ—કદી નહિ પોરસરાજ ! ( આસનપરથી નીચે ઉતરે છે. ) આવો, આપણે ઉભય તરીકે ભેટી છૂટા પડીએ ( ઉભય ભેટે છે. ) સેનાપતિ ! જાઓ પચીસ સૈનિકો લઈ પંજાબપતિ પોરસને તેમની છાવણીમાં ક્ષેમકુશળ પહોંચાડી આવો.

( સિકંદર પોરસની તરવાર આસનના પગથીઆ પાસેથી ઉપાડી પોરસના હાથમાં પાછી આપે છે. )

પોરસઃ—પ્રભુ આપનો વિજય કરો.

( સેનાપતિ સાથે પોરસ જાય છે. )

લેખકઃ—**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.** ( કલકત્તા. )

# જાહેર ખબર.

---

સંવાદ સંગ્રહ દ્વિતીય ભાગ—મોટું પુસ્તક, થોડા વખતમાં તૈયાર થશે. તેમાં ઘણા જુદા જુદા વિષયો પરત્વેના નીતિબોધક રસમય સંવાદો પ્રસિદ્ધ વિદ્વાન લેખકોની કસાએલી કલમથી આલેખાએલા છે.

બાળગીત સંગ્રહ—પુષ્કળ સુધારા વધારા સાથેની દ્વિતીયાવૃત્તિ છપાય છે, એક માસમાં બહાર પડશે. જેમાં ૨૫૦ થી ૩૦૦ ઉત્તમ ગીતોનો સંગ્રહ છે. કિમ્મત આઠ આના ફક્ત પોષ્ટેજ જુદું.

અગાઉથી ગ્રાહક થનાર સદ્‌ગૃહસ્થો જલદીથી પોતાનાં નામ નોંધાવશે. એજ વિજ્ઞપ્તિ.

હરિલાલ ચંદુલાલ ઠાકોર,
હેડમાસ્તર, સ્કૉટ કૉલેજ; સાદરા-મહીકાંઠા.

અને

ભાઈચંદ પૂંજાદાસ શાહ,
હેડમાસ્તર, તાલુકા સ્કૂલ; [illegible]-મહીકાંઠા.